૧ં
જયેષ્ઠ
અંક ૧
સંવત્ ૨૦૦૩

॥ ૐ ॥

यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજસાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨

શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો બીલખા

येषां सन्निधिमात्रेण सदानन्दायते मनः ।
तेषां श्रीनाथगुरुणामानन्दाश्रम आश्रमः ॥ १ ॥

ભાવાર્થઃ—જેઓશ્રીની સમીપતામાત્રથી મનમાં નિત્ય વિદ્યમાન (ખરો) આનંદ પ્રકટ થાય છે તેઓશ્રી સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનનો આશ્રમ આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીસદ્‌ગુરુચરણધ્યાન. | ૧ |
| ૨ | શ્રીઆનંદાશ્રમના ૧૬ મા વર્ષમાં પ્રવેશ પ્રસંગનું મંગલાચરણ. | ૨ |
| ૩ | શ્રીનાથવચનામૃત. | ૪ |
| ૪ | તપસ્વિની શબરી અને શ્રીરામચંદ્રજી સંવાદ. | ૫ |
| ૫ | સનાતનધર્મપ્રવૃત્તિ. | ૧૨ |
| ૬ | ગુરુપૂર્ણિમામહાપૂજનમહોત્સવસમારંભ. | ૧૩ |
| ૭ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૪ |
| ૮ | ખેદજનક અવસાન. | ૧૫ |
| ૯ | પરચુરણ ભેટ. | ૧૬ |
| ૧૦ | ખાસ નોંધ. | |

——[ * ]——

## વાંચો

### ? ? જરૂરી ? ?

આ " આનંદાશ્રમ " માસિકના વર્ષ ૧૬માનો ૧લો અંક પ્રસિદ્ધ થાય છે. " આનંદાશ્રમ " પત્રના ગ્રાહક બંધુઓએ પોતાનું ચડત લવાજમ તુરતજ મનીઓર્ડરથી મોકલી આપવા વિનતિ છે, કે જેથી વી. પી. કરવાનો નકામો ખર્ચ કરવો ન પડે. બે કે ત્રણ વરસનાં ચડેલાં લવાજમોવાળા તરફથી વી. પી. પાછાં આવવાથી ધાર્મિક પ્રચારમાં નુકસાન થાય એમ સૌ કોઈ સમજી શકે છે.

વ્યવસ્થાપક " આનંદાશ્રમ "

——[ * ]——

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા ( કાઠિયાવાડ ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહાશંકરલાલ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।

અર્થાઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્


વર્ષ ૧૯ મું ] સંવત્ ૨૦૦૩ જયેષ્ઠ [ અંક ૧ લો.


## શ્રીસદ્ગુરુગુણગાન

[ લે. શ્રી. મ. ત્રિ ભટ્ટ-સુરત ]

( રાગ ગરબી )

મને કહોને મહેશ્વર કેવા હતા ?

કેવા હતા ? ક્યાં રહેતા હતા ? મને કહોને મહેશ નાથ કેવા હતા ?
ક્યાં રહેતા હતા ? શું કરતા હતા ?—મને કહોને૦

ગુર્જિયલ ગુજરાતના દ્વાના દ્વિજોને
સંધ્યા શીખાડનાર કેવા હતા ?—મને કહોને૦ ૧

નીતિ ને ધર્મતણા પાઠો પઢાવી
સંયમ સમજાવનાર કેવા હતા ?—મને કહોને૦ ૨

શ્રુતિ વેદાંત કર્મ ભક્તિ ને યોગથી
ગીતા ગવડાવનાર કેવા હતા ?—મને કહોને૦ ૩

યોગીને યોગનું ને ભક્તિનું ભાન દઈ
ભક્તોને તારનાર કેવા હતા ?—મને કહોને૦ ૪

સંયમ તિતિક્ષા ને બ્રહ્મતણા જ્ઞાનની
 ફોરમ ફેલાવનાર કેવા હતા ?—મને કહોને૦ ૫
આદર્શ આચાર્યતણા ભૂષણરૂપ એ
 કીર્તિ પ્રસરાવનાર કેવા હતા ?—મને કહોને૦ ૬
જ્ઞાન અને કર્મતણા માર્ગો બતાવી
 શ્રુતિને બોધનાર કેવા હતા ?—મને કહોને૦ ૭
પત્રો પ્રવાસ અને લેખન કથાએ
 સંશયને છેદનાર કેવા હતા ?—મને કહોને૦ ૮
દૈવી સંપત્તિ સૌ ઉરમાંહી સ્થાપી
 હરખે ઝુલાવનાર કેવા હતા ?—મને કહોને૦ ૯
આ ભવરણમાં તાપે તપતા
 હૈયાને ઠારનાર કેવા હતા ?—મને કહોને૦ ૧૦
વિજય સદ્ધર્મતણા વિશ્વે વિસ્તારી
 ઝંડો ફરકાવનાર કેવા હતા ?—મને કહોને૦ ૧૧
ભારે વિષાદે મુંઝાતા નરનારનાં
 હૈયાં હુલાવનાર કેવા હતા ?—મને કહોને૦ ૧૨
પાવન હેમાદ્રિશા ગરવા ગિરનારથી
 ગંગા ઉતારનાર કેવા હતા ?—મને કહોને૦ ૧૩
મુમુક્ષુ જનને સુમાર્ગે ચઢાવી
 બુદ્ધિ પ્રકાશનાર કેવા હતા ?—મને કહોને૦ ૧૪

——[ * ]——

## श्रीआनंदाश्रमपत्रना १६ मा वर्षमां प्रवेशप्रसंगनुं मंगलाचरण

**જય શ્રીમન્નાથ મહેશ્વર !**
**જય ! જય !**

શ્રીઆનંદાશ્રમપત્ર આજ સોળમા વર્ષમાં પ્રવેશ કરે છે તે પ્રસંગે શ્રીમહેશ્વરથી અભિન્ન હે શ્રીમન્ નાથમહેશ્વર ! આપ ભગવાન્નું પૂજન અર્ચન કરી અમે અમારા ઇષ્ટ સંગલાચરણની સિદ્ધિ કરીએ છીએ.

શ્રીઆનંદાશ્રમપત્ર જનતાને જગતના ખરા સ્વરૂપનો બોધ કરે છે કે જેને જાણીને જનતા જગતના મિથ્યારૂપને ખરૂં રૂપ જાણી તેમાં મિથ્યા અટવાવાના અનર્થમાંથી ઊગરી સ્વસ્થ થાય.

જનતાને પ્રત્યક્ષ જણાતું જગતનું રૂપ મિથ્યારૂપ છે, પુનઃ જનતાને વ્યર્થ અટવાવનારૂં છે તેને ખરૂં જાણીને જનતા વ્યર્થ અટવાયા કરે છે અને અસ્વસ્થ રહે છે.

જનતા જો જગતના ખરા રૂપને જાણે તો તેને જગતનું મિથ્યા રૂપ મિથ્યા જણાય અને તો મિથ્યાને ખરું જાણવાથી થતી અસ્વસ્થતા પણ થવા ન પામે.

એ માટે શ્રીઆનંદાશ્રમપત્ર જનતાને જગતના ખરારૂપનો બોધ આપે છે

અને સમગ્ર જનતા બોધને એકસરખો ગ્રહણ કરે એવી શક્યતા ન હોવાથી શ્રીઆનંદાશ્રમપત્ર બોધની કલાના પણ વિવિધ પ્રકારો પ્રવર્તાવે છે.

વળી શ્રીઆનંદાશ્રમપત્ર જે બોધને પ્રવર્તાવે છે તે બોધ પણ શ્રીઆનંદાશ્રમપત્રનો પોતાનો કલ્પેલો નથી પણ જગતના પ્રવર્તક શ્રીપરમેશ્વરથી અભિન્ન આપ શ્રીમન્નારાયણભગવાને પ્રવર્તાવેલો બોધ છે

અને હે શ્રીમદ્ગુરુદેવ ! આપ ભગવાને પ્રવર્તાવેલો બોધ પણ આપ ભગવાનના પ્રત્યક્ષ એવા મનુષ્યરૂપવડે કલ્પેલો બોધ નથી. પણ જગતને પ્રવર્તાવવા સમયે જગતના પ્રવર્તક શ્રીપરમેશ્વરે વેદવાણીવડે પ્રવર્તાવેલો આદ્ય બોધ છે.

એ બોધને અનુકૂળ ભાવથી એટલે શ્રદ્ધાભક્તિભરેલા ભાવથી પોતાના અનુભવમાં તથા આચારમાં ઉતારનારા મનુષ્યોનું અવશ્ય કલ્યાણ થાય એવો કલ્યાણકારી એ બોધ છે.

એ બોધ મનુષ્યની મતિમાં ન ઉતરી શકે એવો છે એમ પણ નથી

પ્રથમના પુણ્યરૂપ અપૂર્વના પરિપાકથી તથા વર્તમાનના અનુકૂળ વિનયનવડે એ બોધ મનુષ્યની મતિમાં સહજ ઉતરે એવો છે

વસ્તુમાત્રના ઉપરથી જણાતા રૂપને જ તેનું ખરું રૂપ માની ન લેતાં તેના ખરા સ્વરૂપનું જ્ઞાન સિદ્ધ કરવું એ એ બોધનું મુખ્ય અંગ છે.

પણ વ્યવસ્થિત વ્યવહારની યોગ્યતા કે શક્યતાવાળી જનતાઓ પરસ્પરના જે રીતના વ્યવહારોવડે પરસ્પર સર્વને સુખની અભિવ્યક્તિ થાય તે રીતના વ્યવહારોનો આદેશ એ પણ આ બોધનું ગૌણ છતાં બીજું એક અંગ છે

બોધનાં એ બને અંગોનો પ્રવાહ શ્રીઆનંદાશ્રમપત્રમા સાદી સ્પષ્ટ અને લોકભોગ્ય ઢબમાં વહેતો જ રહે છે.

પાપરૂપ અપૂર્વના પ્રતિબંધથી તથા વર્તમાનના પ્રતિકૂળ વિનયનના પ્રભાવવડે આજ જનતાનો મોટો ભાગ કાં તો આ બોધને વહેવડાવનારા શ્રીઆનંદાશ્રમપત્રથી અપરિચિતજ રહે છે અને કાં આ બોધ તેને અરુચિકર રહે છે અને કાં તેમાં કાંઈ ને કાંઈ દોષનું દર્શન થતું રહે છે

પ્રથમના પુણ્યરૂપ અપૂર્વના પરિપાકના તથા વર્તમાનના અનુકૂળ વિનયનના યોગવડે જનતાનો જે અલ્પ ભાગ શ્રીઆનંદાશ્રમપત્રનો પરિચય કરતો થાય છે તેની મતિમાં આ બોધ દૃઢભૂમિ થાય તથા તે એ બોધને અનુભવમાં તથા આચારમાં ઉતારી કૃતકૃત્ય થાય એવી કૃપા કરવા કૃપાપારાવાર આપ ભગવાનના ચરણસરોજમાં અમે નમ્રભાવે પ્રાર્થના કરીએ છીએ.

અને જનતાનો જે મોટો ભાગ શ્રીઆનંદાશ્રમપત્રના પરિચયથી વંચિત રહે છે વા જેને શ્રીઆનંદાશ્રમપત્રનો બોધ અરુચિકર રહે છે વા જેને શ્રીઆનંદાશ્રમમાં પ્રવર્તતા એ બોધમાં કાંઈ ને કાંઈ દોષનું દર્શન થતું રહે છે તેને તેના પ્રથમના પાપરૂપ અપૂર્વનો પ્રતિબંધ દૂર થવા પામે અને વર્તમાનના અનુકૂળ વિનયનનો યોગ સાંપડે એવી કરુણા કરવા પણ કરુણાપારાવાર આપ ભગવાનના ચરણસરોજમાં અમે દીનભાવે યાચીએ છીએ.

——[ * ]——

## શ્રીનાથવચનામૃત
(શ્રીમન્નાથભગવાન્)

ક્ષર એટલે પૃથિવી આદિ પાંચભૂતો ને સર્વ ભૌતિક પદાર્થો અને અક્ષર એટલે જ્યાંસુધી જીવને મોક્ષ થાય ત્યાંસુધી સ્થિર રહેનારી માયા. એ ક્ષરથી તથા અક્ષરથી ઉત્તમ જે શુદ્ધ ચેતનરૂપ બ્રહ્મ તે પુરુષોત્તમ.

ઈશ્વરમાં જે માયારૂપ ભાગ રહેલો છે તેનું નામ ને રૂપ મિથ્યા છે, પણ તેમાં જે ચેતનરૂપ ભાગ છે તે નામરૂપથી રહિત હોવાથી મિથ્યા નથી.

ઈશ્વરનું નામ ને રૂપ વ્યવહારપૂરતું સાચું હોવાથી તેમના સ્મરણથી ને ધ્યાનથી સ્મરણ કરનાર તથા ધ્યાન કરનાર મનુષ્યને અભ્યુદયનો એટલે વ્યાવહારિક ચઢતી સ્થિતિનો અને મોક્ષનાં સાધનોનો લાભ થાય છે.

જપકાળે તમારાથી જેટલો સમય પદ્માસન રાખી શકાય તેટલો સમય પદ્માસન રાખવું. શ્રદ્ધા, ઉમંગ ને એકનિષ્ઠા રાખી જપરૂપ શુભપ્રયત્ન કરશો તો તમારા અંતઃકરણમાં જે પ્રતિબંધક સંસ્કાર હશે તે સર્વ પ્રતિબંધક સંસ્કાર ઈશ્વરની કૃપાથી દૂર થઈ જશે.

જો જીવનું ફલ દેવાને ઉદય પામેલું પ્રારબ્ધકર્મ નબળું હોય તો નવો શુભ પ્રયત્ન કરવાથી તે પ્રારબ્ધકર્મને આપતું બહુધા અટકાવી શકાય.

શિવ તથા વિષ્ણુ સગુણ બ્રહ્મરૂપ છતાં ઉપાસકોની રુચિના ભેદોને લીધે તેમની ઉપાસનામાં કાંઈક ફેર હોય છે, પણ ઉપાસનાના પરિપાકે પ્રાપ્ત થનારા ફલમાં ભેદ રહેતો નથી. પરમપદબોધિનીમાંથી જો શાસ્ત્રોની ને મતપંથની એકવાક્યતાનું પ્રકરણ તમે વાંચશો તો આના સંબંધમાં તમે વિશેષ જાણી શકશો.

ઈશ્વરનું સ્મરણધ્યાન કરવું તે પુણ્યકર્મ હોવાથી એવું પુણ્યકર્મ કરનારને કર્મફલપ્રદાતા ઈશ્વર તેનું શુભ ફલ આપે છે. ઈશ્વર પૂર્ણકામ હોવાથી કોઈ મનુષ્ય મારું સ્મરણધ્યાન કરે તો ઠીક એવી ઇચ્છા તેમને હોતી નથી, પણ મનુષ્ય અકૃતાર્થ હોવાથી કૃતાર્થ થવામાટે તેને ઈશ્વરનું સ્મરણધ્યાન કરવાની અગત્ય રહે છે. ઈશ્વરમાં નિષ્ઠુરતા ન હોવાથી તથા પોતાની ભક્તિરૂપ શુભકર્મ કરનારને અદૃષ્ટ રહી સાહાય્ય કરનાર હોવાથી તેઓ દયાલુ મનાય છે.

જેમને બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થયો હોય તેઓ વિદેહકૈવલ્ય પામે છે. તેમને પુનર્જન્મની પ્રાપ્તિ કોઈ પણ વેલા થતી નથી. જન્મનું કારણ બ્રહ્મસ્વરૂપનું અજ્ઞાન ને તે અજ્ઞાનની વાસના છે, તે બંને તેમનાં અંતઃકરણમાંથી નિવૃત્ત થયાં હોય છે. શ્રુતિ સ્મૃતિ ને પુરાણાદિથી તથા તદનુકૂલ યુક્તિથી એ નિર્ણય સિદ્ધ થયેલો છે.

બ્રહ્માંડમાં જીવો અસંખ્ય છે, ને મુક્તિનું દુર્લભપણું છે. જે જીવો બ્રહ્મજ્ઞાનદ્વારા મુક્ત થાય તેટલી સંખ્યા બ્રહ્માંડમાંથી ન્યૂન થાય, પણ તે સંખ્યા પ્રમાણમાં નહિ જેવી હોય છે.

મનુષ્યની બુદ્ધિ નહિ પહોંચી શકે એટલો બધો સમય વીતી ગયા

છતાં, અને ઘણા જીવો પુનરાવૃત્તિ રહિત મોક્ષ પામ્યા છતાં પણ જો સૃષ્ટિ ચાલુ રહી છે, બંધ થઈ નથી, તો હવે પછી અમુક કાલે તે બંધ થઈ જશે એમ શા આધારે કહી શકાય? વિકલ્પની ખાતર માનો કે મનુષ્યની બુદ્ધિ ન ગણી શકે તેટલા લાંબા કાળ પછી સૃષ્ટિ રચનાનું કામ બંધ થશે તો તેમાં મુમુક્ષુને શી હાનિ છે?

હૃદયની શુદ્ધિમાં, સ્થિરતામાં, ને કર્તવ્યનિષ્ઠામાં ઉત્તરોત્તર વધારો કરવો.

( ચાલુ )

———[ * ]———

## તપસ્વિની શબરી અને શ્રીરામચંદ્રજી-સંવાદ

[ લેખક—શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]

( સ્થળ—દંડકારણ્ય ) પંપાસરોવર

— પાત્રો —

શબરી, શબરરાજા ( ભીલરાજા ), મતંગઋષિ, સાવિત્રી, ( મતંગઋષિની પુત્રી ), ભગવાન શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજી, અન્યઋષિવૃન્દ.

( સૌ સાથે સ્તુતિ કરે છે ) રાગ કલ્યાણ

વિઘ્નહરન ગવરીકે નંદન, સમરું સદા સુખકારી,
જીસી સુમરનસેં પાપ કટત હૈ, નિર્મલ હો મતિ મોરી....વિઘ્ન૦
અવગુણ બહોત ગુણ નહિ એકે, માફ કરો ક્ષતિ મોરી,
સદ્ગુરુ નાથ! સંતનકી સેવા, વિનતિ કરું મેં તોરી...વિઘ્ન૦

( બીજી સ્તુતિ )

ધન્ય આજનો દિવસ ઉજવાય, અવસર આનંદનો,
ગુરુ જાપથી સદા સુખ થાય, અવસર આનંદનો
જેણે જીવનમાં યોગ કેરી સાધના કરી, જેના અંતરમાં શ્રેયસ્‌ની ભાવના ભરી,
જેના સ્મરણે ખચિત ટળી જાય, ફેરો ભવબંધનનો ...ધન્ય૦
જેના મુખપર ઓજસ્‌ની પ્રતિભા ભરી, જાણે આદર્શ ધર્મતણી પ્રતિમા ખરી,
ગુરુદર્શનથી શાન્ત્વના પમાય, ટળે ભવબંધનનો ..ધન્ય૦
જેની શક્તિ પ્રભાથી સૌ વંદના કરે, નાથભક્તિરૂપ નૌકામાં બેસી તરે,
આત્મજ્યોતિ જેનાથી પ્રકટાય, દીપક દુનિયાનો ...ધન્ય૦
ગુરુપૂજનનો મહિમા ગણાય, અવસર આનંદનો.

શબરી—પિતાજી! આટલા બધા પશુઓ, ભેંસો, બકરા ને ઘેટાં અહીં શા માટે ભેગાં કર્યા છે? બિચારા આંસુ સારતા હોય એમ જણાય છે

શબરરાજા—બહેન! તારાં લગ્ન થવાના છે, માટે આ બધા પશુઓ દેવીને બળિદાન આપી, તેનો સંહાર કરી આપણી ભીલ જ્ઞાતિને ભોજન આપવા માટે ભેગાં કર્યા છે. રાજાને છાજે તેવું સમયોચિત ભોજન આપવું જોઈએ

શબરી નીચે લખેલું ગીત ગાય છે, તેના હૃદયનો ઊભરો ખાલી કરે છે.

( પિતાજી આ કોપ શીદને કર્યો..........એ રાગ )

પિતાજી આ સંહાર શીદને કરો, પ્રાણીહિંસા બાપુ ! તમે કાં કરો ?
શ્રવે છે બહુ આ ઉષ્ણ અશ્રુઓ, બચાવો બચાવોના પોકાર સૂણો.
દિલડું દ્રવે આ ચીસો સાંભળો, મુંગા પ્રાણીઓની દયા તો ધરો,
કર્મનો સિદ્ધાન્ત કેમ ભૂલી જાઓ, વેર લેશે બીજા જ જન્મમાં તેઓ.
પિતા મારી છેલ્લી અરજ સૂણો, દયાપાત્ર પ્રાણીઓને મુક્ત કરો.

**શબરી:**—( સ્વગત ) અરે ! મારા લગ્ન ખાતર આટલા બધા નિર્દોષ પ્રાણીઓનો સંહાર ! હા, પ્રભુ ! મને બચાવો. મારાં વળી લગ્ન કેવાં ?

હું તો ભગવાન્ રામચંદ્રજીને વરી છું. મારું મન તેમનામાંજ આસક્ત છે. હું રાત્રે એક વાગે ઉઠી ભગવાન્ રામચંદ્રજીની મૂર્તિ સાથે લઈ પ્રભુ મતંગઋષિના આશ્રમમાં ચાલી જઈશ.

**શબરી** રાત્રે એકવાગે ઉઠી એક સાડીમાં રામચંદ્રજીની મૂર્તિ લપેટી ગુપચુપ ઘરમાંથી ચાલી નીકળે છે. ચાલતાં ચાલતાં થાકી જાય છે. નદીમાં જલપાન કરી જરા આરામ લે છે, ત્યાં ભગવાન્ **મતંગ**ઋષિની પુત્રી સાવિત્રી જલ ભરવા આવે છે, તેને મતંગઋષિના આશ્રમ વિષે પૂછે છે.

**સાવિત્રી**—બહેન, ચાલ મારા પિતાજીનો આશ્રમ બતાવું, (મતંગઋષિ પાસે લઈ જાય છે.)

**શબરી**—પિતાજી ! હું આપને સાષ્ટાંગ નમન કરું છું, હું આપના શરણે આવી છું.

**મતંગ ઋષિ**—શબરી ! તું બહુ શ્રમિત થઈ ગઈ હોય એમ જણાય છે. વિશ્રાંતિ લે, ફળફૂલ ખાઈ, તૃષા નિવૃત્ત કરી તૃપ્ત થા. હું તને અભયદાન આપું છું. સામે જુદી પર્ણકુટી બાંધ. અમને સમિધ, ઇન્ધન, ફળ, ફૂલ લાવી આપજે, અમારી સેવા કરજે, તારું કલ્યાણ થશે.

**સાવિત્રી**—બહેન, લે આ વલ્કલ વસ્ત્રો પરિધાન કર. પિતાજી તને પ્રાણાયામ, યોગમુદ્રા, ચિત્તનિરોધરૂપ રાજયોગ બતાવે તે પ્રમાણે યોગાભ્યાસ કરજે. એવો પુરુષાર્થ કર કે જેથી આ દુઃખમય સંસારમાં પાછું આવવું ન પડે. આ સંસાર સ્વપ્નજેવો મિથ્યા છે, એક બ્રહ્મજ સત્ય છે.

સાવિત્રી (ગાય છે)

સ્વપ્ના જેવો છે સંસાર, સ્વપ્નામાં બહુ સુખ પામી,
જાગીને જોયું ત્યાં જંજાળ, સ્વપ્નમાં બહુ સુખ પામી.
આજ રે સ્વપ્નામાં હસ્તિ ને ઘોડા, પામી છું ગરથ ભંડાર,
જાગીને જોયું ત્યાં કાંઈ ન ભાળ્યું, મિથ્યા છે આ સંસાર.—સ્વપ્નામાં.
આજ રે સ્વપ્નામાં અમૃતભોજન, અતિશય કર્યો છે આહાર,
જાગીને જોયું ત્યાં ક્ષુધા રે ઘણેરી, ભૂખ ન ભાંગી લગાર.—સ્વપ્નામાં.
આજ રે સ્વપ્નમાં સહજ પલંગ સૂતી, પામી છું રૂપવંત નર,
જાગીને જોયું ત્યાં જંગલનિવાસી, બની ભીખારીને હાલ.—સ્વપ્નામાં.
આપ ભૂલીને પરને રે પહોંચી, પાણી પહેલાં બાંધી ન પાળ,
સાવિત્રી કહે છે દિલમાં વિચારો, ક્ષતિ ન સૂઝી લગાર.—સ્વપ્નામાં.

મતંગઋષિ—શબરી! તું શા કારણથી રાજ્યવૈભવ છોડી અહીંયા આવી છો, તે મેં બધું યોગશક્તિવડે જાણી લીધું છે. પૂર્વભૂતમાં તું કોણ હતી, તે ગયા જન્મનો વૃત્તાંત તું સાંભળ. તું ઋષિપત્ની હતી. તારા પતિની શુશ્રુષા ઘણા જ પ્રેમથી કરતી. સ્વભાવે અત્યંત ભોળી હતી પતિની સેવા કરવી એજ મુખ્ય કર્તવ્ય છે, એવું એકેન્દ્રિયનુંજ જ્ઞાન તને હતું. તું આચારવિચારમાં કાંઈ સમજતી નહોતી તું અશુચિ હતી છતાં, તારી પ્રસૂતિના સમય પછી તુરત ઋષિની સેવામાંજ રત રહી જ્યારે બાળકે રુદન કર્યું ત્યારેજ ઋષિને ખબર પડી કે પ્રસૂતિના સમયમાં પણ તે સેવાનું કાર્ય અસ્ખલિતપણે ચાલુ રાખ્યું હતું. આવા સાદા નિયમોનું પણ તને ભાન નહોતું, તેથી ઋષિને દેહશુદ્ધિપ્રાયશ્ચિત્ત કરવું પડયું ઋષિએ તને શાપ આપ્યો કે આવતા જન્મમાં તું ચંડાલ થઈશ એટલે ભીલ જાતિમાં જન્મ ધારણ કરીશ તેં જ્યારે અજ્ઞાનતા-માટે ક્ષમા માગી અને અશ્રુપૂર્ણનેત્રે અનુગ્રહ કરવા કહ્યું, ત્યારે ઋષિએ કહ્યું કે "તેં પતિવ્રતાના ધર્મનું યથાર્થ પાલન કર્યું છે, માટે આવતા જન્મમાં તું ભક્તિપરાયણ રહીશ, અને સાક્ષાત્ રામચંદ્રજી ભગવાન્ તારી ભક્તિથી પ્રસન્ન થઈ, તને દર્શન આપશે, અને તું વિમાનમાં બેસી, દિવ્ય દેહ ધારણ કરી, ઊર્ધ્વલોકમાં નિવાસ કરીશ.

શબરી—ઋષિરાજ! શું આજ પ્રમાણે ખરેખર બનશે? શું ભગવાન્ રામચંદ્રજીના દર્શન મને થશે? હું આજથી યોગાભ્યાસ શરૂ કરીશ, રામચંદ્રજી ભગવાનનું ધ્યાન ધરીશ, પ્રાણાયામનો અભ્યાસ સતત ચાલુ રાખીશ.

શબરી હમેશાં સવારના વહેલા ત્રણ વાગે ઊઠી ઋષિઓને સ્નાન કરવા જવાનો રસ્તો વાળીઝુડીને સાફ રાખે છે કે જેથી તેમને પગમાં કાંકરા કાંટા વાગે નહિ

શબરી—(સ્વગત) અરે! હું ઘણી મુદ્દત થયાં ભગવાન્ રામચંદ્રજીની રાહ જોયા કરું છું પણ ભગવાન્ હજુ પધાર્યા નહિ. હમેશા મિષ્ટ ફળો તેમના માટે રાખી મૂકું છું, પણ નિરાશ થઈ નિઃશ્વાસ નાખી બેસી જાઉં છું હવે મારી ધીરજ ખૂટી છે પ્રભો! હવે આપ ક્યારે આ ઝૂંપડીને પાવન કરશો? ભગવાન્ મતંગઋષિએ કહ્યું છે કે "ભગવાન્ રામચંદ્રજી જરૂર મને દર્શન આપશે તેમનાં વચન કદી અન્યથા નહિ થાય, એવી મને સંપૂર્ણ આશા છે. ગઈ રાત્રે મને સ્વપ્ન થયું, તેમાં એમ મને ભાન થયું કે જાણે ભગવાન્ રામચંદ્રજી તથા લક્ષ્મણજી મારી પર્ણકુટી ઉપર આવ્યા અને મેં રાખેલાં મીઠાં બોર, આંબુ ને જમરૂખ જમવા લાગ્યા. કદાચ આ સ્વપ્ન સાચું પડે તો લાવ હું આ ઉંચા ઝાડ ઉપર ચડીને જોઉં કે કોઈ દૂરથી આવતા જણાય છે?

શબરી ઝાડની ઉંચી ડાળી ઉપર ચડી, હમેશની માફક જુએ છે તો ખરેખર બે દેદીપ્યમાન સૂર્ય ચાલ્યા આવતા હોય તેમ બે મૂર્તિઓને જુએ છે ઊતાવળ ઊતાવળમાં હાંફળી ફાંફળી થઈ દોડાદોડ કરી જલદી આસન પાથરે છે, જળ તથા ફળ આગળ રાખે છે. સ્વાગત કરવાની બધી તૈયારી જલદીથી કરી લે છે

શબરી—પ્રભો! હું આપ બંનેને સાષ્ટાંગ દંડવત્ પ્રણિપાત કરું છું. મારું હૃદય ભરાઈ આવ્યું છે, કંઠ તદન રૂંધાઈ ગયો છે. બંનેનાં ચરણો ધોઈ ચરણોદક લે છે

(સ્તુતિ કરે છે રાગ ગઝલ)

પ્રણમું પ્રીતે પ્રભુ પ્યારા, પધારો પ્રેમમંદિરિયે,
નમું છું નાથજી મારા, પધારો પ્રેમમંદિરિયે. ૧.

નેત્રની કુંજગલીઓમાં, સુહાગી સાથિયા પૂર્યા,
વિનયનાં ફૂલડાં વેર્યાં,—પધારો ... ૨

હૃદય એમ સાફ તો કરીશું, પુષ્પની પાંખડી ધરીશું,
બિછાના પ્રેમ પાથરીશું,—પધારો ... ૩

પ્રભુ ! પ્યાસી તમારાંને, સીંચો અમૃત ધારાને,
ફળો મનડાં અમારાંને,—પધારો ... ૪

જીગરની જાણી જિજ્ઞાસા, અમારી એજ છે આશા,
પુરો અંતર અભિલાષા,—પધારો ... ૫

વિવેકે વિનવું વહાલા, મટાડો જન્મઘટમાળા,
ત્યજાવો ચિત્તના ચાળા,—પધારો ... ૬

અમારી આંખના તારા, અમારા કંઠની માળા,
હૃદય શણગાર છો વહાલા,—પધારો ... ૭

ચરણરજ પ્રેમથી ચાખું, હૃદયમાં કોતરી રાખું,
ઓવારી દિલડું નાખું,—પધારો ... ૮

પૂરણ પરિબ્રહ્મ સુખરાશી, ઘટોઘટમાં સદા વાસી,
કહે દાસી આપની શબરી,—પધારો ... ૯

**ભગવાન્:**—હે તપસ્વિનિ ! કામ, ક્રોધ, ભય, શોક, ચિંતા આદિ મનોવિકારો તારા તપમાં વિઘ્ન તો ઉપજાવતા નથી ને ? તારો ક્રોધ તથા આહાર નિયમમાં આવી ગયેલા છે ? પવિત્રતા તથા સંતોષ આદિ નિયમોનું પરિપાલન તારાથી સુખપૂર્વક થઈ શકે છે ? શ્રીસદ્‌ગુરુ મતંગ-ઋષિની સેવાથી પ્રાપ્ત થતી ચિત્તની સ્વસ્થતાનિરોધ તને પ્રાપ્ત થયેલ છે?

**શબરી:**—હે ભકતવત્સલ પ્રભો ! આજ આપશ્રીનાં દર્શનથી મારો જન્મ સફળ થયો એમ હું માનું છું. શ્રીસદ્‌ગુરુ મતંગઋષિની સેવા અને મારા મહાવ્રત, યમ, નિયમ, ધારણા, ને ધ્યાન આજે સફળ થયાં એમ હું માનું છું. હે પ્રભો ! મહર્ષિ મતંગઋષિએ મારા ઉપર અનુગ્રહ કરી પ્રાણાયામની બતાવેલ વિધિથી મારું હૃદય નિર્મળ થવાથી, મને પ્રથમ નાદાનુ-સંધાન થવા લાગ્યું, એટલે કાનમાં ઘણા જુદા જુદા પ્રિય અવાજોનો ગુંજારવ થવા લાગ્યો. પછી ધારણા, ધ્યાન, સમાધિ સિદ્ધ થવા લાગ્યાં, મુખમાં રસાનુભવ થવા લાગ્યો, હૃદયમાં દિવ્ય પ્રકાશનું દર્શન થવા લાગ્યું. જેમ જેમ ચિત્તનો નિરોધ થવા લાગ્યો, તેમ તેમ અનુપમ શાન્તિનું ભાન થવા લાગ્યું, પછી મને સિદ્ધિઓ પ્રાપ્ત થઈ હોય એમ સ્પષ્ટ અનુભવાવા લાગ્યું. જેમ બરફના ઘડામાં હાથ ઉંડો ઉંડો જતો જાય તેમ તેમ વધારે વધારે શીતળતાનું ભાન થાય, તેમ જેમ જેમ મારી ચિત્તવૃત્તિ હૃદયના ઉંડાણમાં વધારે વધારે ડુબવા લાગી તેમ તેમ વધારે વધારે, ચિત્તની શાન્તિનું ભાન થવા લાગ્યું. સંસારની અસારતા સમજાવાથી આ જગત ત્રણે કાળમાં અસત્ય છે એમ સ્પષ્ટ અનુભવ થવા લાગ્યો. રાગ, દ્વેષ, ભય, શોક એ બધાનો નિઃશેષપણે નાશ થયો છે એમ સ્પષ્ટ અનુભવ થાય છે. હું ધ્યાનમાં બેસું છું ત્યારે આ દેહનું તથા જગતનું અભાન થઈ, જેમ કરો મહાસાગરમાં પડે ને એકરૂપ થઈ જાય, તેમ મારા અંતઃકરણની વૃત્તિ એકરૂપ થઇને રહે છે.

શ્રીરામચંદ્રજી—મને જે સ્વભાવ પ્રિય નથી, તે સ્વભાવને જે ભક્ત વિષની પેઠે ત્યાગ કરે છે, તેને હું સાચો ભક્ત માનું છુ. તારી અવ્યભિચારિણી (અનન્ય) ભક્તિથી હું બહુજ પ્રસન્ન છુ. હે ચારુભાષિણિ! હોકાયન્ત્રવાળો ઝીણી અણીવાળો કાંટો, જે સર્વદા ઉત્તરદિશા ભણીજ રહે છે, તેને મનુષ્યો ગમે તેટલો ફેરવે તોપણ ફેરવવાનું કામ બંધ કરે કે તુરત ઉત્તર દિશા ભણીજ પોતાનું મુખ કરી દે છે, તેમ તું મને પ્રાપ્ત થતી અનુકૂળ અને પ્રતિકૂળ સ્થિતિમા સર્વદા મારી ભક્તિમાજ અડગપણે તત્પર રહે છે, તેથી હું તારા ઉપર બહુ પ્રસન્ન છુ. પુરુષની છાયા જેમ પુરુષના શરીરનેજ અનુસરે છે, તેમ મારો અનન્ય ભક્ત કોઇ પણ પ્રકારની મમતા વિના મારી આજ્ઞાને અનુસરે છે હું તેઓની સખત કસોટી કરુ તોપણ તેઓ મારાથી વિરુદ્ધ થવાનો સંકલ્પ પણ કરતા નથી

શબરી! હું મારા ભક્તોને આધીન છુ સાંભળ:—

(ગીત)

ભક્તોની ભીડ શબરી કેને કયાં ન આવ્યો ?
કબીર સારુ હું તો વણઝારો થઇને, પોઠ ભરીને ઘેર લાવ્યો રે—ભક્તોની૦
ધના ભગતની મેં ખેતી નીપજાવી, ઘઉંનાં ગાડાં ભરીને લાવ્યો રે—ભક્તોની૦
સેના ભગત સારુ સન્મુખ રહીને, હું સેનો નાવી કહેવાયો રે—ભક્તોની૦
પ્રહ્લાદની મેં પાળી પ્રતિજ્ઞા, સ્તંભમાં વાસ કરાવ્યો રે—ભક્તોની૦
નામદેવસારુ મેં મારાજ હાથે, ઘરનું છાપરૂ મેં છાયું રે—ભક્તોની૦
દામાજી સારુ હું તો મહાર થઇને, ભરણું ભરીને પહોંચ લાવ્યો રે—ભક્તોની૦
મેતાજીને માંડલિક મારવાને આવ્યો, કેદારો મધ્ય રાત્રે લાવ્યો રે—ભક્તોની૦
કુંવરબાઇનું મેં પૂર્યું મામેરૂં, મેં સૌનો કર ચુકાવ્યો રે—ભક્તોની૦

શબરી—હે દીનબંધો! મારુ હૃદય ને મારી વાણી સરકારી નહિ હોવાથી તે આપશ્રીની સ્તુતિ કરવામાં શી રીતે યોગ્ય ગણાય? આમ હોવાથી હું મારુ હૃદય આપશ્રીને અર્પણ કરવા યોગ્ય ધારતી નથી, તોપણ યોગ્ય અન્ય સામગ્રીને અભાવે, બીતી બીતી, આપશ્રીને મારું હૃદય અર્પણ કરુ છું કર્મને વશ વર્તતા પ્રાણિપદાર્થો આ સંસારમાં સ્થિત્યંતર પામ્યા કરે છે, ને વિનાશ પામતા પ્રતીત થાય છે કોઇ પણ પ્રાણિપદાર્થ અવિનાશી જોવામા આવતો નથી. આવાં સગાંવહાલાં, અન્ય પ્રાણીઓ અને પદાર્થો, મારા વાસ્તવિક આધારભૂત શી રીતે સંભવે? અપરિણામી, અનાદિ અને અનંત જે પરમાત્મા છે, તેજ મારો વાસ્તવિક આધાર છે, એમ મને આપશ્રીની કૃપાથી હવે સમજાયુ છે.

શ્રીરામચંદ્રજી.—હે વિશુદ્ધ હૃદયવાળી! તારા ભક્તિભાવની સીમા નથી અલ્પજ્ઞ મનુષ્યને હાથે ભૂલ થવી સ્વાભાવિક છે, એમ સમજી હું મારા ભક્તોની ભૂલોભણી કદી પણ દૃષ્ટિ કરતો નથી, પણ તે મને પ્રાપ્ત કરવામાટે કેટલો બધો પ્રયત્ન કરે છે તેજ માત્ર હું જોઉં છુ.

શબરી—હે કરુણાનિધે! આપ આ સર્વે આપની મોટાઇ સામું જોઇને બોલો છો જીવો જ્યારે બીજા મનુષ્યો આદિના દોષો જોવા કુશળ જણાય છે, ત્યારે આપ બીજા મનુષ્યાદિનો કાંઇ પણ અલ્પ ગુણ હોય તો તે જોવામાંજ કુશળ પ્રતીત થાઓ છો. આપશ્રીનો આ મહાન્ ગુણ મને છક કરી નાંખે છે. કૃપાનાથ! મારી પૂર્વસ્થિતિની

કથા સાંભળો. મારું મન પહેલાં સાધારણ વાતમાં બહુ લાગણીવાળું હતું, સાધારણ વાતમાં પણ મને બહુ લાગી આવતું, ને સાધારણ અનુકૂળ ને પ્રતિકૂળ પ્રસંગને પણ બંને બાજુનો પૂરતો વિચાર કર્યા વિના હું મોટું રૂપ આપી દેતી, ને તુરત પ્રસન્ન કે અપ્રસન્ન થઈ જતી. મારે જો મારા પ્રભુને જ પ્રસન્ન કરવા છે, તો મારે આ કુસ્વભાવ એકદમ છોડી દેવો જોઈએ. દ્વિજ કન્યા પરણે છે ત્યારે તે પોતાના પિતાના ગોત્રનો તથા ઘરનો ત્યાગ કરી, પોતાના પતિના ગોત્રને તથા પતિના ઘરને પોતાનું ગોત્ર તથા ઘર માને છે, તો મારે પણ હવે સંસારી મનુષ્યના જેવા સ્વભાવનો ત્યાગ કરી, પ્રભુના પક્ષમાં ભળી પ્રભુના જેવોજ સ્વભાવ રાખવો જોઈએ. આમ વારંવાર વિચાર કરી મનોબળ વધારવાથી તથા જ્યારે જ્યારે ભૂલ થતી ત્યારે ત્યારે પશ્ચાત્તાપપૂર્વક જપ આદિ પ્રાયશ્ચિત્ત કરવાનો નિયમ રાખવાથી હવે હું બંને બાજુને સારી રીતે જોઈ પછી કરવા યોગ્ય નિશ્ચય કરું છું, તથા બોલવાયોગ્ય બોલું છું. આગળ સાધારણ પ્રતિકૂળ પ્રસંગોમાં પણ મારાં નેત્રોમાં આંસુ ભરાઈ આવતાં, હૃદય ભરાઈ આવવાથી ઉપજેલો શોક નરમ થાય છે, કંઠ રૂંધાવાથી તે નરમ થયેલો શોક ઓગળે છે, અને નેત્રમાંથી આંસુઓ પડવાથી તેની સાથે તે નરમ થયેલો શોક પ્રવાહિરૂપ થઈ હૃદયમાંથી બહાર નીકળી જાય છે, ને તેથી મન હલકું થઈ જાય છે, એમ મને અનુભવાતું.

ઋષિમુનિઓને ખબર પડવાથી સૌ શબરીનાં આશ્રમ પ્રત્યે નીચે પ્રમાણે ધૂન બોલતા બોલતા આવી પહોંચે છે.

( ધૂન )

**સીતારામ ભજો, રાધેશ્યામ ભજો, સીતારામ ભજો રાધેશ્યામ ભજો.**
**મદ મોહ ત્યજો, અભિમાન ત્યજો, મદ મોહ ત્યજો અભિમાન ત્યજો.**

( સ્વરૂપાનંદજી બોલે છે અને બાકીના ઋષિમુનિઓ ઝીલે છે. )

( ધૂન )

કહેજો કહેજો સંસારી જીવડા, મુખથકી શ્રીરામ,
દેજો દેજો જનસેવા કાજે, તન મન ને ધન ધામ. ૧

સેવા અને સ્મરણ બે જગમાં, કરવાનાં છે કામ,
સેવા તો જનસેવા કરવી, લેવું રામનું નામ. ૨

વિષ સમી આ દુનિયામાંહી, ઠરવાનું નહિ ઠામ,
વિષ સાથ જો રામ મિલે તો, બની જશે વિશ્રામ. ૩

નામ અમોલું રામ નામ છે, બેસે નહિ કાંઈ દામ,
પુનિત પાવન કરવાવાળું, આપે વૈકુંઠ ધામ. ૪

સૌ ઋષિમુનિઓ દંડવત્ પ્રણામ કરે છે, સ્વાત્માનંદ ઋષિ નીચેનો શ્લોક બોલી આશીર્વાદ આપે છે.

( शार्दूलविक्रीडितम्. )

सीता शान्तियुतो विभुः प्रभुवरो रामोऽयमात्माखिलम् ।
श्रेयस्यावतरेण लक्ष्मणविवेकेनासुरान् मायिकान् ॥

सीतासंहरणेरतान् मनसिजान् संकल्पार्तिदान् ।
हत्वा शान्तियुत· स वै विजयतामित्थं महर्षिस्तुतः ॥

અર્થઃ—શાન્તિરૂપ સીનાથી યુક્ત, વ્યાપક, પુરુષોત્તમસ્વરૂપ શ્રીરામચંદ્રજી સર્વ બ્રહ્માંડમાં વ્યાપક છે, જેમણે વિવેકરૂપ શેષાવતાર લક્ષ્મણજીથી યુક્ત શાન્તિરૂપ સીતાજીના અપહરણમાં તત્પર દુ:ખપ્રદ, માયામય, સંકલ્પરૂપ અસુરોનો નાશ કર્યો છે, એવા મહર્ષિઓથી સ્તવાયેલા, રામ વિજય પામો.

ઋષિઓ પૂછે છે, પ્રભો ! અમારી ભક્તિમાં શું ન્યૂનતા છે કે આપે અમારી પર્ણકુટી પ્રથમ પાવન કર્યા વગર, આ શબરીની પર્ણકુટી પ્રથમ પાવન કરી ?

ભગવાન્—હે ઋષિઓ ! ये यथा मां प्रपद्यन्ते तान् तथैव भजाम्यहम् ।

( સાંભળો ) રાગ–ભૈરવી

હે ઋષિઓ ! એસો ભગત મોહે ભાવે,
સબ તજી આશ નિરંતર મેરી, જન્મ કર્મ ગુણ ગાવે—એસો.
કથની કથત નિરંતર મેરી, સેવામાં ચિત્ત લાવે,
મૃદુ હાસ્ય નયન જલધારા, કરતલ તાલ બજાવે—એસો.
જહાં ભક્ત મેરો ચરન ધરત હે, વહાં તીરથ ચલ આવે,
વો રજ લઈ મેં અંગ લગાવું, કોટી બ્રહ્માંડ સુખ પાવે—એસો.
મેરી સુરત ઉનકે હૃદયમેં, વહ મેરે ઉર આવે,
બલબલ જાઉં શ્રીમુખવાણી, દેવલોક જશ ગાવે—એસો.

લક્ષ્મણજી—હે સુભગે ! તું સીતાજીના સંબધમાં કંઈ જાણતી હોય તો કહે, અમે બને ભાઈઓ તેની શોધમા નીકળ્યા છીએ.

શબરી.—હે સર્વજ્ઞ ! સીતાજીના સબંધમાં આપ સર્વ હકીકત જાણો છો, માત્ર આપનું સર્વજ્ઞપણું છુપાવવા મને પૂછો છો તો હું કહું છું કે ઋષ્યમૂક પર્વત ઉપર વસતા વાનરરાજ સુગ્રીવને આપ મળો એટલે સીતાજીના સંબંધી સર્વ જાણવામાં આવશે.

લક્ષ્મણજી—હે ઋષિમુનીઓ ! સીતાજીના સબધમાં આપ કાંઈ વિશેષ જાણો છો ?

ઋષિમુનિઓ—ભક્તશિરોમણી શબરીએ કહ્યું છે, તે યથાર્થ છે.

ભગવાન્ રામચંદ્રજી શબરીના મસ્તક ઉપર પોતાનો વરદ હસ્ત મૂકે છે. કહે છે કે શબરી ! હું તારા ઉપર પ્રસન્ન થયો છુ, તારે જે વરદાન માગવું હોય તે માગી લે.

( શબરી નીચેનું પદ ગાય છે. )

( રસિયારી, બલિયારી, સુંદર શ્યામ-એ રાગ )

કૃપાળુ બલિયારી જીવનનાથ હો પ્રભુ પ્યારા, આંખોના તારા દાસીને ત્યાગો નહિ હો જી,
અરણ્ય અમને હવે ભયાનક ભાસે વહાલા, સંસાર લાગે છે મને ખારો-જીવનનાથ.
સંસારના ભવ ભ્રમણથી ત્રાસી ગઈ વહાલા, ત્રિવિધના તાપથી ઉગારો-જીવનનાથ
વાસનાના ત્યાગરૂપ સંન્યસ્ત લીધું વહાલા, મોહમમતાથી બચાવો-જીવનનાથ.
મતંગઋષિનાં વચનો મિથ્યા ન થાય વહાલા, વિષ્ણુલોકમાં પહોંચાડો-જીવનનાથ.
યોગાગ્નિ પ્રકટી દેહ ભસ્મ કરું છુ વહાલા, દિવ્ય તનુ ધારણ કરાવો-જીવનનાથ.

**ભગવાનઃ**—યોગાગ્નિવડે તારો સ્થૂલ દેહ ભસ્મ કર, દિવ્ય તનુ ધારણ કર, જો આ વિમાન ચાલ્યું આવે છે.

શબરી યોગાગ્નિવડે સ્થૂલ દેહ ત્યાગ કરી, દિવ્ય તનુ ધારણ કરી, વિમાનમાં વિષ્ણુ-લોકમાં જાય છે. ઋષિઓ ભગવાનનો જયજયકાર બોલે છે. (સમાપ્ત)

---

॥ ॐ ॥

## श्रीसनातनधर्मप्रवृत्ति

[ લેખકઃ—**શ્રી. વ્રજલાલ વનમાળી વસાણી દહાણું** ]

દાહાણુંમાં ગુરુબંધુ શ્રીયુત્ દયાળસિંહજી લા. ઠાકોરનું આગમન થયું હતું.

પૂજ્યપાદ–ગુરુદેવ શ્રીમન્ નાથશર્માજીનાં પુનિત પગલાંથી પાવન થયેલી ભૂમિ, ને સ્થળો ફરી ફરીને જોવાં, એ તેમના આગમનનો મુખ્ય હેતુ હતો.

દાહાણુંમાં પૂજ્યપાદશ્રી વીશ વર્ષપહેલાં શ્રી. વ્રજલાલ વ. વસાણીને ત્યાં પધાર્યા હતા ત્યારે (તેઓશ્રીએ) શ્રીલક્ષ્મીનારાયણના મંદિરમાં "સ્વધર્મપાલનની અગત્ય" એ વિષય ઉપર સુંદર વ્યાખ્યાન આપ્યું હતું. લગભગ પાંચસો માણસોએ તે વેળા શ્રવણનો લાભ લીધો હતો.

શ્રી. દયાળસિંહજીએ આ સ્થળ ફરીને જોયા પછી, બીજે દિવસે તેમને શ્રીયુત પરમાનંદ ગોપાલજી પજવાણીને ત્યાં ધાર્મિક વિષય ઉપર વ્યાખ્યાન આપવાનું આમંત્રણ અપાયું હતું. તેને માન આપીને તેમણે "શ્રીસનાતનધર્મપ્રવૃત્તિ" ઉપર એક નાનું પણ સુંદર વ્યાખ્યાન આપ્યું હતું.

બહેનોની હાજરી સારી સંખ્યામાં હતી. તેમણે શરૂઆતમાં જણાવ્યું કે નાના બાળક અને બાલિકાઓમાં નાનપણમાં ધાર્મિક સંસ્કાર માતાએ પાડવા જોઇએ. જેમ મુસલમાનમાં નાના છોકરા છોકરીને શરૂઆતથી કુરાને શરીફ શીખવવામાં આવે છે તેમ, આપણામાં ધાર્મિક શિક્ષણનો અભાવ છે. તેનું એક કારણ એ પણ છે કે માતામાં માતાની યોગ્યતા આવ્યા વગર, એ માતા થાય છે ને પિતામાં પિતાની યોગ્યતા આવ્યા વગર એ પિતા થાય છે. વળી તેઓ સંસ્કૃત ભાષાના જ્ઞાન વગર બાળકોને ધાર્મિક બોધ આપી શકતા નથી, કેમકે આપણા બધા ધાર્મિક ગ્રંથો સંસ્કૃત ભાષામાં જ લખાય છે, તેથી હું ખાસ જણાવું છું કે બાળકોને એ ભાષાનું જ્ઞાન અવશ્ય હોવું જોઇએ, તે શીખવવાની ફરજ માતાપિતાની છે. નાની ઉમરમાં પડેલા સંસ્કાર કાયમ રહી જાય છે.

બીજું મને એ પૂછવામાં આવે છે કે સનાતન ધર્મ એટલે શું? તો સત્ચિત આનંદ, સ્વતંત્રતા ને ઈશિતા એ સનાતન સ્વભાવો ને સનાતન તત્ત્વોનું જેમાં જ્ઞાન વિજ્ઞાન છે, તે સનાતન ધર્મ છે. (અહીં સત્ એટલે શું? ચિત્ એટલે શું, એ બધા વિષય ઉપર વિસ્તારથી વિવેચન કર્યું હતું, પરંતુ લખાણુ લાંબું થાય એટલે તેને સંક્ષેપમાં જણાવ્યું છે, તેનો વિસ્તાર કર્યો નથી.) વળી આ જગતમાં જ્યાં ત્યાં ઊંધો ન્યાય જોવામાં આવે છે. ગુન્હેગારોને આરામ આપવામાં આવે છે, ને તેની દયા ખાવામાં આવે છે; જ્યારે રોગીઓને સજા કરવામાં આવે છે ને તેના દોષ જોવાય છે. દાખલા તરીકે વધુ ખાઇને માંદો પડનાર માણસ ગુન્હેગાર છે, તેને આરામ ને સુખ સગવડ અપાય છે ને તેની દયા ખાવામાં આવે છે. જ્યારે લોભી વૃત્તિવાળા માણસ અને કામી, ક્રોધી વૃત્તિના

મનુષ્યો એ ખરા રોગી ને દયાપાત્ર છે તેને ગુન્હેગાર ગણી સજા કરવામાં આવે છે ને તેના દોષ જોઈ તેનો તિરસ્કાર ને ઘૃણા કરવામાં આવે છે. ખરી રીતે તો આવા મનુષ્યોજ દયાપાત્ર છે આવા રોગી પ્રત્યે દોષદૃષ્ટિને બદલે દયાદૃષ્ટિ રાખવાથી તેનો સુધારો થઈ, જાણે અજાણે આપણામાં તેના અવગુણ આવતા નથી; પણ તેમને સુધારવાની તક મળે છે. પૂજ્યપાદશ્રી આવા ભવરોગીને દયાપાત્ર ગણી તેમને ઉપદેશ આપતા ને સુધારતા, રોગી ઉપર ક્રોધ કરવો કે સજા કરવી એ ઉપાય નથી પરંતુ તેને ઉપદેશ આપી તેની દયા ખાવી ને આપણી દૃષ્ટિ બદલવી એ ઉપાય છે.

ત્યારબાદ શ્રી. બાલચંદ્રકીર્તિને તથા ગંગાસ્વરૂપ શાન્તા બહેને જ્ઞાનેશ્વરી ગીતાજીના ૯મા અધ્યાયમાંથી વાચન કરી દૃષ્ટાંત આપી સુંદર પ્રવચન કર્યું હતું. ગં સ્વ. પૂજ્ય શાન્તાબહેન ગામની બહેનોને દરરોજ સાંજે બે કલાક સત્સંગ કરાવે છે, એમણે પોતાનું વૈધવ્ય દીપાવ્યું છે, જે બીજી વિધવા બહેનોને ધડો ( બોધ ) લેવા જેવું છે.

બીજે દિવસે ( એટલે આષાઢ સુદિ ૯ ) મથુરાવાલા શ્રી શુભાનંદજી સ્વામી તથા તેમના બે શિષ્યો ( બાલકાનંદજી અને રામાનંદજી ) અહીં શ્રીયુત્ પરમાનંદભાઈને ત્યાં પધાર્યાં હતા, તેમણે પણ ૭ દિવસ દરરોજ રાત્રે બે કલાક સંગીત સાથે કથા આખ્યાન કરી શ્રોતાને આનંદ આપ્યો હતો તેમા શ્રીગંગાપાર ઉતારવાનો પ્રસંગ, તથા કેવટની ચતુરાઈ ને નિર્મળ પ્રેમ, શનિદેવની કથા, અને રાજા ગોપીચંદનું આખ્યાન અને ભજનો એ મુખ્ય વિષયો હતા શ્રી પરમાનંદભાઈ અને તેમનાં ધર્મપત્ની અ. સૌ આનંદબહેન આવી ધાર્મિક પ્રવૃત્તિથી અહીંનાં ભાવિક ભાઈબહેનોને સારો લાભ આપે છે શુભાનંદ સ્વામીજી દરવર્ષે એક વાર અહીં પધારે છે. ભાવનગરવાળા ભાયાલાલ શેઠના, પરમાનંદભાઈ જમાઈ ( જામાતૃ ) થાય છે. આમ બંને પક્ષવાળા ધાર્મિક ને સંસ્કારી છે

---

## શ્રીગુરુપૂર્ણિમા મહાપૂજનમહોત્સવસમારંભ

ગતાંકમાં જણાવેલા કાર્યક્રમ અનુસાર શ્રીગુરુપૂર્ણિમા મહાપૂજનમહોત્સવમાં ભાગ લેવા માટે ભિન્ન ભિન્ન સ્થળેથી આશરે દોઢસોની સંખ્યામાં ગુરુબંધુઓ તથા બહેનો આનંદાશ્રમમાં આવ્યાં હતાં.

શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિર, સમાધિમંદિર અને આનંદમંદિરને [illegible] શણગારવામાં આવ્યાં હતાં.

પ્રાતઃકાલથી કાર્યક્રમ મુજબ [illegible] મહાપૂજનની [illegible] આવી હતી મહાપૂજનમાં વચ્ચે વચ્ચે [illegible], [illegible] સ્તુતિસ્તોત્ર પદો બોલાતાં હતાં પૂજન થઈ રહ્યા બાદ શ્રી. મહારાણીદાસભાઈએ શ્રીઉપદેશગ્રંથાવલિના નવા અંકનું વાચન તથા શ્રીમન્નાથસુબોધમાલાનું વાચન કર્યું હતું ત્યારબાદ સૌને પ્રસાદ અને ચરણામૃત અપાયાં હતાં બપોર પછી અને રાત્રે પણ ભિન્ન ભિન્ન વક્તાઓનાં વ્યાખ્યાન પ્રવચનો થયાં હતાં.

શ્રી શેઠ હરજીવન કેશવજી શાહ તરફથી અર્પણ થયેલી રકમનું વ્યાજ આજના મહોત્સવના ભોજનખર્ચમાં વાપરવામાં આવ્યું હતું તેમજ શ્રી શેઠ રવજી દેવજી ગાંધી—જામનગરવાળા તરફથી સર્વ પ્રકારનો મસાલો ભેટ આવેલ હતો.

——[ * ]——

## આનંદાશ્રમ-સમાચાર

[ જયેષ્ઠમાસ ]

સુખ્યપ્લેટ:—રૂ. ૧૧–૦–૦ શ્રી. ગિરધરલાલ નરોત્તમદાસ વરતેજવાળા તરફથી તેમના સ્વ. બંધુ પ્રાણજીવનદાસભાઈના આત્મકલ્યાણાર્થે. રૂ. ૧૦–૦–૦ શ્રી. મોહનલાલ ગોપાલજી–શાંતાક્રુઝ. રૂ. ૧૧–૦–૦ શ્રી. લક્ષ્મીશંકર દયાશંકર મહેતા–જેતલસર.

લઘુરુદ્ર ને રુદ્રાભિષેક:—શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી–વડોદરા ( લઘુરુદ્ર ). શ્રી. ચંદ્રકાંત વિઠ્ઠલદાસ પારેખ–મુંબઈ. ૩ રુદ્રાભિષેક. એક ભક્ત–મુંબઈ ( લઘુરુદ્ર ) શ્રી. મૂળજી પ્રાગજી રુદ્રાભિષેક. શ્રી. જીવણલાલ હીરજી–જૂનાગઢ ( રુદ્રાભિષેક ).

ભોજન:—૧૧–૧૩–૦ શ્રી. ચંદ્રસિંહ પ્રતાપસિંહ–જૂનાગઢ. રૂ. ૪૧–૭–૦ શ્રી. લાલજી ઓધવજી ચઢિયા તરફથી તેમના સ્વ. પિતાશ્રીની તિથિનિમિત્તે ભોજન. રૂ. ૧૫–૧૩–૯ શ્રી. દયાળસિંહ દેવીસિંહ–કુંતિયાણા. રૂ. ૪૬–૮–૦ શ્રી. ચંદ્રકાંત વિઠ્ઠલદાસ પારેખ. તેમનાં માતુશ્રીના શ્રેયાર્થે એક બ્રાહ્મણના ૩ માસના ભોજન ખર્ચ નિમિત્તે. રૂ. ૧૮–૨–૦ એક ભક્ત–મુંબઈ. રૂ. ૩૯–૦–૦ શ્રી. ગિરધરલાલ નરોત્તમદાસ–ભાવનગરવાળા તરફથી તેમના સ્વ. બંધુ પ્રાણજીવનદાસના આત્મકલ્યાણાર્થે ભોજન.

થાળ:—રૂ. ૧–૪–૦ શ્રી. સબળસિંહજી જાલમસિંહ–કુંતિયાણા. રૂ. ૧–૪–૦ ઉમિયાશંકર વલ્લભજી–વસાવડા સ્વ. બહેન સુભગાના આત્મકલ્યાણાર્થે–કરાંચી. રૂ. ૧–૪–૦ શ્રી. મા. ના. ચંદારાણા–ભાવનગર. રૂ. ૧–૪–૦ શ્રી. કાનજી પુરુષોત્તમ દવે–વંથલી. રૂ. ૧–૪–૦ પટેલ માધવજી ગોવિંદજી–ભાવનગર. રૂ. ૫–૪–૦ માસ્તર જીવનલાલ હીરજી –જૂનાગઢ. સ્વ. મહાશંકરના પુણ્યાર્થે થાળ. રૂ. ૨–૮–૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી.–વડોદરા ( ૨ થાળ ). રૂ. ૧–૪–૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી. રૂ. ૧–૪–૦ શ્રી. કાનજી કરશનજી–બીલખા. રૂ. ૫–૪–૦ શ્રી. લાલજી ઝીણાભાઈ–જૂનાગઢ. રૂ. ૧–૪–૦ શ્રી. વ્રજલાલ વનમાળી વસાણી–દહાણું. રૂ. ૫–૦–૦ ગુણવંતસિંહ શ્રી. જાલમસિંહ તરફથી થાળ. રૂ. ૧–૪–૦ પ્રભાવતીબેન ગગજી–જૂનાગઢ રૂ. ૧–૪–૦ શ્રી. કરણસિંહજી લાલસિંહના તરફથી. રૂ. ૩–૧૨–૦ શ્રી. શંભુશંકર પુરુષોત્તમ–જૂનાગઢ. ૩ થાળ. રૂ. ૨–૮–૦ બેન કામળાબાઈ રામજી–ઘાટકોપર. રૂ. ૨–૮–૦ માધવજી રામજી –ઘાટકોપર. રૂ. ૨–૮–૦ મૂળજી પ્રાગજી–કરાંચી. રૂ. ૧–૪–૦ મણીબેન–બીલખા. રૂ. ૧૦૦૦–૦–૦ શ્રીમતી બહેન જશોદાગૌરી હરિલાલ ત્રિવેદી ભીમડીવાળાંતરફથી તેમના સદ્‌ગત પતિ હરિલાલ જીવરામ ત્રિવેદીના આત્મકલ્યાણાર્થે. ઉપરની રકમ કાયમ રાખી તેના વ્યાજમાંથી આનંદાશ્રમના વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન દર સાલ ભાદરવા સુદિ ૧ અને ભાદરવા વદિ ૧ ના રોજ આપવા માટે શ્રી. અજિતરાયભ રિદાસ પારેખ મારફત મળ્યા છે. રૂ. ૨૦૦–૦–૦ બેન જશોદાગૌરી હરિલાલ ત્રિવેદી ભીમડીવાળાતરફથી તેમના સદ્‌ગત પતિ હરિભાઈના આત્મકલ્યાણાર્થે એક ઓરડો બંધાવવાસાટે શ્રી. અજિતરાયભાઈ મારફત મળ્યા છે. રૂ. ૧૦–૦–૦ બેન જશોદાગૌરી હરિલાલ તરફથી તે ઓરડામાં શિલાલેખમાટે.

અખંડદીપક:—રૂ. ૦–૧૨–૬ શ્રી. માધવજી ગોવિંદજી–ભાવનગર. રૂ. ૦–૪–૦ શ્રી. જીવણલાલ હીરજી–જૂનાગઢ. રૂ. ૦–૪–૦ જીવણલાલ હીરજી પૂજાપાના. રૂ. ૦–૪–૦

શ્રી. કરણસિંહ લાલસિંહ ઠાકોર-જૂનાગઢ. રૂા. ૩-૦-૦ ગુણવંતસિંહભાઈ મુંબઈ નિત્યદાનના રૂા. ૦-૮-૦ કમળાબાઈ રામજી. રૂા ૦-૮-૦ માધવજી રામજી. રૂા ૫-૪-૦ મૂલજી પ્રાગજી-કરાંચી. રૂા. ૨૨-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચદારાણાના સદ્ગત પુત્ર ચિ. ભાઈ કામજિત્તના આત્મકલ્યાણાર્થે મૂકેલી અખંડદીપકની રકમના સં. ૨૦૦૧ના આષાઢથી ૨૦૦૩ના ચૈત્ર સુધીના વ્યાજના મળ્યા

ગં. સ્વ. સાંકુબેનના દેહાવસાન થવાથી-સાદરા-આનંદાશ્રમ સત્સંગમંડળ ચલાવવામાટે વ્યવસ્થાપક તરીકે હવેથી શાહ પુંજાલાલ ત્રિકમદાસ રીટાયર્ડ સ્ટેશનમાસ્તર આ મંડળ-તરફથી નીમાયા છે, અને મંડળના ભાવિકોને તેઓ સત્સંગ, શ્રવણાદિ નિત્ય કરાવશે સાદરામાં પૂજ્યપાદશ્રીનું મહાપૂજન ગુરુપૂર્ણિમાના દિવસે સૌ ગુરુબંધુએ મળીને કર્યું હતું, ને ભેટના રૂા. ૬-૮-૦ આવ્યા હતા એમ શ્રી મંગળદાસ માધવલાલ વ્યાસ રીટાયર્ડ એજન્સી હેડસરવૈયર જણાવે છે.

**ટંકારામાં** શ્રીઆષાઢી ગુરુપૂર્ણિમાના દિવસે ત્યાના સૌ ગુરુબંધુઓએ મળીને શ્રી. હરગોવિંદ પીતાંબર ત્રિવેદીને ઘેર એકત્ર થઈ પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું મહાપૂજન કર્યું હતું. શ્રીઉપદેશગ્રંથાવલિનું વાચન થયા બાદ બીલખાવાળા શ્રી. કેશવલાલ વ્યાસ અસરકારક ભજનો પણ બોલ્યા હતા.

---

## ખેદજનક અવસાન

સાદરાનિવાસી ગં સ્વ. સાંકુબહેન ગોરધનદાસ ગત આષાઢ સુદિ ૧૦ શનિવારે અવસાન પામ્યાં છે. તેઓ સાદરા-આનંદાશ્રમમાં રહીને પ્રભુપરાયણ જીવન ગાળતાં હતાં, ને આનંદાશ્રમમાં નિત્ય પ્રતિ સત્સંગ કરાવતા હતાં તેમનું જીવન ઘણું પવિત્ર ને આદર્શ હતું તેમણે બંધુ-બહેનો ઉપર સારો ભાવ પ્રકટાવેલો તેથી તેમની સ્મશાનયાત્રામાં ભકતમંડળી અને પ્રતિષ્ઠિત બંધુબહેનો સામેલ થયાં હતા. વાજતે ગાજતે પ્રભુનામસ્મરણ, અને કીર્તનો કરતાં કરતાં તેમની અંતિમક્રિયા કરવામાં આવી હતી. પૂજ્યપાદ શ્રીમન્નાથ પ્રભુનું નામસ્મરણ કરતાં કરતા તેમનો પવિત્રાત્મા શ્રીગુરુચરણમાં લીન થયો હતો. ગં. સ્વ. સાંકુબહેનના દેહાવસાનથી સાદરાના બંધુબહેનોને [illegible]

પૂજ્યપાદ શ્રીમન્નાથપ્રભુ તેમના આત્માને શાંતિ આપવા કૃપા કરો !

જાંબુડાનિવાસી શ્રી ગઢવી ગોવિંદ ભોજાભાઈ [illegible] આષાઢ સુદિ [illegible] ના દિવસે અવસાન પામ્યા છે તેઓ પૂજ્યપાદશ્રી[illegible] અનન્ય શ્રદ્ધાભક્તિ ધરાવનારા હતા. અવારનવાર તેઓ આનંદાશ્રમમાં દર્શનસત્સંગાર્થે આવતા, ને નવીન નવીન કાવ્ય સ્તુતિ બનાવી પૂજ્યપાદશ્રીના મંદિરે અને શ્રવણમંદિરમાં ગાતા

પૂજ્યપાદ કૃપાળુ શ્રીગુરુદેવ તેમના પવિત્રાત્માને શાંતિ આપવા કૃપા કરો !

# परचुरणभेट

## ( જ્યેષ્ઠમાસ )

૧-૦-૦ અ. સૌ. દીનવંતી રાજેન્દ્રરાય ઓળકિયા
૦-૯-૬ પરચુરણ
૧-૦-૦ શ્રી. ધનસુખરાય વસંતરાય
૧-૦-૦ ,, વિનોદરાય ,, -માંગરોળ
૦-૮-૦ ,, નાનાલાલ દામોદર-નીલાખા
૫-૦-૦ ,, રવજી દેવજી ગાંધી
૧-૦-૦ ,, ચંદ્રસિંહ પ્રતાપસિંહ
૨-૦-૦ ,, જે. જે. ઉપાધ્યાય-ગોંડલ
૦-૧-૩ પરચુરણ
૫-૦-૦ શ્રી. અમરસિંહ નથુસિંહ-બાદલપુર
૧-૦-૦ ,, વેલા અરજણ ,,
૧-૦-૦ ,, અરજણ લાખાણી ,,
૧-૦-૦ ,, પુરુષોત્તમદાસ નારણદાસ-સનાવદ
૨-૦-૦ ,, કેશવલાલ મા. ચંદારાણા
૧-૦-૦ ,, માણેકલાલ ના. ચંદારાણા
૦-૪-૦ ,, ,, ગણેશચોથની ભેટના
૧-૦-૦ શ્રી. મા. ના. ચંદારાણા શંકર-જયંતીની ભેટના
૧-૪-૦ શ્રી. કે. મા. ચંદારાણા ,,
૦-૮-૦ ,, કરશનજી પ્રા. ઓઝા ,,
૦-૪-૦ ,, ભગવાનજી મ. ચંદારાણા ,,
૦-૧૦-૦ ,, મા. ના. નું કુટુંબ ,,
૧-૦-૦ ગં. સ્વ. તારામતી બહેન
૧-૦-૦ શ્રી. કાનજી પુરુષોત્તમ-વંથલી
૧-૦-૦ ,, અંબારામ મંગળજી હા. શ્રી. જયંતિલાલ-લતીપુર
૦-૪-૦ શ્રી. જયંતીલાલભાઈનાં પત્ની-લતીપુર
૬૦-૦-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ -માંગરોળ માર્ચ, એપ્રીલ ને મે સુધીના માસિક જપાદિના
૧-૧૦-૦ બેન સુખજીબા-બીલખા
૦-૪-૦ કસ્તુરબેન-બીલખા
૦-૨-૦ શ્રી. કરસનદાસનાં પત્ની
૧-૪-૩ મંદિરેથી ભેટના
૦-૨-૦ શ્રી. જીવનલાલ હીરજી રુદ્રાભિષેકના
૦-૧૦-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી ભેટ તથા પૂજાપાના
૦-૫-૦ શ્રી. મોરારજી ઓધવજી-બીલખા
૨-૫-૦ જેતપુર આઝાદમંડળ
૧-૪-૦ શ્રી. કાકુભાઈ વનરાવન-માંગરોળ
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ મજીઠિયા -મુંબઈ
૦-૪-૦ શ્રી. જગદીશચંદ્ર મગનલાલ જોશી
૧-૯-૩ પરચુરણ મંદિરેથી
૧-૦-૦ ચિ. શશિકુમાર દયાળસિંહ
૧-૦-૦ શ્રી. ખેંગારસિંહ રૂગનાથસિંહ
૧-૦-૦ શ્રી. પ્રભાતસિંહ રૂગનાથસિંહ
૧-૦-૦ ,, પદ્મસિંહ ઉપેંદ્રસિંહ
૧-૦-૦ પ્રભાવતી બહેન
૦-૨-૦ મોંઘીબહેન
૧-૨-૦ શ્રી. ચંદ્રકાંત વિઠ્ઠલજી-મુંબઈ પૂજાપો ને ભેટના
૧-૬-૩ મંદિરેથી ભેટ
૦-૧૨-૦ નાથસત્સંગમંડળ-મુંબઈ શંકર-જયંતિના ભેટના
૭-૧૩-૦ નિર્જલા એકાદશીના દિવસે પૂજન ભેટ હા. નાથસત્સંગમંડળ
૦-૧૦-૦ પૂજાપો ને ભેટ એક ભક્તજન
૩૦-૦-૦ શ્રી. હર્ષદરાય દેશાઈ જપ માટે
૧૦-૦-૦ ,, જમશેદજીભાઈ-મુંબઈ
૦-૧૨-૦ ,, મૂળજી પ્રાગજી પૂજાપો તથા ભેટના
૨-૦-૦ કમળાબાઈ તરફથી અષાઢી પૂનમ ભેટના
૨-૦-૦ શ્રી. માધવજી રામજી-ઘાટકોપર
૧-૮-૦ ,, મૂળજી પ્રાગજી-કરાંચી

શ્રીલીંબુડા આનંદાશ્રમ તરફથી મળેલી ભેટ:-

૧-૦-૦ પટેલ વલ્લભદાસ જેઠાભાઈ

વર્ષ ૧૬ મું
અાષાઢ
પ્ર શ્રાવણ
અંક ૨
સંવત્ ૨૦૦૩

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂા ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો બીલખા

येषां सन्निधिमात्रेण सदानन्दायते मनः ।
तेषां श्रीनाथगुरूणामानन्दाश्रम आश्रमः ॥ १ ॥

ભાવાર્થ—જેઓશ્રીની સમીપતામાત્રથી મનમાં નિત્ય વિદ્યમાન (ખરો) આનંદ પ્રકટ થાય છે તેઓશ્રી સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનનો આશ્રમ આનંદાશ્રમ છે

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | બ્રહ્માનંદની પ્રાપ્તિ કરવા વિષે. | ૧૭ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૮ |
| ૩ | બંધુઓને બે બોલ. | ૧૯ |
| ૪ | કૃપાનાથ સંબંધી સાહિત્ય | ૨૪ |
| ૫ | યજ્ઞોપવીત શા માટે ? | ૨૫ |
| ૬ | કુર્યાત્ બટોર્મંગલમ્. | ૨૭ |
| ૭ | કુર્યાત સદા મંગલમ્. | ૨૮ |
| ૮ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૨૯ |
| ૯ | પરચુરણ ભેટ. | ૩૧ |
| ૧૦ | દીર્ઘાયુષી શ્રી. ઓધવજીભાઈ બધેકાનો સ્વર્ગવાસ. | ... |


——[ * ]——

**શ્રી અમદાવાદ-આનંદાશ્રમ:**—અમદાવાદવાળા કૈલાસવાસી શ્રીસદ્ગુરુભક્ત શ્રીમાન ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિકના જીવાત્માના કલ્યાણાર્થે તેમનાં ધર્મપત્નીઓ ગંગાસ્વરૂપ બહેન રેવાબહેન તથા ચંપાબહેન તરફથી શ્રીઅમદાવાદ-આનંદાશ્રમ ખાતે ઓરડા, રસોડું, સ્નાનગૃહ વગેરેની આવશ્યક્તાવાળું મકાન પૂજ્યપાદ પ્રભુશ્રીની પાવનસેવામાં અર્પણ કરવામાટે સારી રકમ ખર્ચીને બંધાવવાની શરૂઆત આશરે એક માસથી થયેલી છે. બંને બહેનોનું આ ધાર્મિક પુણ્યકાર્ય પ્રશંસનીય છે.

આનંદાશ્રમ શહેરથી દૂર શાંત સ્થળે હોવાથી બંને બહેનો પોતાને જ્યારે જ્યારે અનુકૂળતા હશે ત્યારે ત્યારે શ્રીઆનંદાશ્રમમાં આવી, પોતાતરફથી બંધાતા મકાનમાં નિવાસકરી, શાંતિથી ઈશ્વરભજન-આત્મસાધન કરવાનો લાભ લેવાની શુભ ધારણા રાખે છે.

——[ * ]——

**જરૂરી**

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**


**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ, વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: **પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.**



श्रीदक्षिणामूर्तिनाथसद्‌गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૬ મું ] સંવત ૨૦૦૩ આષાઢ-પ્ર. શ્રાવણ [ અંક ૨ જો

## "બ્રહ્માનંદની પ્રાપ્તિ કરવા વિષે"

[ લેખક-કાનજી પુરુષોત્તમ-વંથલી ( સોરઠ ) ]

રાગ ધોળ ( પ્રિય લીઓ આનંદનો લ્હાવો એહ )

પ્રિય! આત્મબંધુઓ! આવો, લઈએ બ્રહ્માનંદ લ્હાવો .....પ્રિય

ત્રિવિધતાપથી મુક્ત થવાનાં, સાધન સઘ સજાવો,
કામ, ક્રોધ, ને લોભ, મોહ, મદ, આંતરશત્રુ હટાવો..... પ્રિય.

મનોવૃત્તિ વિષયોથી વાળી, હૃદયકમળમાં સ્થાપો,
બહિર્વૃત્તિ મનને દૃઢતાથી, આત્મસ્વરૂપ મિલાવો .....પ્રિય.

ચિત્તશુદ્ધિનાં સાધન સાધી, અંતરને અજવાળો,
શ્રવણ, મનન, નિદિધ્યાસન સાધી, બ્રહ્મસમાધિ લગાવો......પ્રિય.

જ્ઞાન અને વિજ્ઞાન વસ્તુને, અંતરમાં વિકસાવો;
બાહ્યાભ્યંતર નિર્મળ હૃદયે, જ્ઞાનદીપક પ્રકટાવો......પ્રિય

અષ્ટાંગ યોગનાં યમનિયમાદિ, સાધન સિદ્ધ બનાવો,
અંતરમાં અજવાળાં કરતી, ઝળહળ જ્યોત જગાવો......પ્રિય.

બ્રહ્મજ્યોતિમાં નાથ નિરંજનનાં, દરશન તમે પામો;
એ પરબ્રહ્મ સ્વયં સ્વરૂપે, સદ્ય સમાધિ લગાવો……પ્રિય.

વિવેક વિરાગ શમાદિ સંપત્તિ, મુમુક્ષુતા મન લાવો;
સિદ્ધ કરીને ચારે સાધન, પ્રભુનો પંથ અજવાળો……પ્રિય.

જ્ઞાનયોગની પૂર્ણ સમાધિ, ધર્મામૃત વરસાવો;
નાથ નિરંજન જ્યોતિ ધ્યાન નિત્ય, બ્રહ્માનંદ પ્રકટાવો……પ્રિય.

સકલ શાસ્ત્ર, ગીતા પણ ગાયે, ઉપનિષદોની સાખે;
મહામુનિ યોગેશ્વર મોટા, નિજ નિજ અનુભવ ભાખે……પ્રિય.

નાથકૃપામૃત કરુણાસાગર, બ્રહ્મામૃત આ પાયો;
નિત્ય બ્રહ્માનંદ મગ્ન બનાવી, શાશ્વત શાંતિ પમાવો……પ્રિય.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

———[ * ]———

## શ્રીનાથવચનામૃત

(શ્રીમન્નાથભગવાન્)

દોહરા

વિવેક વિરાગ વધારીને, મતિને સૂક્ષ્મ કરાય;
તો વિક્ષેપ સઘળા શમી, સાચું સુખ પમાય. ૧
જન્મમરણ દુઃખ જયાં નહિ, ત્રિવિધતાપ નહિ લેશ;
અજ્ઞાન ભેદનો લેશ નહિ, એ સદ્‌ગુરુનો દેશ. ૨
એ શુભદેશે પોંચવા, કરવો યત્ન અપાર;
શીઘ્ર વેગથી ચાલવું, રોકાવું ન લગાર. ૩
ભૂલો સઘળા દશ્યને, ત્યાગો દોષ અશેષ;
સદા બ્રહ્મરૂપે રહો, એ ગુરુનો ઉપદેશ. ૪

ત્યાંની પરિસ્થિતિનો વિચાર કરીને અભ્યાસાદિ કરતા રહેશો. આત્મધ્યાનના અભ્યાસવડે ઇંદ્રિયોના બાહ્ય વેગો તથા અંતઃકરણના બાહ્યવેગો પાછા વાળી તે બંનેને આત્માભિમુખ કરવાનાં છે, ને તેમાં આત્માના સ્વભાવો સંક્રમિત કરી તેનો અનુભવ મેળવવાનો છે તે તેમને સૌને જ્ઞાત હશે.

આત્મધ્યાનના અભ્યાસાદિથી પોતાનું અંતઃકરણ ઉત્તરોત્તર કેટલું શુદ્ધ કેટલું સ્થિર, કેટલું સૂક્ષ્મ ને કેટલું શાંત થતું જાય છે તે તમે સૌ જોતા રહેતા રહેશો.

તમારા અંતઃકરણની શુભભાવનાથી અંતઃકરણને સંતોષ થયો. સત્યાસત્યના વિવેકથી ને શુભભાવનાથી મોક્ષસાધક મોક્ષમાર્ગમાં આગળ વધી શકે છે.

અસાર સંસારમાં રહ્યા છતાં, અને પોતાનો પ્રાપ્ત વ્યવહાર કરતાં છતાં પણ મનને અંતઃકરણના ઉંડાણમાં રહેલા પરમાત્મામાં પ્રીતિપૂર્વક જોડ્યા કરવું. આ કામ કઠણ છે ખરું, પણ પ્રયત્નથી તે થઈ શકે એવું, અને પરિણામે મહાસુખ આપનારું છે.

જીવ અને ઈશ્વરવ્યવહારપક્ષે જૂદા છે, કેમકે જીવમાં અવિદ્યા ને અવિદ્યાના ધર્મો રહેલા છે, અને ઈશ્વરમાં માયાને માયાના ધર્મો રહેલા છે. પરમાર્થપક્ષે જીવ અને ઈશ્વરમાં ભેદ નથી, કેમકે તે બંનેમાં સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળુ ચેતન એકજ પ્રકારનું છે, જીવ શુભાશુભ કર્મોનો કર્તા અને તેનાં સુખદુઃખરૂપ ફલોનો ભોક્તા છે ઈશ્વર શુભાશુભ કર્મના કર્તા ને તેના ભોક્તા નથી ઈશ્વર જીવોનાં કર્માનુસાર જગતનો કર્તા છતાં પણ તે કર્મના ફલના ભોક્તા નથી

જીવ જો પોતાના અંતઃકરણને શુદ્ધસત્ત્વગુણવાળું કરે તો તે પણ ઈશ્વરની પેઠે સર્વજ્ઞાદિ ગુણવાળો થઈ શકે છે. (ચાલુ)

———[ * ]———

## બંધુઓને બે બોલ

[ બોલનાર:—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ, વેદાંતભૂષણ ]

બંધુઓ !

જય શ્રીનાથમહેશ્વર !

મુખ્ય કરીને શ્રીઆનંદાશ્રમપત્રમા લેખ છપાવનારા બંધુઓએ સદા લક્ષમાં રાખવા જેવા બે બોલ અહિ કહેવામા આવે છે

શ્રીઆનંદાશ્રમપત્ર પૂજ્યપાદ કૃપાનાથ સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ના આનંદાશ્રમમાંથી પ્રકટ થાય છે, તેથી પૂજ્યપાદ કૃપાનાથ સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌નો ઉપદેશ શ્રીઆનંદાશ્રમપત્રમાં એક અથવા બીજા રૂપમા પ્રકટ થયા કરે એજ સ્વાભાવિક છે.

પૂજ્યપાદ કૃપાનાથ સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ના ઉપદેશનો જે બંધુઓએ પ્રત્યક્ષ શ્રવણથી લાભ મેળવેલો છે તેઓ તેઓશ્રીના ઉપદેશના સાચા સ્વરૂપને યથાર્થત જાણે છે છતા ગ્રહણ કરનારી બુદ્ધિના તારતમ્યથી તેઓશ્રીના ઉપદેશના સાચા સ્વરૂપની સમજણમાં અંતર રહેવાનો સભવ હોવાથી તેઓશ્રીના ઉપદેશના સાચા સ્વરૂપની સમજણનો તેઓશ્રીના ગ્રંથોમા પ્રસિદ્ધ થએલા તેમના ઉપદેશનાં સ્પષ્ટ વચનો સાથે મેળ પાડી લેવાથી સર્વેને સમજણમા રહેલું અંતર નીકળી જવુ સભવે છે

આથી શ્રીઆનંદાશ્રમપત્રમાં લેખ છપાવનારા બંધુઓએ પોતાના જે લખાણનો આધાર પૂજ્યપાદ કૃપાનાથના ગ્રંથોમા પ્રસિદ્ધ થએલા ઉપદેશમાં નજરે ન પડે એવાં લખાણો ન છપાવવા જોઈએ

પૂજ્યપાદ કૃપાનાથના વિવિધ ગ્રંથોમાથી તેઓશ્રીના ઉપદેશના સાચા સ્વરૂપનું તારવણું કરવાનુ કાર્ય મુશ્કેલ છે એમ કહેવામાં આવે તે ખરુ હોય તોપણ શ્રીઆનંદાશ્રમપત્રમાં પૂજ્યપાદ કૃપાનાથ સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ના ઉપદેશથી વિરુદ્ધ પડતુ કાંઈ લખાણ છપાવું ન જોઈએ એવો આગ્રહ રાખનારા બંધુઓએ તે કાર્ય અવસ્ય કર્તવ્ય જાણી કરવુજ જોઈએ

અને શ્રીઆનંદાશ્રમપત્રમાં પૂજ્યપાદ કૃપાનાથ સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ના ઉપદેશથી વિરુદ્ધ પડતુ કાંઈ લખાણ ન છપાવુ જોઈએ એવો આગ્રહ શ્રીઆનંદાશ્રમપત્રમાં લેખ છપાવનારા સર્વેજ બંધુઓએ અવશ્ય રાખવો જોઈએ એ વાતના વિશેષ પ્રતિપાદનની આવશ્યકતા ન હોય.

પૂજ્યપાદ કૃપાનાથના વિવિધ ગ્રંથોમાં એઓશ્રીનો ઉપદેશ પ્રકટ કે અપ્રકટ રૂપમાં વિદ્યમાન છે એમ છતાં એઓશ્રીએ લખેલા સ્વત્વવિનિમયમાં એ ઉપદેશના ખરા સ્વરૂપનું ટુંકામાં નિદર્શન પોતેશ્રીએ કરેલું છે તે આ પ્રસંગે બંધુઓના લક્ષમાં રહેવા દોરવી દેખાડું છું. સ્વત્વવિનિમયના પ્રથમ પૃષ્ઠના છેલ્લા પારામાં લખેલું છે કેઃ—

"આ આનંદાશ્રમોમાંના જે જે આનંદાશ્રમોમાં જ્યારે જ્યારે અમારી સ્થિતિ હોય છે ત્યારે ત્યારે ત્યાં અને જિજ્ઞાસુઓના આગ્રહથી અન્યત્ર સ્થિતિ હોય તો ત્યાં સનાતન વૈદિકધર્મના સિદ્ધાંતનું એટલે વેદાદિ શાસ્ત્રોક્ત કર્મનું, ઉપાસનાનું, ભક્તિનું, યોગનું ને વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરાવવામાં આવે છે."

આ વચન સ્પષ્ટપણે દેખાડી આપે છે કે સનાતન વૈદિક ધર્મનો સિદ્ધાંત એ એઓશ્રીના ઉપદેશનો એકજ વિષય છે અને સનાતન વૈદિકધર્મના સિદ્ધાંતમાં વેદ આદિ શાસ્ત્રોએ કહેલાં કર્મો વેદ આદિ શાસ્ત્રોએ કહેલી ઉપાસનાઓ, વેદ આદિ શાસ્ત્રોએ કહેલી ભક્તિઓ, વેદ આદિ શાસ્ત્રોએ કહેલા યોગો અને વેદ આદિ શાસ્ત્રોએ કહેલાં વેદાંતશાસ્ત્રનો સમાવેશ થાય છે.

એ પારા પૂરો થઇ રહ્યા પછી બીજા પૃષ્ઠ ઉપર બીજા પારામાં કહ્યું છે કે "આ ઉપરાંત અમારા અનુયાયીઓને પરમાત્મપ્રાપ્તિના માર્ગમાં આગળ વધારવાને સનાતન ધર્મની પ્રાચીન પદ્ધતિને અનુસરીને તેમના અધિકાર પ્રમાણે નિષ્કામ કર્મ, શુદ્ધ ઉપાસના (ભક્તિ તથા ધ્યાનરૂપ યોગ) ને કેવલાદ્વૈતજ્ઞાનનાં સાધનોનો ક્રમપૂર્વક અભ્યાસ કરાવવામાં આવે છે."

આ વચનપરથી સ્પષ્ટ સમજાય એવું છે કે સનાતન વૈદિક ધર્મનો સિદ્ધાંત પોતાશ્રીના ઉપદેશનો મુખ્ય વિષય રાખવાનો હેતુ એ છે કે પરમાત્મપ્રાપ્તિ મનુષ્યોનો ખરો પુરુષાર્થ (પુરુષે પ્રયત્ન કરીને પામવાનો પદાર્થ) છે અને એ પુરુષાર્થની સિદ્ધિનું રાજમાર્ગ જેવું સાધન સનાતન વૈદિકધર્મનો સિદ્ધાંત છે એવો એઓશ્રીનો મત છે.

આ વચનપરથી એ પણ સ્પષ્ટ સમજાય એવું છે કે ભક્તિનો તથા ધ્યાનરૂપ યોગનો ઉપાસનામાં સમાવેશ થાય છે અને કેવલાદ્વૈતજ્ઞાન એ વેદાંતશાસ્ત્રનો મુખ્ય સિદ્ધાંત છે એમ એઓશ્રીનો પ્રસિદ્ધ મત છે.

અને આ વચનપરથી જેનું શ્રીઆનંદાશ્રમપત્રમાં લેખો છપાવનારા બંધુઓએ સવિશેષ લક્ષ રાખવાનું છે તે એ પણ સ્પષ્ટપણે કહેલું દેખાય છે કે એઓશ્રીનો સંપૂર્ણ ઉપદેશ સનાતનધર્મની પ્રાચીન પદ્ધતિ પ્રમાણેનો હોય છે એટલે કે અર્વાચીન પદ્ધતિ પ્રમાણેનો નહિ.

વિશેષમાં સ્વત્વવિનિમયના એક પરિશિષ્ટમાં ૧૯મા પૃષ્ઠના બીજા પારામાં નીચે પ્રમાણે કહેલું છે કેઃ—

"શ્રુતિ સ્મૃતિ પુરાણ ને ઇતિહાસ પ્રતિપાદિત ધર્મ, પૂજ્યચરણ આચાર્યભગવાનથી (શ્રીઆદ્યશંકરાચાર્યથી) સમુદ્ધરિત કેવલાદ્વૈતસિદ્ધાંતમાં પર્યવસાન પામતો ધર્મ, જે વર્તમાનમાં સ્માર્તસિદ્ધાંતના નામથી ઓળખાય છે, તેમજ જે પ્રાચીનકાળથી અદ્યાપિપર્યંત શિષ્ટ પુરુષોના આચારમાં જોવામાં આવે છે, ને જેનું સંક્ષિપ્ત દર્શન 'સનાતન ધર્મનું નિરૂપણ' એ નામના લઘુ લેખમાં કરવામાં આવ્યું છે તે સનાતન ધર્મ જાણવો."

આ વચનમાં ધર્મનું વિસ્તૃત સ્પષ્ટીકરણ કરેલું છે તેપરથી જણાઈ આવે છે કે કહેવાતા જે ધર્મનું મૂળ શ્રુતિમાં, સ્મૃતિમા, પુરાણમા કે આર્યજનતાના ઇતિહાસમાં ન દેખાય તે ધર્મને ધર્મના એઓશ્રીના ઉપદેશમાં સ્થાન ન હોય

આ વચનપરથી સ્પષ્ટ થાય છે કે કહેવાતા જે ધર્મના આચરણથી કેવલાદ્વૈતની વસ્તુસ્થિતિનો અનુભવ થાય એમ ન હોય તે ધર્મને ધર્મના એઓશ્રીના ઉપદેશમાં સ્થાન ન હોય

અને આ વચનપરથી એ પણ સ્પષ્ટ થાય છે કે કહેવાતો જે ધર્મ પૂજ્યચરણ આચાર્યભગવાન્ શ્રીઆદ્યશંકરાચાર્ય મહારાજશ્રીએ સમુદ્ધરિત કરેલા સ્માર્ત સિદ્ધાંતના નામે ઓળખાતા અને પ્રાચીન કાળથી આજપર્યંત શિષ્ટજનોના આચારમા ઊતરી આવેલા દેખાતા ધર્મથી વિરુદ્ધ પડતો હોય તે ધર્મને ધર્મના એઓશ્રીના ઉપદેશમાં સ્થાન ન હોય

આ વચનનાજ અનુસંધાનમાં આગળ પોતેશ્રીએ કહેલુ છે કે—"એ સનાતન ધર્મનો ઉપદેશ આનંદાશ્રમની ચાલુ પદ્ધતિને અનુસરીને કરવાનો છે અને તેમ કરવામા પ્રાચીન સતશાસ્ત્રો ઉપરાંત અમારા ગ્રંથોનો ઉપયોગ કરવાનો છે"

આ વચનપરથી દેખાઇ આવે છે કે પોતેશ્રીએ કહેલા સ્વરૂપવાળા ધર્મનો જનતામા જે ઉપદેશ કરવાનો છે તે ઉપદેશ પણ આનંદાશ્રમની ચાલુ પદ્ધતિને અનુસરીને કરવાનો છે આનંદાશ્રમની ચાલુ પદ્ધતિથી જુદા પ્રકારની અર્વાચીન કોઈ પદ્ધતિને એઓશ્રીના ઉપદેશમા સ્થાન ન અપાય

અને આ વચનપરથી એ પણ સ્પષ્ટ થાય છે કે એઓશ્રીના ઉપદેશમા પ્રાચીન સતશાસ્ત્રોના ગ્રંથો ન હોય તેવા ગ્રંથોને કે પોતેશ્રીએ રચેલા ન હોય તેવા ગ્રંથોને આધારભૂત ગ્રંથોરૂપે સ્થાન ન મળે

અને શ્રીઆનંદાશ્રમપત્રમાં લેખો છપાવનારા બંધુઓએ અત્યંતપણે લક્ષમાં રાખવાની એઓશ્રીની આજ્ઞા આ વચનના અનુસંધાનમા પોતેશ્રીએ કહેલી છે કે "સનાતન ધર્મની એ પ્રાચીન માન્યતામાં કોઈ પણ સમયે અલ્પ પણ વિકૃતિ ન જ થવી જોઈએ એમ ભાર મૂકીને જણાવવામા આવે છે"

બ્રહ્મસૂત્રો આદિ ગ્રંથો તથા તે ગ્રંથો ઉપરનાં ભાષ્યો જોનારા વિદ્વાન્ બંધુઓના જાણવામા છે કે સિદ્ધાંતના સ્વરૂપને સમજવામા અણુજેટલું પણ અંતર પડવા પામે તો સમગ્ર સિદ્ધાંતનુંજ સ્વરૂપાંતર થઈ જવા પામે એવો સંભવ છે

દૃષ્ટાંતરૂપે બ્રહ્મમાથી ઈશ્વર થાય તે જો ખરેખર થાય તો પછી બ્રહ્મ રહેવું ન જોઈએ તથા એવી રીતે ઈશ્વરમાથી જીવો થાય તે જો ખરેખર થાય તો ત્યારે પછી ઈશ્વર રહેવા ન જોઈએ, છતાં ઈશ્વર જીવોરૂપે થયા હોય છે ત્યારે પણ જીવોના નિયામક ઈશ્વર તો જેવા ને તેવા વિદ્યમાન હોય છે અને ઈશ્વર ઈશ્વર હોય છે ત્યારે પણ-બ્રહ્મ જેવુ ને તેવુ વિદ્યમાન હોય છે, ન હોય તો તેની વસ્તુતા બાધ પામે તે પરથી નિર્ણય થાય છે કે બ્રહ્મનું ઈશ્વર થવુ અને ઈશ્વરનુ જીવોરૂપે થવુ ખરું હોતું નથી

એવી રીતે બ્રહ્મમાથી જગત્ થાય તે પણ જો ખરેખર થાય તો ત્યારે પછી બ્રહ્મ રહેવું ન જોઈએ છતા જગત્ હોય છે ત્યારે પણ બ્રહ્મ તો જેવુ ને તેવુ વિદ્યમાન

હોય છે, ન હોય તો તેની વસ્તુતા બાધ પામે. તે પરથી નિર્ણય થાય છે કે બ્રહ્મમાં જગત્ ખરેખર થયું હોતું નથી.

આમ છતાં જીવને, ઈશ્વરને તથા જગતને ખરાં મનાવવા કંઈ કંઈ યુક્તિઓનો પ્રયોગ પૂર્વે થયેલો છે અને હજી થતો રહે છે તે સામે પોતાના સૂક્ષ્મ વિવેકને સતેજ રાખી તેના કેવલાદ્વૈતજ્ઞાનના તથા અનુભવના સિદ્ધાંતમાં મનુષ્ય સ્થિર રહી શકે એજ પૂજ્યપાદ કૃપાનાથ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાનના ઉપદેશની વિશિષ્ટતા છે.

એવીજ રીતે કેવલાદ્વૈત જ્ઞાનના તથા અનુભવના સહાયક તથા સાધનભૂત કર્મો, યોગ ભક્તિ જ્ઞાન તથા સદ્વિચાર અને સદાચારના સ્વરૂપને સમજવામાં પણ અલ્પજેટલું અંતર પડવાથી પછી એ કર્મો એ યોગ એ ભક્તિ એ જ્ઞાન તથા એ સદ્વિચાર અને એ સદાચાર કેવલાદ્વૈત જ્ઞાનના તથા અનુભવના સાધનભૂત રહેવા પામતાં નથી.

માટે બંધુઓને ઘટે છે કે કેવલાદ્વૈત જ્ઞાનના સિદ્ધાંતમાં તેમજ એ જ્ઞાનના સાધનભૂત ધર્મના સિદ્ધાંતમાં અલ્પજેટલું પણ અંતર તો પડતું નથી ? એમ શ્રીઆનંદાશ્રમમાં છપાવવા ધારેલા લેખો છપાવવા મોકલતાં પહેલાં સાવધાન બુદ્ધિથી તપાસી જોવા જોઈએ.

લોકોને ઉપદેશ આપીને તેમને પોતાના સિદ્ધાંતને અનુસરનારા કરનાર પુરુષની એ મોટી જવાબદારી છે કે તેના સિદ્ધાંતને અનુસરવાથી લોકોનું કલ્યાણજ થવું જોઈએ.

તેના સિદ્ધાંતને અનુસરવાથી લોકોનું જો અકલ્યાણ થાય વા ધારેલું કલ્યાણ ન થાય તો તેની જવાબદારી ઉપદેશ આપીને લોકોને પોતાના સિદ્ધાંતને અનુસરનારા કરનાર પુરુષપર છે.

આ વાતને લક્ષમાં લઈને પૂજ્યપાદ કૃપાનાથ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાને જ્ઞાનના તથા ધર્મના સંબંધના પોતાના સિદ્ધાંતની સ્પષ્ટતા કરીને એ સિદ્ધાંતનો જ ઉપદેશ થતો રહે અને તેમાં અલ્પજેટલું પણ અંતર પડવા ન પામે એ જોતા રહેવાનો ભાર શ્રીઆનંદાશ્રમમાં આચાર્યનું કામ કરનારાપર રાખેલ છે અને શ્રીઆનંદાશ્રમપત્રમાં લેખો છપાવનારા બંધુઓએ પણ પોતાપર આવનારા એ ભારનો વિચાર કરીને લેખો છપાવવા જોઈએ.

જનતામાં કર્મના સંબંધમાં, યોગના સંબંધમાં, ભક્તિના સંબંધમાં, જ્ઞાનના સંબંધમાં, ઉપાસનાના સંબંધમાં તથા સદ્વિચાર અને સદાચારરૂપ ધર્મના સંબંધમાં જે જે સમજણો પ્રચલિત હોય છે તે બહુધા સર્વાંશે ખરી હોતી નથી એમ જાણી આપણા પ્રાચીન શાસ્ત્રોના તથા પૂજ્યપાદ કૃપાનાથ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્ આદિ ગુરુઓના ઉપદેશ સાથે સરખાવી જોતાં જો તે સર્વાંશે ખરી ન જણાય તો તેને શ્રીઆનંદાશ્રમપત્રમાં સ્થાન ન આપવું જોઈએ.

આજના એટમ બોંબના જમાનામાં સૃષ્ટિજૂનો જ્ઞાનનો તથા ધર્મનો સિદ્ધાંત સૃષ્ટિજૂની પ્રાચીન પદ્ધતિએ જણાવવાનું કરતાં તે જાણવા કોઈ આકર્ષાશે નહિ, માટે શ્રીઆનંદાશ્રમપત્રને આજનાં બીજાં પત્રોની હરોળમાં લાવવા લોકરુચિને અનુસરીને બહાર પણ સુંદર બનાવવું જોઈએ તથા અંતર લોકરુચિને અનુસરતા વિષયો લખાવા જોઈએ. આ વિચારથી ઘણા બંધુઓ લોકરુચિને અનુસરતા લેખો લખવા તથા બહારનું રૂપ પણ લોકરુચિને અનુસરતું કરવા લલચાય છે.

પણ આજનાં બીજાં પત્રોથી શ્રીઆનંદાશ્રમની એ તો વિલક્ષણતા છે કે શ્રીઆનંદાશ્રમપત્રનો ઉપદેશ લોકનું ખરું કલ્યાણ કરનારો છે અને તેથી તે પત્રને લોકરુચિને અનુસરતું કરવાની અગત્ય નહિ રાખતાં શ્રીઆનંદાશ્રમપત્રને અનુસરતી લોકરુચિ લોક કેળવીને કરવી જોઈએ છે

લોક પોતાની લોકરુચિ કેળવીને શ્રીઆનંદાશ્રમપત્રને અનુસરતી ન કરે તો લોક પોતે શ્રીઆનંદાશ્રમપત્રનો લાભ લેવામાંથી વંચિત રહે, પણ શ્રીઆનંદાશ્રમપત્ર લોકરુચિને અનુસરતું રૂપ ધારણ કરીને લોકરુચિને અનુસરતો ઉપદેશ આપે એવી આશા કરવી નિરર્થક છે એમ વિવેકી બંધુએ વિચારી જોવું જોઈએ

લોક આજ બહુધા યજ્ઞ કરવાની રુચિ કરતા નથી તેથી યજ્ઞનો ઉપદેશ ન આપવાનું યોગ્ય ન ગણાય

યજ્ઞકર્મ લોકનું કલ્યાણ કરનારું છે એવો જો શાસ્ત્રનો તથા ગુરુઓનો નિશ્ચય છે તો આનંદાશ્રમ પત્રમાં તો તેનો ઉપદેશ કરવો જ જોઈએ

અને શૌચાશૌચનો અવિવેક તથા વર્ણસંકરતા લોકનું અકલ્યાણ કરનારાં છે એવો શાસ્ત્રોનો તથા ગુરુઓનો નિશ્ચય છે તો તેવો ઉપદેશ શ્રીઆનંદાશ્રમપત્રમાં આલેખવોજ જોઈએ, પછી ભલે તે લોકને અરુચિકર જણાય

ખરી વાત તો એ છે કે કેવલાદ્વૈતજ્ઞાનનો ઉપદેશ અથવા એ ઉપદેશને કહેનારા લેખો લખવાનો અધિકાર તેમનોજ છે કે જેમને કેવલાદ્વૈત જ્ઞાન અનુભવપૂર્વકનું હોય.

જેમને એ જ્ઞાન અનુભવપૂર્વકનું ન હોય તેઓ શાસ્ત્રોના તથા અનુભવીઓના ઉપદેશને અનુસરીને એના લેખો લખે તેમાં કાંઇ દોષ નથી

પણ તેમ કરતાં શાસ્ત્રોનો તથા અનુભવીઓનો ઉપદેશ યથાવત્ આલેખાય છે તેની તકેદારી રાખવાની લખનારની જવાબદારી રહે છે

એવીજ રીતે ધર્મનો ઉપદેશ અથવા એ ઉપદેશને કહેનારા લેખો લખવાનો અધિકાર પણ તેમનોજ છે કે જેમને ધર્મના ખરા સ્વરૂપનું અનુભવપૂર્વકનું જ્ઞાન હોય

જેમને એ જ્ઞાન અનુભવપૂર્વકનું ન હોય તેઓ શાસ્ત્રોના તથા અનુભવીઓના ઉપદેશને અનુસરીને એના લેખો લખે તેમાં કાંઈ દોષ નથી

પણ તેમ કરતાં શાસ્ત્રોનો તથા અનુભવીઓનો ઉપદેશ યથાવત્ આલેખાય છે તેની તકેદારી રાખવાની જવાબદારી લખનારની રહે છે

એવીજ રીતે ઉપાસના, ભક્તિ, યોગ આદિના સંબંધમાં સમજી લેવું જોઈએ

કેવલ લોકરુચિને અનુસરતો ઉપદેશ આપ્યા કરનારું પત્ર ઉપદેશ લેવાનું અધિકારી બની જાય છે એ યોગ્ય વિચારવડે જોઈ લેવું જોઈએ

આ માટે પ્રથમ એકવાર વિનતિ કરવામાં આવી હતી

બંધુઓના છપાતા લેખો જોઈને આથી ફરીને વિનતિ કરું છું તો શ્રીઆનંદાશ્રમપત્રનું સ્વરૂપ પૂજ્યપાદ કૃપાનાથ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ની આજ્ઞાને અનુસરતું ટકી રહેવામાટે સર્વે બંધુઓએ આ વિનતિને લક્ષમાં લેવા વિનતિ છે

——[ * ]——

## કૃપાનાથ સંબંધી સાહિત્ય

[ સંગ્રાહકઃ—દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

શ્રીમદ્ ભાગવતનો દશમસ્કંધ (ગુજરાતી ભાષાંતર–એ નામનું પુસ્તક–મુંબઈના સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળ તરફથી–સં. ૧૯૬૫–ઈ. સ. ૧૯૦૯માં પ્રથમ પ્રસિદ્ધ થયેલું–તેમાં આ લખાણ છેઃ—

"આ દશમસ્કંધમાં આવતા વિષયવિષે વધુ વિવેચન આ સાથેની પ્રસ્તાવના–કે જે બીલખાનિવાસી પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્ નથુરામજી શર્માએ કૃપા કરી લખી મોકલી છે તેમાં આવી ગયેલું છે.

આ પુસ્તકમાંના લગભગ દરેક અધ્યાયની છેવટે તેમાંનું "આધ્યાત્મિક રહસ્ય" ટીપ્પણોમાં જણાવવામાં આવેલું છે તે પણ ઉક્ત મહાત્માશ્રીનીજ કૃપાપ્રસાદી છે. પોતાના અમૂલ્ય સમયને ભોગે અને ખાસ પરિશ્રમ વેઠીને તેઓએ જે કૃપા આ કાર્યથી દર્શાવી છે તે માટે આ મંડળ તથા વાચકવર્ગ તેઓશ્રીનો જે કાંઈ ઉપકાર માને તે થોડોજ છે. ઉક્ત આચાર્યશ્રીનું અનુકરણ કરી દરેક સંપ્રદાયના આચાર્યો સાર્વજનિક પ્રકારે ન બને તો પોતપોતાના પંથનાજ આશ્રિતોનું પણ અનેક રીતે કલ્યાણ કરવા પ્રવૃત્ત થાય તો દેશની દરેક પ્રકારની ઉન્નતિના કારણરૂપ ધાર્મિક ઉન્નતિને પોતાના શિખરે પહોંચતાં શી વાર?"

[ નોંધઃ—આ–"સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળ"–માંથીજ–શનૈઃ શનૈઃ "સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય" થયેલું છે–અને–ગુજરાતી ભાષા ને ગુજરાતી સાહિત્યની સેવા વિશાળ પાયાપર વ્યવસ્થિત રીતે કરી રહેલ છે. આ "મંડળ"નો આટલો વિકાસ થયો તે સ્વ. ભિક્ષુ અખંડાનંદજીની એકનિષ્ઠ સેવા ને ત્યાગને આભારી છે.

ભિક્ષુ અખંડાનંદજી જાતે કૃપાનાથપાસે આવેલા અને પોતે ઉપાડેલી સાહિત્યપ્રવૃત્તિને સહાય આપવા વિનતિ કરેલી. આ ઉપરથી કૃપાનાથે પણ તેમની સાહિત્યપ્રવૃત્તિમાં સહાય આપેલી–એ આ ઉપરના લખાણમાંથી પણ જણાઈ આવે છે.

આ પ્રસંગઉપરથી ઘણું શીખવાનું મળી શકે એમ છે કેઃ—જો કોઈ સેવાકાર્ય કે સંસ્થાનો વિકાસ કરવો હોય તો નમ્રતાપૂર્વક સહકાર ને સહાયમાટે વિનતિ કર્યા કરવી જોઈએ–અને–તો–સહકાર ને સહાય પણ મળી રહે છે એ ચોક્કસ છે. ભિક્ષુજીએ નમ્રતા દર્શાવી તો કૃપાનાથે પણ ઉદારતા ને ઉમળકાપૂર્વક સહાય પણ આપી.

કૃપાનાથ ધર્માચાર્ય હતા અને એક ઉચ્ચ કોટિના આદર્શ ધર્માચાર્ય તરીકે જીવન જીવી રહ્યા હતા અને જીવનકાર્ય કરી રહ્યા હતા એટલે જ ભિક્ષુજી ઉપરના લખાણમાં તે કાળના બીજા ધર્માચાર્યોને કૃપાનાથનું જીવનદૃષ્ટાંત આપી ધર્માચાર્યના કર્તવ્ય વિષે અંગુલિનિર્દેશ કરી રહ્યા છે.

ધર્મનો આત્મા જ્ઞાન છે–માટેજ ધર્મસંસ્થાપનમાટે જ્ઞાનયજ્ઞની–જ્ઞાનપ્રચારની બહુ અગત્ય છે એટલુંજ નહિ, પણ જ્ઞાન લોકોને સરળ રીતે ને સસ્તી રીતે મળે એ પણ બહુ જરૂરનું છે–એવો ભિક્ષુજીનો તથા કૃપાનાથનો અભિપ્રાય હતો અને એ અભિપ્રાય અનુસાર બંને મહાત્માઓએ કાર્ય પણ કરી બતાવ્યું છે.

કૃપાનાથે જાતે ઉચ્ચકોટિનાં પુસ્તકો લખીને પ્રસિદ્ધ કરાવ્યાં અને ભિક્ષુજીએ ઉચ્ચ-

કોટિનાં પુસ્તકો લખાવીને પ્રસિદ્ધ કર્યાં અને એ રીતે જ્ઞાનયજ્ઞનું યજન સફળતાપૂર્વક કર્યા કર્યું એટલુંજ નહિ, પણ એ યજન અખંડ ચાલુ રહે એ માટે એ બંને મહાપુરુષો "આનંદાશ્રમ" તથા "સસ્તું સાહિત્ય" નામની સંસ્થાઓ પણ સ્થાપતા ગયા છે અને એ સંસ્થાઓનો લાભ આપણુ સૌ લોકોને મળતો રહે એ જોતા રહેવાનું કાર્ય હવે આપણુ સૌ લોકોનુંજ છે

દેશની ઉન્નતિનો આધાર પણ ધર્મની ઉન્નતિઉપર રહેલો છે એ પણ ઉપરના લખાણુમાંથી ફલિત થાય છે–અને એટલેજ સ્વધર્મપાલન ઉપર કૃપાનાથ ખૂબ ભાર મૂકતા !

——[*]——

## यज्ञोपवीत शा माटे ?

### શ્રીગુરુચરણાનુરાગી સૂરતનિવાસી શ્રી મ ત્રિ ભટ્ટને ત્યાં યજ્ઞોપવીત ને લગ્નનો શુભ પ્રસંગ

[ યજ્ઞોપવીત જેવા પવિત્ર પ્રસગે કેટલાક ગરબા, સગીત વગેરેના મેળાવડા કરે છે તેથી એ વિધિનું માહાત્મ્ય જળવાતું નથી યજ્ઞોપવીતવિધિ શા માટે જરૂરી છે તે નીચેના વિષયમાં દર્શાવાયુ છે ]

સૂરત સૈયદપુરાના શ્રી મ ત્રિ ભટ્ટને ત્યા તેમના પુત્રના યજ્ઞોપવીત પ્રસગે નીચે મુજબની વિધિ થઈ હતી શરૂઆતમાં સૂરત કૉલેજના પ્રો શ્રી કમળાશંકર ત્રિવેદીએ યજ્ઞોપવીતની મહત્તા અને તેનું રહસ્ય સમજાવતાં કહ્યુ કે માણુમમાં છુપાયેલ બુદ્ધિને જેમ કેળવણીથી ખીલવવામા આવે છે તેમ માણુમ જન્મથી શુદ્ર અવસ્થામાં હોય છે તેને ધાર્મિક વિધિથી સસ્કારી બનાવવામા આવે છે, અને ત્યારેજ તે પોતાનું કર્તવ્ય કરવાને લાયક બને છે હીરો ખાણુમાથી નીકળે છે ત્યારે મલિન હોય છે પણ જ્યારે તેનો સંસ્કાર કરવામાં આવે છે ત્યારેજ તેની કિમત અદકેરી થાય છે તેમ "जन्मना जायते शूद्र संस्कारात् द्विज उच्यते" એ પ્રમાણે સંસ્કાર કરવાથીજ તે દ્વિજ–બ્રાહ્મણુ થાય છે આપણા સસ્કારો પૈકી પ્રાચીન કાળથી ૪૮ સંસ્કારો ગણાતા આવ્યા છે ને તેમાં સોળ સસ્કારો મુખ્ય છે જેમાં ઉપનયન સસ્કાર મહત્ત્વનો છે એ સસ્કારજ એને અધિક વિદ્યા–શક્તિ પ્રાપ્ત કરવાને યોગ્ય બનાવે છે એ સસ્કારમાં પણ ગાયત્રીમત્રનો ઉપદેશ અતિ મહત્ત્વનો છે, કેમકે એ વડે સૂર્યની ને અગ્નિની ઉપાસના કરવામાં આવે છે એ મંત્રનો શ્રદ્ધાપૂર્વક રોજ જપ કરવાનો છે, અને સૂર્યની ને અગ્નિની જીવનભર ઉપાસના કરતાં એમાજ પોતાની જાતને–જીવનને અતે સમર્પણુ કરવાની છે; એટલે ગાયત્રીમત્રવડે ઉપાસ્યમાં એકતાનતા કરવાની છે.

આપણી આર્યસસ્કૃતિ બહુજ ઉત્તમ છે. એની સાથે સરખાવવા લાયક જગતમાં બીજી કોઈ સંસ્કૃતિ નથી અત્યારની સામાજિક સ્થિતિ ગમે તેવી નિરાશાજનક હોય પણ તેની ગણુના કર્યા વગર આપણે બ્રાહ્મણોએ આપણો ધર્મ બરાબર સમજવો જોઇએ. એમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખીને આપણા આદર્શને વળગી રહેવુ જોઇએ.

ઉપનયન સંસ્કાર એ કેવળ ધાર્મિક વિધિ છે, એને કેટલાક સમયથી સામાજિક કે વ્યાવહારિક રૂપ આપીને આપણે ફક્ત એનો ઉપહાસજ કરતા આવ્યા છીએ.

ગાયત્રીમંત્ર કેટલાક બ્રાહ્મણો બોલી જાણતા નથી. બોલતા હોય તો શુદ્ધ ઉચ્ચાર કરનારા ઓછા છે, તેનો અર્થ સમજનારા તેથી ઓછા છે, અને એની ઉપાસના કરનારા સૌથી ઓછા છે.

કેટલાક એમ માને છે કે માત્ર બ્રાહ્મણનેજ ઉપનયન પહેરવાનો અધિકાર છે, પણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને પણ તે ધારણ કરવાનું શાસ્ત્રોએ કહ્યું છે એટલુંજ નહિ, પણ સ્ત્રીઓમાં પણ શુદ્ધ સંસ્કારો રેડવા અને પોતાના ધર્મનું તેને ભાન કરાવવા પૂર્વે ઉપનયન ધારણ કરાવવામાં આવતું હતું.

ત્યારબાદ **શ્રી. જમિયતરામ નરભેરામ ત્રિવેદીએ** યજ્ઞોપવીતની પ્રક્રિયાનું રહસ્ય સમજાવ્યું હતું.

**શ્રીશલત કાલિદાસભાઈ:—**

બ્રાહ્મણના જીવનમાં યજ્ઞોપવીત એ શ્રેષ્ઠમંગળ પ્રસંગ છે. ખરા અર્થમાં બ્રાહ્મણબાળને માટે એ એક પ્રકારની કર્તવ્યદીક્ષા છે. બાળપણની મસ્તીમાંથી જીવનપંથના આરંભને નાકે ઊભેલા બાળકને વિદ્યા-જ્ઞાનનો અધિકારી બનાવવાનો અને એ જ્ઞાન-સમૃદ્ધિવડે જનસમુદાયની સેવા કરવાનો ઉપદેશ એમાં રહેલો છે.

આજે તો આપણી વર્ણવ્યવસ્થા છિન્નભિન્ન ને ભ્રષ્ટ થઈ છે. બ્રાહ્મણોનું ગુરુપદ ગયું છે, ક્ષત્રિયોનું ક્ષત્રિયત્વજ લુપ્ત થયું છે, વૈશ્યોનો વ્યાપાર નફાખોરીની લૂંટ અને કાળાં બજારમાં વણસ્યો છે; એટલે કાળદ્રષ્ટાઓ ભાખે છે તેમ હવે શૂદ્રનો જમાનો આવ્યો છે. આપણી સંસ્કૃતિએ તો શૂદ્રોને પણ બ્રહ્મજ્ઞાની બનાવ્યા છે, એને બદલે આજના જમાનાના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય સમગ્ર સમુદાય શૂદ્ર થઈ જવાનો ભય ઉપસ્થિત થયો છે. એ ઉન્નતિનો નહિ પણ અવનતિનો માર્ગ હશે. વર્ગવિગ્રહો ને ઉત્પાતો એમાંથી જાગશે ને આપણા ઋષિ મુનિઓએ રચેલી આપણી સમાજરચનાનો સમૂળ ઉચ્છેદ થઈ જશે એવી બીતિ છે.

કાળનાં બળોને કોઈ રોકી શક્યું નથી, શકવાનું નથી, પણ બ્રાહ્મણોનું સાચું બ્રહ્મત્વ લાખ આફતોમાં જ્યાં હશે ત્યાં નિશ્ચલ રહેશે, અને ભૂલેલા સમાજને માર્ગદર્શક થઈ પડશે, અને ત્યારે પુનઃ શૂદ્રોને પણ ઉન્નતિને પંથે દોરશે.

**ડા. દીક્ષિત:—**

ડા. દીક્ષિતે કહ્યું કે અત્યારે આપણો દેશ બહુજ ખરાબ સ્થિતિમાં મૂકાઈ ગયો છે. અસાધારણ ફેરફારો આપણા સમાજમાં થઈ રહ્યા છે. બ્રાહ્મણો પોતાનો ધર્મ સાચવી શક્યા નથી. કેવળ બ્રાહ્મણને ત્યાં જન્મ થવાથીજ સાચા બ્રાહ્મણ થવાતું નથી. સમાજનો ઉપલો થર એટલે કે બ્રાહ્મણો કદાચ નીચે જતા રહે અને નીચેનો થર-શૂદ્રો -કદાચ ઉપર આવે એ વાતને બ્રાહ્મણોએ સમજી પોતે ક્યાં જવું છે એનો વિચાર કરવો બહુ જરૂરી છે.

——[ * ]——

॥ ॐ श्रीमज्ञायसद्गुरवे परमात्मने नमः ॥

# कुर्यात् वटोर्मंगलम्

## ચિ. ભાઈ સુરેશના યજ્ઞોપવીત સમયનું ભાવનાત્મક મંગલાષ્ટક

ફાલ્ગુન શુક્લ દ્વિતીયા રવિવાર, સં ૨૦૦૩

જેના પાવનકારી પાદકમલે દેવો મનુજો નમે,
જેના પુણ્યપ્રભાવથી જન સહુ પામે સદા મુક્તિને,
જેનાં દિવ્યચરિત્રગાન કરતાં શાસ્ત્રો અને સુજ્ઞ સૌ,
તે શ્રી સદ્‌ગુરુ નાથ આ બટુકનું કુર્યાત્ સદા મંગલમ્ ૧

હેમાદ્રિતનયાતણા પ્રિય તનુ માંગલ્યકારી સદા,
સર્વે મંગલકાર્યમાં પ્રથમ જે પૂજાય છે સર્વદા,
માતાતાતતણા પદામ્બુજવિષે તીર્થો ગણ્યાં જેમણે,
તે વિઘ્નેશ ગણેશ આ બટુકનું કુર્યાત્ સદા મંગલમ્ ૨

જેને છે વશ વિશ્વ આખું પણ જે પોતે સદા મુક્ત છે,
જેની શક્તિ અગાધ વેદવચને વિસ્તારથી સૂક્ત છે,
અર્પે આયુ અને સુશક્તિ જીવને કારુણ્યભાવે સદા,
તે નારાયણ સૂર્ય આ બટુકનું કુર્યાત્ સદા મંગલમ્. ૩

જેના ભવ્ય લલાટપેં લસલસે ત્રિપુંડ્ર શોભા ભર્યાં,
બાલેન્દુ વિલસે જટામહીં સદા ત્રિનેત્ર તેજે ભર્યાં,
ઝીલ્યાં ત્રિપથગામિની શિર વિષે વૈરાગ્યની મૂર્તિ જે,
તે વિશ્વેશ મહેશ આ બટુકનું કુર્યાત્ સદા મંગલમ્ ૪

વિશ્વામિત્ર વસિષ્ઠ વાલ્મીક વળી ગૌરીપતિ ગોપતિ,
જાબાલિ જમદગ્નિ વ્યાસ ભૃગુ ને શ્રીકશ્યપ' કૌશિક;
અત્રિ ગૌતમ યાજ્ઞવલ્કય સહિતા શ્રી નાથ યોગીશ્વર,
ગાર્ગી દેવી અરુંધતી અનસૂયા કુર્યાત્ બટોર્મંગલમ્ ૫

નારી રૂપ ધરી હણી રિપુગણો શાંતિ જગે જે ભરે,
જેના ચંડી સ્વરૂપને સુર જનો ભાવેભર્યા સૌ નમે,
વિઘ્નો સર્વે વિદારી વિશ્વજનનાં વાત્સલ્યતા દાખવે,
એવાં શ્રી જગદંબ આ બટુકનું કુર્યાત્ સદા મંગલમ્ ૬

વિંધ્યાબ્ધિ ચરણો ધૂએ ઋતુ દીએ જ્યાં અર્ઘ્ય શૃંગારના,
ભાનુ ભદ્ર કરે શશી અમી ઝરે સદ્ધર્મની અર્ચના,
ઋતુ હેમંત સદાય પોષણ કરે વાયુ સ્તુતિનું વહન,
એ શ્રી ભારતમાત આ બટુકનું કુર્યાત્ સદા મંગલમ્ ૭

બ્રહ્માંડે સર્વત્ર નિત્ય વસતો સાક્ષી સહુ વિશ્વનો,
જીવોનાં કર્મોની યોગ્ય રચના ને ન્યાય જેથી થતો;
તે વિશ્વેશ્વર નાથને પ્રણમીને યાચે હિતૈષી જનો,
ધી શ્રી ગી બલ આયુ સર્વ અર્પી કુર્યાત્ બટોર્મંગલમ્. ૮

રાજેન્દ્ર ત્રિભુવન રાવળ

———[ * ]———

॥ जय श्रीनाथमहेश्वर ॥

## कुर्यात् सदा मंगलम्

ચિ. સૌભાગ્યકાંક્ષિણી બહેન ચન્દ્રિકાના લગ્ન પ્રસંગનું આશીર્વાદાત્મક

મંગલાષ્ટક

॥ जीवेतां शतवर्षाणि धर्मेण दंपती सुखम् ॥

જેને ઇચ્છિત કાર્યની સફલતા અર્થે સહુયે સ્મરે,
જે આ વિશ્વતણા જનો ઉપરનાં વિઘ્નાંધકારો હરે;
સર્વે કાર્ય વિષે જનો હરખથી સેવે સદા જેમને,
સિદ્ધિ બુદ્ધિ સહિત તે ગણપતિ કુર્યાત્ સદા મંગલમ્. ૧

જે છે પાવન જ્ઞાનના પતિ અને દાતા સહુ શ્રેયના,
સેવે ઘોર પદાર્થે તોય શુભમાં જેની સદા નામના;
જેને ઉગ્ર અને સુદીર્ઘ તપથી શૈલેન્દ્રકન્યા વરી,
તે શ્રી સાંબ મહેશ આ યુગલનું કુર્યાત્ સદા મંગલમ્. ૨

જેણે ગોકુલગોપિકાસહ રુડા સ્નેહે રમી રાસને,
મીઠી બંસરીને સૂરે સહુ ઉરે પૂર્યો સહજ પ્રેમને;
શ્રીમુખે અર્જુનને સમર્પ્યું ગીતાતણા જ્ઞાનને,
તે યોગેશ્વર કૃષ્ણ આ યુગલનું કુર્યાત્ સદા મંગલમ્. ૩

જેના દિવ્ય સ્વરૂપમાં પ્રભુ દીસે નેત્રો અમી રેલતાં,
જેના યુગલ પુણ્ય પાદકમલે તીર્થો સદાયે વસ્યાં;
ગંગા જ્ઞાનતણી વહાવી જગમાં દીપાવી છે ગુર્જરી,
તે શ્રી સદ્‌ગુરુનાથ આ યુગલનું કુર્યાત્ સદા મંગલમ્. ૪

કન્યા મંગલસૂત્ર કંકણ તથા સૌભાગ્યનો ચન્દ્રમા,
બ્રહ્મા વિષ્ણુ મહેશ દેવ સર્વે રક્ષો સદા સર્વદા;
બ્રહ્માંડે સર્વત્ર નિત્ય વસતા સાક્ષી સહુ વિશ્વના,
અર્પીને બલ બુદ્ધિ શ્રી યુગલનું કુર્યાત્ સદા મંગલમ્. ૫

જે સ્નેહે વિલસે વસિષ્ઠ નભમાં પત્ની અરુંધા સહે,
જે સ્નેહે ઉરથી વરી અનુસૂયા પોતે ઋષિ અત્રિને;
જે સ્નેહે તપ ઉગ્રથી હિમસુતા પામ્યાં પતિ શિવને,
તેવો સ્નેહ સદા પરસ્પર વહો, રેલો સદા મંગલમ્. ૬

મુકન્યા પ્રિય ચન્દ્રિકા ઉમળકે સૌભાગ્યને ઇચ્છતી,
આજે તે શ્રીમનુપ્રસાદ વરને સ્નેહાર્દ્રભાવે વરી,
અદ્વૈતે તજી દ્વૈતભાવ ભવમાં આનંદને ઝીલતાં,
સોહાવી "શરદા શતં" સુખકરી સાધો સદા મંગલમ્. ૭

ભર્ગેથી સવિતા ભરે ભુવનને એવાં જગે દીપજો,
આયુ ને વળી રિદ્ધિસિદ્ધિ કીર્તિ સૌભાગ્ય શાંતિ હજો;
માતાતાત હિતુ કુટુંબીજન સૌ આશિષ અર્પે અને,
ઇચ્છે આ નવદંપતી જગતમાં પામો સદા મંગલમ્. ૮

॥ शुभं भवतु ॥

ફાલ્ગુન શુક્લ પંચમી,
મંગળવાર ૨૦૦૩

यतीन्द्र शंकर धूळेकर
(शाहदा)

---

## श्रीआनंदाश्रम-समाचार

### ( આષાઢમાસ )

**શ્રીસદ્ગુરુપૂજન:**—શ્રી. શેઠ મૂળજી પ્રાગજી કરાચીવાળાએ અને શ્રી. શેઠ મંગળદાસભાઈ બોરીવલિવાળા સહકુટુંબ દર્શનાર્થે આવતાં તેમણે વિધિપૂર્વક ગુરુદેવનું મહાપૂજન કર્યું હતું.

**શ્રીલઘુરુદ્ર-રુદ્રાભિષેક:**—શ્રી દેવશંકરભાઈ-કુડલા લઘુરુદ્ર શ્રી રામજી વિશ્રામ-કરાચી. (રુદ્રાભિષેક.) શ્રી. છગનલાલ સવજી-મુંબઈ (ચાર રુદ્રાભિષેક) એક ભક્તજન (લઘુરુદ્ર ૪) શ્રી. પુરુષોત્તમ ભીખાભાઈ-મરોલી બજાર (લઘુરુદ્ર) શ્રી મૂળજી પ્રાગજી-કરાચી (રુદ્રાભિષેક ૨,) શ્રી. વસતલાલ કેશવલાલ-કરાચી (લઘુરુદ્ર) શ્રી મૂળજી પ્રાગજી-કરાચી (લઘુરુદ્ર.)

**મુખ્યભેટ**—રૂા. ૨૦-૦-૦ શ્રી દ્વારકાદાસ ખેતસી-કરાચી રૂા ૧૦-૦-૦ વિદ્યાર્થી મહેશચન્દ્ર ચદુલાલ ત્રિવેદી-જોગવરનગર રૂા ૨૨-૦-૦ એક ભક્તજન-બોરીવલિ. રૂા ૧૬-૦-૦ શ્રી કાનજી મેપા-રાણાવાવ રૂા ૧૦-૦-૦ બેન જાનબાઈ ડોસાભાઈ-રાણાવાવ રૂા. ૧૦-૦-૦ શ્રી. કેશવજી જીણાભાઈ-જૂનાગઢ. રૂા ૧૦૧-૦-૦ એક ભક્તજન-કુડલા. આ રકમના વ્યાજમાંથી પૂજ્યપાદ કૃપાનાથને સાંજે મેવા ધરાવવામાટે અર્પણ રૂા ૧૦-૦-૦ શ્રી. ડૉ વામનરાય જટાશંકર (તથા તેમનું કુટુંબ,)-પાટણ રૂા ૨૫-૪-૦ શ્રી મૂળજી પ્રાગજી-કરાંચી

**થાળ.**—રૂા. ૧-૪-૦ શ્રી રામજી વિશ્રામ-કરાંચી રૂા ૧-૪-૦ શ્રી ભોગીલાલ હીરાલાલ -પ્રાંતીજ રૂા. ૫-૪-૦ શ્રી. કેશવજી ઝીણાભાઈ-જૂનાગઢ. રૂા ૧-૪-૦ અમૃતલાલ નગીનદાસ -સુરત રૂા ૫-૦-૦ બેન દેવુબાઈ-બાંટવા રૂા. ૧-૪-૦ શ્રી કાનજી મેપાનાં માતુશ્રીના કલ્યાણાર્થે થાળ રૂા ૫-૦-૦ એક ભક્તજન-રાણાવાવ ૧૫-૦-૦ શ્રી. મોહનલાલ રામપ્રસાદ-સાંઢણીધારતરફથી શ્રાવણ સુદિ ૧૫થી આવતા જેઠ માસની પૂનમ સુધી દર પૂનમના થાળના રૂા. ૧-૪-૦ શ્રી ઝવેરીલાલ જગજીવન-જૂનાગઢ રૂા. ૧-૪-૦ ભાલચંદ્ર ઝવેરીલાલ-જૂનાગઢ. રૂા ૧-૪-૦ કારભારી ભોગીલાલ જગજીવન દેશાઈ-રાણપોર. રૂા ૨-૮-૦ બેન લાધીબાઈ કરશન-દેવલાલી. રૂા ૨-૮-૦ શેઠ પ્રાગજી દેવજી-મોરબી. ૨-૮-૦ ચંપકલાલ મૂળશંકર-મેંદરડા. રૂા. ૨-૮-૦ શ્રી. ચંપકલાલભાઈ-મેંદરડા. ૨ થાળ. રૂા. ૧-૮-૦ -શ્રી.

જયશંકર ભગવાનજી વૈદ-તારાપુર. રૂા. ૨-૮-૦ શ્રી. જમિયતરામ નરભેરામ-પાટણ. (૨ થાળ). રૂા. ૫-૦-૦ શ્રી. છગનલાલ સવજી-મુંબઈ. ૪ થાળ. રૂા. ૫-૦-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-વડોદરા. રૂા. ૧-૦-૦ શ્રી. ચંપકલાલ ઓધડલાલ આચાર્ય-અમદાવાદ. રૂા. ૧-૪-૦ શ્રી. જગજીવનદાસ-મુંબઈ. રૂા. ૧૦-૦-૦ એક ભક્તજન. (૪ થાળ.) રૂા. ૨-૮-૦ શ્રી. પુરુષોત્તમ ભીખાભાઈ-મરોલી. રૂા. ૧-૪-૦ શ્રી. મન્વંતરાય કરશનજી ઓઝા -સચીન. રૂા. ૧-૪-૦ શિવરામ રાજારામ પંડ્યા-મસીગામ. ૨-૮-૦ ભાઈ માકવેરે નાથા બાવા (બે થાળ). રૂા. ૧-૪-૦ શ્રી. પ્રતાપસિંહ માનસિંહ-મસીગામ. રૂા. ૧-૦-૦ શ્રી. ઉદેસિંહ મોહનસિંહ દુધનિમિત્તે. રૂા. ૩-૧૨-૦ સ્વ. સાંકુબેન-સાદરા. રૂા. ૨-૦-૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ. (૨ થાળ.) રૂા. ૧૫-૦-૦ શ્રી. વામનરાય જટાશંકર-પાટણ. પ્રસાદ ધરાવવા માટે. રૂા. ૨-૮-૦ શ્રી. મૂળજી લાલજી-જામજોધપુર. (૨ થાળ અધિકમાં) રૂા. ૧-૪-૦ શ્રી. લાલજી દેવરાજ-જામજોધપુર. રૂા. ૨-૦-૦ કુમારશ્રી હરિશ્ચંદ્રસિંહજી-રાજકા. (થાળ ૨.) રૂા. ૧-૪-૦ અમૃતલાલ નગીનદાસ-સુરત. (અધિક શ્રાવણ માસ થાળ.) રૂા. ૧-૪-૦ શ્રી. શંકરલાલ મોહનલાલ -જામજોધપુર. રૂા. ૨-૮-૦ શ્રી. લાલજી ડાહ્યાભાઈ-પોરબંદર રૂા. ૧-૪-૦ મણિબેન-બીલખા. રૂા. ૨-૮-૦ શ્રી. કનૈયાલાલ ભાઈજી ભટ્ટ-ગુંદાસરા. રૂા. ૧-૪-૦ શ્રી. મનજી મૂળજી-ગુંદાસરા.

**અધિક માસ પૂનમ સુધીમાં થયેલ થાળો:**—રૂા. ૨-૮-૦ શ્રી. પોપટલાલ તારાચંદ-જૂનાગઢ. રૂા. ૧-૪-૦ શ્રી. લક્ષ્મીશંકર રઘુરામ-અમરેલી. રૂા. ૨-૮-૦ મૂળજી પ્રાગજી-કરાંચી. રૂા. ૫-૪-૦ મૂળજી પ્રાગજી. (અખંડદીપક.) રૂા. ૧-૪-૦ જડીબેન-જોરાવરનગર. રૂા. ૧-૪-૦ બેન સુબજીઆ-બીલખા. રૂા. ૨-૮-૦ શ્રી. કલ્યાણજી કાલિદાસ રાડિયા. (બે થાળ.) રૂા. ૨-૮-૦ શ્રી. જગન્નાથ-કાશીરામ દામનગર.

**ભોજન:**—રૂા. ૨૯-૫-૩ શ્રી. દેવશંકર ભાઈશંકર-કુંડલા. રૂા. ૩૩-૩-૯ શ્રી. મંગળદાસ કેશવલાલ ભગત-બોરીવલિ. રૂા. ૭-૪-૦ શ્રી. જાદવજી સુંદરજી-મરમઠ. રૂા. ૧૪-૧૩-૩ છોટાભાઈ પી. ભટ્ટ દીવાન સાહેબ-બીલખા. રૂા. ૧૦-૦-૦ લુહાર બોઘાભાઈ જેઠા-ધ્રાફા તરફથી સ્વ. ભાઈ પુરુષોત્તમના આત્મકલ્યાણાર્થે. રૂા. ૨૫-૦-૦ સ્વ. બેન સાંકુબેનના આત્મકલ્યાણાર્થે હા. શ્રી. ગોરધનદાસ જેઠાલાલ-સાદરા. રૂા. ૬-૪-૦ શ્રી. દેવશંકર રણછોડભાઈ. રૂા. ૭૭-૫-૯ મૂળજી પ્રાગજી-કરાંચી. રૂા. ૭૧-૭-૦ ચિ. વસંતલાલ કેશવલાલ-ઘેલાણી. રૂા. ૪૩-૪-૩ શ્રી. કેવળચંદ કાનજીભાઈ પારેખ-ગોંડલ.

**અખંડદીપક:**—રૂા. ૦-૪-૦ રામજી વિશ્રામ-કરાંચી. રૂા. ૧૬-૦-૦ શ્રી. નાથુભાઈ ઉત્તમરામ-સુરત. રૂા. ૧-૮-૦ શ્રી. સ્વ. ગૌરીશંકર ભાઈશંકર ત્રિવેદી-જોરાવરનગર. હા. અં. ભા. ત્રિવેદી. રૂા. ૦-૪-૦ કાનજી મેપા-રાણાવાવ. રૂા. ૧-૪-૦ ઝવેરીલાલ જગજીવન-જૂનાગઢ. ૦-૧૨-૦ ભોગીલાલ જગજીવન-રાણપોર. રૂા ૦-૮-૦ પ્રાગજી દેવજી-મોરબી. રૂા. ૦-૧૨-૦ જેશંકર ભગવાનજી વૈદ્ય-તારાપુર. રૂા. ૧-૮-૦ નરભેરામ જમિયતરામ-પાટણ. રૂા. ૦-૧૨-૦ રઘુનાથસિંહ નથુસિંહ-બેંગલોર. રૂા. ૦-૧૨-૦ મગનલાલ હરગોવિંદ-વાડાસિનોર. રૂા. ૦-૮-૦ મૂળજી લાલજી. રૂા. ૦-૮-૦ લવજી દેવરાજ. રૂા. ૧-૪-૦ શ્રી. અમૃતલાલ નગીનદાસ-સુરત. રૂા. ૦-૪-૦ શંકરલાલ મોહનલાલ-જામજોધપુર. રૂા. ૧-૨-૦ મણિબેન-બીલખા. (અધિક માસમાં) રૂા. ૩૦-૦-૦ શ્રી. પુરુષોત્તમ ભીખાભાઈ-મરોલી. રૂા. ૫-૦-૦ બેન સાવિત્રી ગુલાબચંદ ગોકળદાસ-મુંબઈ. રૂા. ૧-૦-૦ ગં. સ્વ. જડાવબેન-જોરાવરનગર. રૂા. ૧-૦-૦ રવિશંકર મોહનલાલ રાવળ-સીતાપુર. રૂા. ૧-૦-૦ ઉમેદભાઈ વી.-કરમસદ.

પુસ્તકપ્રકાશન ખાતે—રૂ ૫-૪-૦ શ્રી રામજી વિશ્રામ-કરાંચી.

શ્રી મૂળજી પ્રાગજી કરાંચીવાળાએ આનંદાશ્રમમાં ૧૪ શ્રીસત્યનારાયણની કથાઓ એકસાથે વિધિપૂર્વક કરાવી હતી

---

## परचुरणभेट

(આષાઢમાસ)

૦-૪-૦ શ્રી રમણિકલાલ ત્રિ દવે
૦-૧૦-૦ ,, દેવશંકરભાઈ-કુડલા લઘુરુદ્રના પૂજાપો તથા ભેટ
૧-૦-૦ ,, દેવશંકર ભાઈશંકર-કુડલા
૭૫-૧૪-૦ ,, શેઠ રાજસી જીવરાજ-મુંબઈ તરફથી માસિક સાત્વિકદાનના
૦-૪-૦ બેન મણીબેન-બીલખા
૦-૧૦-૩ પરચુરણ મંદિરેથી
૦-૮-૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ
૦-૨-૦ બેન કસ્તુરબેન-બીલખા
૦-૬-૦ શ્રી રામજી વિશ્રામ પૂજાપો ને ભેટના
૧-૮-૦ ,, રામજી વિશ્રામ નિત્યદાનના
૦-૧૨-૦ ,, ,, ,, રામનવમીની ભેટ
૨-૮-૦ ,, મોહનલાલ મૂળજી-મુંબઈ
૧-૦-૦ ,, તુલસી રણછોડ-સાવરકુંડલા
૧-૪-૦ ,, કેશવજી ઝીણાભાઈ
૧-૦-૦ ,, કેશવજીભાઈની પુત્રી-જૂનાગઢ
૭૫-૧૪-૦ શ્રી. શેઠ રાજસી જીવરાજ-મુંબઈ તરફથી જુનમાસના સાત્વિકદાન માટે હા શ્રી. અ હ પારેખ
૨-૦-૦ પૂ ૫ મહનસ્વરૂપજી-ભાવનગર
૨-૦-૦ શ્રી મગળદાસ કેશવલાલ
૦-૮-૦ ,, મૂળશંકર કાનજી-બીલખા
૦-૨-૦ કસ્તુર બેન
૧-૮-૩ મંદિરેથી પરચુરણ ભેટ
૦-૪-૦ શ્રી જગજીવન મૂળશંકર-જૂનાગઢ
૧-૦-૦ ,, વિશ્વનાથ કાનજી-કુડલા
૨-૦-૦ ,, કે કે રાડિયા-ભાણવડ
૧-૦-૦ ,, હરગોવિંદ પીતાંબર પૂજનભેટ
૧-૦-૦ ,, સવજી જેરાજ-જામવાળી ,,
૫-૦-૦ બેન સવિતા મગનલાલ ડાહ્યાભાઈ ,,
૧-૦-૦ શ્રી નરોત્તમ પરભુ ગણુંવી ,,
૦-૫-૦ ,, દેવશંકર મોરારજી-દેવરાણા
૧-૦-૦ ,, દેવશંકર ભાઈશંકર-કુડલા
૦-૪-૦ ,, ઈશ્વરલાલ ધનેશ્વર
૧-૦-૦ ,, રતનશી લલ્લુભાઈ-ઉમરાળા
૧-૦-૦ ,, લાલજી નાગજી-કુડલા
૧-૦-૦ ,, શિવલાલ નાગજી ,,
૦-૪-૦ બેન દેવુબેન-આટવા
૧-૦-૦ શ્રી. જેચંદભાઈ ખહેચરભાઈ-જૂનાગઢ.
૦-૪-૦ શ્રી. શામજી રણછોડ
૦-૪-૦ ,, દામજી આણંજી
૦-૪-૦ ,, લાભશંકર ભવાનીશંકર માંડ
૧-૦-૦ ,, અરજણ કરમણ-મુંબઈ
૧-૦-૦ ,, ભુરા પ્રેમજી-કુડલા
૨-૦-૦ ,, મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ
૧-૦-૦ ,, હર્ષદરાય મ દેશાઈ
૦-૪-૦ , ડૉ દ્વારકાદાસ ભગવાનલાલ
૧-૪-૦ ,, નાથાલાલ મહાપ્રસાદ-માંગરોળ
૦-૪-૦ ,, ટી ટી દાદા-માંગરોળ
૨-૦-૦ ,, મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ વસ્ત્ર ધરાવવા નિમિત્ત
૩૧૭-૧-૯ આષાઢીપૂર્ણિમાના પૂજન ભેટના નવાગામ આનંદાશ્રમમાં આવ્યા તે
૦-૪-૦ શ્રી મનજી હરજી-જૂનાગઢ
૧-૦-૦ ,, અમૃતલાલ ભાઈશંકર-બીલખા તા. સ્કુલ માસ્તર
૧-૦-૦ ,, રવિશંકર કરુણાશંકર ઉમેજી હેડમાસ્તર-બીલખા

૦-૫-૦ ,, કાનજી કાલિદાસ
૧-૦-૦ બેન અનસૂયાબેન-વંથલી
૧-૦-૦ ,, રંભાબેન લાલજી
૦-૪-૦ ,, રાધાબેન-જૂનાગઢ
૦-૫-૦ ,, વજુબેન ,,
૧૦-૦-૦ શ્રી. હરિલાલ અંબારામ ઠાકર -લતીપુરવાળા ડરબન
૫-૦-૦ ,, ડૉ. જે. એમ. ચાવડા-વંથલી
૪-૦-૦ ,, લાભશંકર ભવાનીશંકર
૧-૦-૦ ,, ભોગીલાલ જગજીવન દેશાઈ -રાણપોર
૧-૦-૦ બેન બચુબાઈ-બીલખા
૨-૦-૦ શ્રી. દરબારશ્રી જીવાવાળા-બી.
૨-૦-૦ ,, મધુવનદાસ સી. પરીખ-ગોધરા
૨-૦-૦ બેન પાર્વતીબેન દેશાઈ-સુરત
૨-૦-૦ શ્રી. હરિવલ્લભપ્યાની ,,
૧-૪-૦ બેન શારદાબેન મોહનલાલ ,,
૧-૪-૦ શ્રી. છોટુભાઈ જીવણજી
૨-૦-૦ ,, રવજી દેવજી-કરાંચીવાળા તરફથી પૂજન ભેટના
૧૨-૮-૦ ,, મેઘજી રૂડા-દેવલાલીવાળા તરફથી પૂજનમાં ભેટ ધરવા અનામત
૧-૦-૦ ,, પ્રાગજી દેવજી-મોરબી દૂધ ધરાવવા
૩-૦-૦ ,, મગનલાલ છગનલાલ-પટવા પૂનમ ભેટ
૦-૪-૦ ,, કાનજી મેપા-રાણાવાવ
૧-૪-૦ ,, શુકલ વિશ્વનાથ કાલિદાસ -કુંડલા
૧-૦-૦ ,, લાલજી નાગજી-કુંડલા
૨-૦-૦ ,, દુર્લભજી નાગજી ,,
૧-૦-૦ ,, દામજી નાગજી ,,
૩-૪-૦ ,, આણંદજી નાગજી ,,
૨-૪-૦ ,, હરજીવન આણંદજી
૧-૦-૦ ,, પીતાંબર ખીમજી
૧-૦-૦ ,, ભૂરા પ્રેમજી
૧-૦-૦ ,, શિવલાલ નાગજી
૨-૦-૦ ,, પ્રાણજીવનદાસ નરોત્તમદાસ
૧-૪-૦ ,, ભગવાનજી મનુભાઈ
૦-૪-૦ પરચુરણ
૦-૮-૦ શ્રી. વસંતરાય છ. ધોળકિયા
૨-૦-૦ ,, મૂળશંકર ઈશ્વરજી-કુતિયાણા
૨-૦-૦ ,, રામપ્રસાદ પુરુષોત્તમ ,,
૨-૦-૦ ,, રતનજીભાઈ
૦-૪-૦ ,, મુકુંદરાય ભવાનીશંકર
૦-૪-૦ ,, રવિશંકર ભવાનીશંકર-પોરબંદર
૧-૦-૦ ,, લાલજી ઝીણાભાઈ
૦-૫-૦ ,, ચંદુલાલ મોરારજી
૧-૦-૦ ,, દેવશંકર ભાઈશંકર-કુંડલા
૧-૦-૦ ,, અરજણ કેરમણ-મુંબઈ
૦-૪-૦ ,, હર્ષદભાઈ દેશાઈ
૦-૨-૦ ,, નાથાભાઈ મહાપ્રસાદ
૦-૪-૦ ડૉ. દ્વારકાપ્રસાદ વસાવડા
૦-૨-૦ શ્રી. દેવશંકર મોરારજી
૧-૦-૦ ,, ઈશ્વરલાલ ધનેશ્વર-ગોંડલ
૦-૪-૦ ,, ચંપકલાલ મૂળશંકર-મેંદરડા
૧-૦-૦ બેન ઉષાબેન-માંગરોળ
૧-૦-૦ ,, કાદંબરીબેન ,,
૧-૦-૦ શ્રી. અનીલભાઈ ,,
૧-૦-૦ ,, કુલીનભાઈ ,,
૨-૦-૦ બેન ઉર્મિલાબેન ,,
૦-૪-૦ શ્રી. જયેંદ્રલાલ ,,
૦-૪-૦ બેન બાલકિશોરી ,,
૦-૪-૦ શ્રી. ભગવતપ્રસાદ ,,
૦-૨-૦ ,, જયેંદ્રપ્રસાદ ,,
૨-૦-૦ ,, મહારાણીદાસભાઈ દેશાઈ
૨-૦-૦ ,, હર્ષદરાય દેશાઈ
૦-૪-૦ બેન કૌશલ્યાબેન-માંગરોળ
૦-૮-૦ શ્રી. વસંતરાય છ. ધોળકિયા
૦-૮-૦ ,, વિનોદરાય વસંતરાય ,,
૦-૪-૦ ,, રમાકાંત ધર્મસુખરાય-માંગરોળ
૦-૪-૦ ,, ધર્મસુખરાયભાઈ ,,
૫-૦-૦ બેન તૃપ્તઈચ્છા ધર્મસુખરાય ,,

૧-૦-૦ શાસ્ત્રી અનંતરાય
૧-૪-૦ વિ. જશવંતરાય હરિશંકર
૧-૦-૦ વ્યાસ માણેકલાલ.
૧-૦-૦ " નટવરલાલ ત્રિભુવન
૧-૦-૦ મહંત ગોરધનદાસજી
હા. બાલાભાઈ રાવળ-માંડળ

સીગામમાં ગુરુપૂર્ણિમાના પૂજન ભેટઃ—
૨-૦-૦ શ્રી. ઇચ્છારામ દેવકૃષ્ણ
૧-૦-૦ બેન લલિતા નાથારામ
૧-૦-૦ દરબાર ભાસાહેબ
૧-૦-૦ બેન ગજરાબા
૧-૦-૦ શ્રી. મોહનલાલ
૧-૦-૦ ,, ઉદેસિંગભાઈ
૧-૦-૦ ,, બાવારાજ

---

૮-૦-૦ હા. શ્રી. ઇચ્છારામભાઈ સીગામ

સાણંદમાં શ્રી ગુરુપૂર્ણિમાની ભેટનાઃ—
૧-૦-૦ શ્રી. પટેલ ઇશ્વરભાઈ કાલિદાસ
૦-૮-૦ ,, લક્ષ્મીશંકર મૂળજી
૧-૦-૦ ,, મણિલાલ ભોગીલાલ
૧-૦-૦ ,, હરિશંકર જેશંકર
૧-૦-૦ ,, લીલાધર ભોગીલાલ
૧-૦-૦ શ્રી ઇશ્વરભાઈ
૨-૦-૦ બેન ચંદનગૌરી ફકીરભાઈ-ભરૂચ
૧-૦-૦ રૂક્ષ્મણી બહેન દેશાઈ ,,

સુરતમાં ગુરુપૂર્ણિમાના પૂજન ભેટનાઃ-
૦-૮-૦ શ્રી કરસનજી પ્રાણજીવન ઓઝા
૦-૪-૦ ,, મન્વંતરાય ક. ઓઝા
૦-૪-૦ બેન લાભુબહેન કરસનજી
૦-૨-૦ ,, રમાગૌરી મન્વંતરાય
૧-૬-૦ શ્રી. મ. ત્રિ. ભટ્ટ-સુરત અને તેમનું કુટુંબ હા. શ્રી. મ. ત્રિ. ભટ્ટ
૧-૦-૦ ,, મંગળજી મોતીભાઈ-ટંકારા
૦-૪-૦ બેન નિર્ભયકુંવર તુલજાશંકર ,,
૧-૦-૦ શ્રી. ઉમેદભાઈ આશાભાઈ
૧-૫-૦ શાસ્ત્રી પ્રભાશંકર નાનજી જોશી-વઢિયા
૧-૦-૦ શ્રી. વામનરાય ગિરજાશંકર-બોટાદ
૧-૮-૦ ,, રઘુનાથસિંહ-બેંગલોર

૧-૨-૦ અંઠળમાં સંક્રાંતિની ભેટના
૧-૧-૦ ,, મહાશિવરાત્રિની ભેટના
૧-૧-૦ પાટોત્સવની ભેટ
૧-૧-૦ રામનવમીની ભેટ
૧-૦-૦ શંકરજયંતીની ભેટ હા. બાલાભાઈ રાવળ
૧૦-૦-૦ સાણંદથી પૂજનભેટના હા. શ્રી. મણિલાલ ભોગીલાલ ભટ્ટ
૧-૦-૦ શ્રી. ભાઈલાલ આત્મારામ-સાણંદ
૩-૦-૦ ,, અનોપસંગ કાભાઈ
૩-૦-૦ ,, મૂળશંકર હરિરામ-ગોંફ
૫-૦-૦ ,, પુરુષોત્તમ ભીખાભાઈ-મરોલી
૦-૪-૦ ,, પુરુષોત્તમભાઈ લઘુરુદ્રની ભેટ
૧૦-૦-૦ ,, દ્વારકાદાસ ખેતસી-કરાંચી
૧-૦-૦ ,, હરગોવિંદ પીતાંબર
૧-૦-૦ ,, દુર્લભજી માધવદાસ-નાગેશ્રી
૦-૪-૦ ,, નથુરામભાઈ પંડ્યા
૨-૦-૦ બેન મણિબાઈ કેશવલાલ-ભાયાવદર
૧-૪-૦ શ્રી. ભૂપતરાય કલ્યાણજી-જૂનાગઢ
૧-૦-૦ ,, વીરસિંહ કલ્યાણસિંહ ,,
૬-૧૦-૦ શ્રી. પ્રાણજીવનદાસ પરમાણંદદાસ-નાઇરોબી. બહેન ઉર્મિલાના સગપણ નિમિત્તે ભેટના
૬-૧૦-૦ શ્રી. ચંદરજી ઓધવજી નથવાણી-નાઇરોબી. ચિ. નટવરલાલના સગપણ નિમિત્તે ભેટ
૨-૮-૦ શ્રી. હરિહર ધીરજરાય-વીરમગામ

જામજોધપુર આષાઢી ગુરુપૂર્ણિમાના પૂજનની ભેટઃ—
૧-૪-૦ શ્રી. ભાણજી મૂળજી
૧-૦-૦ ,, શંકરલાલ મોહનલાલ
૦-૮-૦ ,, પરમાણંદ લાલજી
૦-૮-૦ ,, જેઠાલાલ કાથડભાઈ
૧-૦-૦ ,, બાલુભાઈ ભાવસિંહજી
૦-૪-૦ ,, મોહનલાલ ગોકળદાસ
૦-૪-૦ ,, પ્રેમજી પુંજાભાઈ
૦-૪-૦ ,, માનશંકર શંકરલાલ
૦-૪-૦ ,, જગજીવન ઝીણાભાઈ

૦-૪-૦ શ્રી. રવજી, કાલિદાસ
૦-૪-૦ ,, લાલજી રામજી
૦-૪-૦ ,, જીવન રણછોડ
૦-૪-૦ ,, વસનજી ઓધવજી
૦-૪-૦ ,, ઓધવજી ડોસા
૦-૪-૦ ,, પરસોતમ પ્રેમજી
૦-૪-૦ ,, મોહનલાલ ભાણજી
૧-૦-૦ ,, મૂળશંકર મોહનલાલ
૦-૪-૦ ,, ચત્રભુજ ગીંડાલાલ
૦-૪-૦ પરચુરણ—

જણુસરમાં ગુરુપૂજન ભેટ —

૧-૦-૦ શ્રી. તાપીશંકર જયશંકર
૧-૦-૦ ,, પ્રાણજીવન નરોત્તમ
૧-૦-૦ ,, ડાહ્યાભાઈ મગળદાસ
૧-૦-૦ ,, અંબાલાલ તુલજારામ
૦-૨-૦ આરતીમાં

---

૪-૨-૦

૨-૦-૦ કુ શ્રી હરિશ્ચંદ્રસિંહ રોજકા
૧-૦-૦ શ્રી હરભમસિંહ દાદાબાવા
૧-૦-૦ શ્રી રમણિકલાલ ત્રિ દવે
સ્વ. ખેમીબેનના કલ્યાણાર્થે
૦-૪-૦ ,, દુર્લભજી માધવજી—નાગેશ્રી
૦-૫-૦ પરચુરણ મદિરેથી હા નાથાલાલ
૧-૦-૦ શ્રી. શાંતિલાલ જેઠાલાલ—અમદાવાદ

પોરબંદર—આનંદાશ્રમ તરફથી મળેલી ભેટ

૦-૮-૬ પરચુરણ
૫-૦-૦ શ્રી. લાલજી ડાહ્યાભાઈ
૧-૦-૦ ,, રમણિકલાલ ત્રિભુવન દવે
૧-૪-૦ ,, શામજી જમનાદાસ
૦-૯-૬ ,, નિર્ભયશંકર વિશ્વનાથ
૦-૧૧-૦ ,, ધીરજલાલ વિશ્વનાથ
૦-૪-૦ ,, નવરંગભાઈ

પોરબંદરમા આષાઢીપૂર્ણિમાની મહાપૂજન ભેટ —

૨-૦-૦ શ્રી. આણંદલાલભાઈ વકીલ
૩-૦-૦ ,, દેવચંદ હસરાજ
૫-૦-૦ ,, લક્ષ્મીદાસ હંસરાજ
૧-૦-૦ શ્રી મણિલાલ, કરશનજી
૧-૦-૦ ,, કુરજી વાલજી
૧૦-૦-૦ બેન સારીબેન
૧-૦-૦ ,, પ્રભાબેન
૧-૦-૦ શ્રી પ્રભાશંકર જમનાદાસ
૧-૦-૦ ,, ગોકળદાસ ભાણજી
૧-૦-૦ ,, મૂળજી જીવન
૧-૦-૦ બેન જયાલક્ષ્મીબેન
૧-૦-૦ ,, પાર્વતીબેન
૧-૪-૦ ,, દુર્ગાબેન હીરાચંદ
૧-૦-૦ શ્રી. લાલજી ડાહ્યાભાઈ
૨-૦-૦ બેન અજવાળીબેન
૦-૮-૦ શ્રી જેઠાલાલ કાનજી
૦-૪-૦ ,, વિશ્વનાથ માધવજી
૦-૪-૦ ,, ગોપાલજી જીવન
૦-૮-૦ બેન મહાલક્ષ્મીબેન
૦-૪-૦ ,, ભાગીરથીબેન
૧-૦-૦ શ્રી શાંતિલાલ ચત્રભુજ
૦-૮-૦ ,, ચત્રભુજ ભીમજી
૦-૪-૦ ,, મણિલાલ અમથારામ
૦-૨-૦ શ્રી ભેરજી ધેનાભાઈ
૦-૨-૦ બેન રામબાઈ
૦-૨-૦ શ્રી. નિર્ભયશંકર વિશ્વનાથ
૦-૪-૦ બેન વજીબેન
૦-૪-૩ પરચુરણ
૫-૦-૦ શ્રી ચિમનલાલ છોટાલાલ—બોરીવલિ
૧-૦-૦ ,, વિશ્વનાથભાઈ શુકલ—કુંડલા
૦-૪-૦ ,, કનૈયાલાલ ભાઈજી—જુનાગઢ
૦-૨-૦ ,, શાંતિલાલ કરશનદાસ

( અધિકમાસ )

કાંકા આનંદાશ્રમમાં પૂર્ણિમાના મહાપૂજનની ભેટ:—

૩-૦-૦ બાપ્રી વખતુબા
૧-૦-૦ ,, બાધુબા
૧-૦-૦ ,, માજીરાજબા
૧-૦-૦ ,, બાકુંવરબા
૧-૦-૦ ,, રામબા બા હા. શ્રી નરસેરામભાઈ

૧-૦-૦ શ્રી. સોમનાથ ત્રિકમલાલ-અમદાવાદ
૦-૪-૦ ,, પ્રેમશંકર પીતાંબર-કોટડા
૨-૦-૦ ,, દેવકરણ વલ્લભ-રાજેશ્વર
૬-૦-૦ બેન કસ્તુરબેન ગોરધનદાસ-મુંબઇ
૦-૮-૩ પરચુરણ
૫-૦-૦ શ્રી. રામલાલ ત્રિકમજી-લીમડી
૧-૦-૦ ,, મંછારામ શંકરલાલ ,,
૧-૦-૦ બેન વિજયાલક્ષ્મીબેન-ધંધુકા
૪-૦-૦ શ્રી. પોપટલાલ વાલજી-રંગરેજ
૦-૧૨-૦ ,, મૂળજી પ્રાગજી રુદ્રાભિષેકના પૂજાપા તથા ભેટના
૫-૪-૦ ,, મૂળજી પ્રાગજી-કરાંચી
૫-૦-૦ શ્રીમતી કંકુબાઈ કરશન જાદવજી ,,
૦-૧૦-૦ પરચુરણ મંદિરેથી
૭૫-૧૪-૦ રાજશ્રી જીવરાજભાઈ તરફથી માસિક સાત્વિકદાનના લુલાઇના
૧-૦-૦ બાશ્રી આણુબા-ધ્રાફા
૧-૦-૦ શ્રી. લુહાર ભોવાભાઈ
૧-૦-૦ શ્રી. માવજી કાળા-ધ્રાફા
૧-૦-૦ ,, મૂળજી પ્રાગજી-કરાંચી
૧-૪-૦ ,, કેશવલાલ વિઠ્ઠલદાસ ,,
૧-૪-૦ બેન કસ્તુરબાઈ મૂળજી ,,
૧-૪-૦ શ્રી. વસંતલાલ કેશવલાલ ,,
૧-૪-૦ બેન તારાગૌરી હીરાલાલ-ઉરેલ
૦-૪-૦ મંદિરની ભેટ
૧-૮-૦ બેન સુબજીબા-ભીલખા
૧-૦-૦ મા સોનબાઇમા
૦-૪-૦ બેન સુમરીબેન
૦-૨-૦ ,, ઈંદુબેન
૦-૨-૦ મા શ્રી અમુલાબેન
૧-૪-૦ શ્રી. મૂળજીભાઈ તથા ચિ. વસંતલાલ તરફથી લઘુરુદ્ર બેના પૂજાપો ને ભેટના
૫-૦-૦ શ્રી. મોહનલાલ રામપ્રસાદ-સાંઢણીધાર
૧-૪-૦ આષાઢી પૂનમના ભેટના લીંબુડા આશ્રમ.
૦-૮-૦ આષાઢી પૂનમની ભેટ
૦-૫-૬ પરચુરણ
૨-૦-૦ દરબાર કારુભા પથાભાઈ-ધ્રાફા
૧-૦-૦ શ્રી. કાનજી કરશનજી-ભીલખા

મોજીદડ આનંદાશ્રમની ભેટ:—

૦-૮-૦ શ્રી. હરદત્ત રેવાશંકર જોશી
૦-૪-૦ ,, પ્રાણશંકર ઇચ્છાશંકર
૦-૪-૦ ,, પ્રતાપરાય શાંતિલાલ
૦-૪-૦ બેન મણીબેન
૦-૪-૦ ,, મોતીબેન
૦-૪-૦ પરચુરણ
૧-૩-૬ પરચુરણ મંદિરેથી ભેટ
૦-૪-૦ શ્રી. વસરામ પુરુષોત્તમ-મેંદરડા
૨-૮-૦ શ્રી. જગન્નાથ કાશીરામ તથા પ્રાણશંકર જગન્નાથ તરફથી દીક્ષા ભેટ-દામનગર
૨-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ-જૂનાગઢ
૦-૨-૯ ,, વાલજીદાસ વી. સોઢા-ચલાળા
૦-૪-૦ ,, રમણિકલાલ ત્રિ. દવે

——[ * ]——

( અધિક શ્રાવણ સુદિ ૧૫ સુધી. વિશેષ હવે પછી છપાશે. )

વર્ષ ૧૯ મું
દ્વિતીય
શ્રાવણ

અંક ૩

સંવત્ ૨૦૦૩

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજસાથે
રૂ.૧-૦-૦

પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો. બીલખા

येषां सन्निधिमात्रेण सदानन्दायते मनः।
तेषां श्रीनाथगुरूणामानन्दाश्रम आश्रमः॥ १ ॥

ભાવાર્થ:—જેઓશ્રીની સમીપતામાત્રથી મનમાં નિત્ય વિદ્યમાન (ખરો) આનંદ પ્રકટ થાય છે તેઓશ્રી સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનનો આશ્રમ આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીસદ્‌ગુરુનો સદુપદેશ. | ૩૭ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૩૮ |
| ૩ | શુચિતા. | ૩૯ |
| ૪ | શ્રીનાથસત્સંગમંડળ મુંબઈ [ દ્વિવાર્ષિક વૃત્તાંત ] | ૪૪ |
| ૫ | દૃઢ ભાવના. | ૪૭ |
| ૬ | કૃપા–પ્રસંગ. | ૪૮ |
| ૭ | શ્રીઆનંદાશ્રમ–સમાચાર. | ૪૯ |
| ૮ | પર્યુષણ ભેટ. | ૫૧ |
| ૯ | ખાસ નોંધ. | ... |

——[ * ]——

## શ્રીમન્નાથજયંતી મહોત્સવ

શ્રીઆનંદાશ્રમ–નવાગામમાં આગામી આશ્વિન સુદિ ૪ શનિવાર તારીખ ૧૮–૧૦–૪૭ના દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું વિધિપૂર્વક ષોડશોપચારથી મહાપૂજન કરવામાં આવશે.

---

**જરૂરી**

સૂચનાઃ—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ–પોસ્ટ બીલખા ( કાઠિયાવાડ ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશકઃ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ–માંગરોળ–કાઠિયાવાડ

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રકઃ પારેખ કેવળચંદ કાનજીભાઈ–ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૬ મું ] સંવત્ ૨૦૦૩ દ્વિતીય શ્રાવણ [ અંક ૩ જો

## श्रीसद्गुरुनो सदुपदेश

( રાગ હોરી )

[ પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન્ ]

ન કરો મારું મારું, આમાં કાંઇએ નથી તમારું, ટેક.

અચાનક ઊઠી જવાનું થાતાં, સર્વે પડયું રે'નારું,<br>
અલ્પ વસ્તુ પણ સાથે ન આવે, મમતાએ દુઃખ થનારું. આમાં૦ ૧

કાં તો તમારે મૂકી જવાનું, કાં તે દૂર જનારું,<br>
પ્રારબ્ધાધીન સંબંધ સમજી, ત્યજો મમત્વ નઠારું. આમાં૦ ૨

મમતાથી પરિતાપ વધે છે, નથી એમાં કંઈ સારું,<br>
એમ સમજી મમતા મૂકયાથી, શુભ સુખ મળનારું આમાં૦ ૩

રાજા પંડિત શ્રીમંતમાંથી, કોઈ ન અહીં રે'નારું,<br>
સૌને ચાલી નીકળવું અહીંથી, એ ન મિથ્યા થનારું. આમાં૦ ૪

મમતા-ત્યાગી રહો આ જગમાં, જો ઇચ્છો સુખ સારું,<br>
પ્રભુનું પ્રભુને અર્પી દેતાં, લેશ ન દુઃખ નડનારું આમાં૦ ૫

—[ * ]—

## શ્રીનાથવચનામૃત

### (શ્રીમન્નાથભગવાન્)

પ્રારબ્ધકર્મફલપ્રદાતા સત્તા પ્રાણીઓને તેમના પ્રારબ્ધકર્માનુસાર જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં રહેવું એ સમજુ મનુષ્યનું કર્તવ્ય છે. સામાન્ય સંકલ્પબળથી પોતાનું ને અન્ય જીવનું પ્રારબ્ધકર્મ મનુષ્યથી ફેરવી શકાતું નથી એ સ્મરણમાં રાખી મનુષ્યે પોતાના મનને વ્યામોહથી રહિત રાખવું જોઇએ.

શ્રાવણમાસમાં તમે કરેલા પારમાર્થિક શુભપ્રયત્નથી મનને સંતોષ થયો. શ્રાવણમાસમાં તમને થયેલો સુખદ અનુભવ તમારા હૃદયનું ઊર્ધ્વગામીપણું સૂચવે છે.

શુભપ્રયત્ન પરમાદરપૂર્વક ચાલુ રહેવાથી તમને જગત્‌નું અસત્યપણું, મનુષ્યજીવનનું ક્ષણભંગુરપણું ને બ્રહ્મનું સત્યપણું વિશેષ વિશેષ સમજાતું જશે.

જીવનું વાસ્તવિક સ્વરૂપ કૂટસ્થ ને પ્રતીત થતા જગત્‌નું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ એ બે એકજ છે એમ વારંવાર વિચારવું તે-જીવબ્રહ્મના અભેદનો વિચાર કરવો તે રાજયોગ કહેવાય છે.

સહજસ્વભાવે ઊઠતાંબેસતાં શ્વાસોચ્છ્વાસમાં વાણી તથા મન બ્રહ્મનું સ્મરણધ્યાન કરે તે ઉત્તમ સાધન ગણાય છે.

પૂર્વજન્મોનાં શુભાશુભ કર્મોનું સુખદુઃખરૂપ ફલ વર્તમાન જન્મમાં મનુષ્યાદિ ભોગવે છે, તેમાં કર્તા તથા ભોક્તા જીવ એકજ છે, તેથી જેણે તે કર્મ કર્યું છે તે તેનું ફલ ભોગવે છે. શરીર તો પહેરેલા વસ્ત્રના જેવું છે. તેને સુખદુઃખની સાથે મુખ્ય સંબંધ નથી.

પ્રભુનું માહાત્મ્ય જેમ જેમ અધિક સમજાતું જાય તેમ તેમ મનુષ્યના હૃદયમાં પ્રભુની ભક્તિ વધતી જાય છે.

પ્રભુસેવા, પ્રભુપ્રાર્થના, પ્રભુસ્મરણ ને પ્રભુધ્યાનવડે પોતાનું અંતઃકરણ પ્રભુમાં જોડવાથી તે ઉત્તરોત્તર વધારે શાંતિનો અનુભવ કરશે.

નિત્યકર્મ, જપ, પ્રાણાયામ, બ્રહ્મધ્યાન, બ્રહ્મવિચાર ને શાસ્ત્રવાચન ચાલુ રાખશો. ધ્યાનકાલે નાભિને બરડાની કરોડભણી સાધારણ ખેંચેલી રાખી પ્રાણવાયુને વશ રાખશો તો ધ્યેયાકારવૃત્તિ વિશેષ સમય રહેશે. રાતમાં જાગ્યા પછી શરીર સ્વચ્છ હોય તો બીછાનામાં બેસીને બ્રહ્મધ્યાન કરી શકાય.

ઊંડા શ્વાસ લેવાનો સ્વભાવ પાડવાથી ને મનને હૃદયાકાશમાં સ્થિત પરમાનંદરૂપ પરમાત્મામાં જોડવાનો પ્રયત્ન કરવાથી મનના ઊંડાણમાં થતો ખેદાનુભવ શાંત થવા લાગશે. પ્રતિકૂલ પ્રસંગની પ્રાપ્તિ થયે મનમાં ક્ષોભ જણાય ત્યારે પરમાદરથી અસંગ આત્મસ્વરૂપનો વિચાર કરવાથી તે ક્ષોભ શમી જશે.

ભક્તના હૃદયની વિશુદ્ધભક્તિપ્રમાણે પરમાત્મા તે ભક્તને નિર્દોષ અનુકૂલતાઓ કરી આપવા કૃપા કરે છે.

ભક્તને જેમ જેમ પ્રભુનો મહિમા ને સંસારનું અસારપણું વધારે વધારે

સમજાતું જાય છે તેમ તેમ તે ભક્ત પોતાના અંતઃકરણની અંતર્મુખવૃત્તિમાં વધારો કરતો રહે છે. તમે જેમ જેમ પરમાત્મામાં તમારું અંત કરણ જોડતા જશો તેમ તેમ તમારા આંતરશત્રુઓનું બલ શિથિલ થવા લાગશે

આખું જગત્ કોઇને વખાણે એમ બનવું અશક્ય છે ઘૂડ આદિને સૂર્ય ને ચકવાક આદિને ચંદ્ર આનંદદાતા પ્રતીત થતા નથી એ લોકપ્રસિદ્ધ વાત છે.

આ વિશ્વમાં દુર્જનોની ઉપેક્ષા કર્યા વિના અને પ્રતિકુલ પ્રસંગોમાં મનને સહનશીલ રાખ્યા વિના મનુષ્યથી વ્યવહારપરમાર્થનાં કર્તવ્યોનું સેવન કરી શકાતું નથી અને મનની શાંતિ જાળવી શકાતી નથી

સજ્જનો તો "सर्वे जना सुखिनो भवंतु" એમ કહી સર્વેનું ભલું ઇચ્છે છે.

પોતાના વિચાર ને વર્તન પવિત્ર રાખી પોતાના પારમાર્થિક કર્તવ્યમાં રત રહેવાથી પરિણામ સારું આવે છે, અને કલેશ શમી જાય છે.

દેવોનો ને અસુરોનો સંગ્રામ અનાદિકાલથી ચાલ્યો આવે છે, ને તે સૃષ્ટિના અંતસુધી એટલે પ્રલયકાલસુધી ચાલ્યા કરશે અસુરો પોતાની નાના પ્રકારની આસુરી માયા ફેલાવે છે, પણ તેમનામાં દયા, શૌચ ને સત્ય ન હોવાથી તેમની આસુરી માયા દેવોના પ્રબળ પ્રકાશવડે અળપાઇ જાય છે.

વિવેકી સજ્જનો નિંદકોને ધોબીના કે ભંગીના જેવા એટલે પોતાના પાપરૂપ વસ્ત્રોના મલને ધોનારા વા પોતાના મલને ઉપાડનારા સમજી પ્રસન્ન રહે છે, ને તેમનો ઉપકાર માને છે. (ચાલુ)

———[ * ]———

## શુચિતા

[ લેખકઃ—શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ—વેદાંતભૂષણ ]

મળવાળું હોય તે મેલું (મલિન) કહેવાય છે અને મળવિનાનું હોય તે નિર્મળ કહેવાય છે.

પણ મેલું કે નિર્મળ હોવાનો નિર્ણય કરનારી આર્યજનતાની દૃષ્ટિ બે છે.

એક તો લોકની પ્રસિદ્ધ સાદી દૃષ્ટિ છે, તે લૌકિક દૃષ્ટિ કહેવાય છે,

ત્યારે આર્યજનતાની બીજી દૃષ્ટિ અલૌકિક અને મુખ્ય એવી શાસ્ત્રની દૃષ્ટિ છે.

લૌકિક દૃષ્ટિની નિર્મળતા સ્વચ્છતા કહેવાય છે ત્યારે શાસ્ત્રની દૃષ્ટિની નિર્મળતા શુચિતા કહેવાય છે

એટલે લૌકિક દૃષ્ટિથી સાપેક્ષી સ્વચ્છતામાં પણ શાસ્ત્રની દૃષ્ટિનો મળ રહેલો હોય ત્યાંસુધી તે સ્વચ્છતા શુચિતા ન કહેવાય

લૌકિક દૃષ્ટિથી જેમ મનુષ્યનાં પ્રસિદ્ધ મળમૂત્ર આદિ સ્વભાવે મળ ગણાય છે તથા હીરા માણિક્ય અને મૌક્તિક આદિ સ્વભાવે સ્વચ્છ ગણાય છે તેમ શાસ્ત્રની દૃષ્ટિથી શાસ્ત્રના સસ્કારને પામેલા બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર વર્ણનાં મનુષ્યો સ્વભાવે ઓછા વધતા અંશમાં શુચિ ગણાય છે, અને શૂદ્ર વર્ણાંતર્ગત અંત્યજનો સ્વભાવે અશુચિ ગણાય છે

લૌકિક દૃષ્ટિથી સ્વભાવે સ્વચ્છ ગણાતાં પ્રાણિપદાર્થો પ્રસિદ્ધ મળના સંપર્કથી મેલા

થાય છે તેમ શાસ્ત્રની દૃષ્ટિથી સ્વભાવે શુચિ ગણાતાં પ્રાણિપદાર્થો અશુચિ પ્રાણિપદાર્થોના સંપર્કથી અશુચિ થાય છે.

મેલાં થએલાં પ્રાણિપદાર્થોના મળની લૌકિક નિવૃત્તિ કરવાથી તેઓ જેમ પાછાં સ્વચ્છ થાય છે તેમ અશુચિ થએલાં પ્રાણિપદાર્થોના અશૌચની શાસ્ત્રીય નિવૃત્તિ કરવાથી તેઓ પાછાં શુચિ થાય છે.

લૌકિક મળની નિવૃત્તિના જેમ પ્રક્ષાલન આદિ લૌકિક ઉપાયો પ્રવર્તેલા છે તેમ શાસ્ત્રીય અશૌચની નિવૃત્તિના સ્નાનમાર્જન આદિ શાસ્ત્રીય ઉપાયો આર્યજનતામાં પ્રચલિત થએલા છે.

આ નિયમોને અનુસરીને અંત્યજનના સંપર્કથી અશુચિ થએલાં આર્યજનતાનાં બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય તથા શૂદ્ર વર્ણનાં મનુષ્યોએ સ્નાનમાર્જન આદિ ઉપાયોવડે પાછાં શુચિ થવાનો ક્રમ આર્યજનતામાં દીર્ઘકાલથી પરંપરાવડે ઊતરી આવેલો છે.

હમણાં થોડાંક વર્ષોથી આ ક્રમમાં આર્યજનતાનાજ **રાજકીય નેતાઓને** અનિષ્ટ દેખાયું છે.

અંત્યજનના સંપર્કથી પોતાને અશુચિ થયાનું માની આર્યજનતા સ્નાનમાર્જન આદિ કરે તેમાં તેમને અંત્યજનનું અપમાન યા તિરસ્કાર દેખાય છે,

અને આ અનિષ્ટને તેઓ સાર્વજનિક સ્વતંત્રતાના સંપાદનમાં એક વિઘ્નના રૂપમાં દેખે છે,

તેથી પ્રચારની પદ્ધતિવડે તેમને દેખાતા આ અનિષ્ટની નિવૃત્તિમાટે તેઓએ એક જબરું આંદોલન પ્રકટાવેલું છે.

શાસ્ત્રે પ્રવર્તાવેલા અને રૂઢિથી ઉત્તરોત્તર ઊતરી આવેલા ક્રમમાં સમજીને કે ન સમજીને પણ **આસ્થા રાખી** રહેનારા બંધુઓના ચિત્તમાં આથી ભારે ગ્લાનિનો અનુભવ થતાં આ આંદોલનસામે શાસ્ત્રની સમજ આપનારા લેખો લખી શ્રીઆનંદાશ્રમ પત્રમાં પ્રસિદ્ધ કરતા રહેવા અનેકવાર લખાઈ આવેલું છે.

પણ પ્રસ્તુત ક્રમમાં નેતાઓને જે અનિષ્ટ દેખાયું છે તે શાસ્ત્રની દૃષ્ટિથી દેખાયું નથી. તેમને તો તેમની પોતાની સ્વતંત્રરાજકીય દૃષ્ટિથી એ અનિષ્ટ દેખાયું છે,

તેથી શાસ્ત્રની દૃષ્ટિની સ્પષ્ટતા કરવાથી તેમની પોતાની સ્વતંત્ર રાજકીય દૃષ્ટિ બદલાય નહિ એમ વિચારી આ સંબંધે લેખો લખવાના કાર્યમાં આદર કરેલો ન હતો,

પણ શાસ્ત્રની દૃષ્ટિએ સ્પષ્ટતા થવાથી બંધુઓને અવશ્ય સંતોષ થવાનો સંભવ છે એમ વિચારી હવે આ લેખથી બંને દૃષ્ટિઓનાં સ્વરૂપ હેતુ તથા વાસ્તવિકતા આદિનું વિવરણ કરવાનો આદર કરવામાં આવે છે.

શાસ્ત્રનો આદેશ એવો છે કે વિવિધ રચનાવાળું આ વિશ્વ વસ્તુતાએ વિશ્વ નથી પણ તેના અધિષ્ઠાનભૂત એકજ ને અદ્વિતીય ઘન ચૈતન્ય અવિવેકથી દ્રષ્ટા અને દૃશ્ય, ભોક્તા અને ભોગ્ય, સ્વામી અને સ્વ આદિ અનેક દ્વંદ્વોવાળા સંબંધોથી પરસ્પર સંબંધવાળા આ વિશ્વરૂપે જણાય છે.

એમ હોવાથી વિશ્વને ખરું માની વિશ્વના વેગમાં વહ્યાં કરવું એ બુદ્ધિસંપન્ન મનુષ્યને માટે યોગ્ય નથી.

બુદ્ધિસંપન્ન મનુષ્યે વિશ્વના વેગનું એવી રીતે નિયમન કરી રહેવું જોઇએ કે જેથી

વિશ્વની સુખરૂપ સ્થિતિનો નિર્વાહ નિર્વિઘ્ન થયા કરે અને પોતે વિશ્વના અધિષ્ઠાનભૂત એટલે પોતાના પણ અધિષ્ઠાનભૂત ઘન ચૈતન્યના અનુભવથી વિશ્વના વેગમાંથી મોકળો ( મુક્ત ) થઇ રહે

આ હેતુની સિદ્ધિમાટે વર્ણ અને આશ્રમની જે વ્યવસ્થા સૃષ્ટિના સર્જન સમયથી ઊતરી આવેલી આજપર્યંત પ્રચલિત છે તે વ્યવસ્થા શાસ્ત્રે સર્વોત્તમ વ્યવસ્થા ગણી છે.

શાસ્ત્રની દૃષ્ટિમાં શુચિ પદાર્થ એકજ છે અને તે વિશ્વના અધિષ્ઠાનભૂત હોઇને સર્વે પ્રાણિપદાર્થોનો આત્મા છે.

ત્યારે સર્વે પ્રાણિપદાર્થોનો અનાત્મા છતા તેમને આત્મા જણાતો દેહ અશુચિ પદાર્થ છે.

આત્માના યોગે અનાત્મા એવો અશુચિ દેહ પણ આત્માના યોગપર્યંત શુચિપણાને પામે છે

સર્વે પ્રાણિપદાર્થોના દેહને આત્માના યોગપર્યંત આત્માનો યોગ તો સમાન છે તેથી સર્વે પ્રાણિપદાર્થોના દેહનું આત્માના યોગપર્યંત સાંપડતું શુચિપણું પણ સમાન હોય છે,

પણ સર્વે પ્રાણિપદાર્થોના દેહોના બંધારણમા થતી વિવિધ વિચિત્રતાને યોગે આત્માના યોગથી તેમને સાંપડતુ સમાન શુચિપણુ સમાન રહેવા પામતું નથી,

તેમજ દેહના બંધારણ પછીના સાંપડતા સસ્કારોની પણ વિવિધ વિચિત્રતાના યોગે સર્વે પ્રાણિપદાર્થોના દેહના શુચિપણામા વિવિધ અસમાનતાઓ થતી રહે છે

અનાત્મા એવા દેહમાં અવિવેકથી ઊભા થયેલા આત્મભાવને ઉપાડી લઇને આત્મામાંજ આત્મભાવને અનુભવી રહેવાના કાર્યમા દેહના શુચિપણાની ભારે અગત્ય હોય છે.

દેહના શુચિપણાના પ્રમાણમા દેહી દેહવિષેના આત્મભાવથી મોકળો થઇ શકે છે.

સર્વે દેહીઓના દેહો એકજ સમયમાં એકસરખા શુચિ હોય નહિ,

તેથી સર્વ દેહીઓ પોતપોતાના દેહની ચઢતી ઊતરતી કોટિની શુચિતાને અનુસરીને ઉત્તરોત્તર અધિક શુચિતા સાંપડી શકે એ હેતુથી સર્વે દેહીઓના ઓછામા ઓછા ચારે વર્ણમાં સમાઇ શકે એવી યોગ્યતાના ચાર વર્ણના વિભાગ ગોઠવી તે પ્રત્યેક વર્ણના ઉત્તરોત્તર અધિક શુચિતા સાંપડવાના આચારવિચારોનું પણ શાસ્ત્રે વિધાન કરેલું છે.

આ વિશ્વની સુખરૂપ સ્થિતિના નિર્વાહમાટે પણ સર્વે દેહીઓએ પરસ્પર આચરવાના અનુકૂળ વ્યવહારો અવશ્ય આચરવાના હોય છે, તેનો આધાર પણ પરસ્પરના દેહની શુચિતા ઉપર મુખ્યપણે રહેલો છે, તેથી આ હેતુથી પણ જનતાનો ચાર વર્ણમાં વિભાગ કરી પ્રત્યેક વર્ણના આચારોનું શાસ્ત્રે વિધાન કરેલું છે

એમ આર્યજનતાની ચાર વર્ણના વિભાગની વ્યવસ્થામાં બે ઉદ્દેશ રહેલા છે એક તો પોતપોતાના દેહની શુચિતાની ઉત્તરોત્તર વૃદ્ધિ કરતા રહેવાનો અને બીજો વિશ્વની સુખરૂપ સ્થિતિના નિર્વાહનો

ત્યારે સર્વે મનુષ્યોને સમાન ગણવાના નેતાઓના સિદ્ધાંતમા માત્ર એક સર્વે મનુષ્યોના દેહોની ઉપરથી દેખાતી સમાનતાનોજ વિચાર સમાયેલો છે.

ઉપરથી દેખાતી સમાનતામાં અંતર્ગત રહેલી વિવિધ અસમાનતા તેમને માન્ય નથી,

અને તેથી સર્વે મનુષ્યોના દેહોની ઉપરથી દેખાતી સમાનતાને કારણે આ લોકની સુખસગવડ સર્વે મનુષ્યોને સમાનપણે સાંપડે એવો પ્રબંધ કરવાનો એમનો ઉદ્દેશ બંધાયેલો છે.

પણ સર્વે મનુષ્યોના દેહોની ઉપરથી દેખાતી સમાનતાને કારણે સર્વે મનુષ્યોને જે સમાન ગણવામાં આવે તો પરસ્પરના સર્વે વ્યવહારો જે પરસ્પરના સહકારપર આધાર રાખનારા છે તેમની સિદ્ધિ પણ સંશયમાં પડે એ દેખીતું છે.

પરસ્પરના નિષ્કપટ સહકારથીજ પરસ્પરના વ્યવહારોની નિર્વિઘ્ન સિદ્ધિ થાય એવી આ વિશ્વની રચના છે,

તેમજ પ્રત્યેકની આત્માના અનુભવની મુખ્ય સિદ્ધિનો આધાર પણ પરસ્પરના અનુકૂળ સહકારપર મોટે ભાગે હોય એવી આ વિશ્વની રચના છે.

સર્વે મનુષ્યોના સમાનપણામાં પછી પરસ્પરના અનુકૂળ સહકારની આશા ન હોય તથા તેથી પ્રત્યેકની આત્માના અનુભવની મુખ્ય સિદ્ધિ તો અશક્ય થાયજ પણ પરસ્પરની વ્યાવહારિક સુખરૂપ સ્થિતિના નિર્વાહની ગૌણ સિદ્ધિ પણ અશક્ય થાય એ દેખીતું છે.

આર્યજનતાના વર્ણવિભાગની વ્યવસ્થાનું પણ જે બંધારણ સૃષ્ટિના સર્જનસમયથી બંધાયેલું છે તથા જે આજપર્યંત ઉત્તરોત્તર પરંપરાથી ઊતરી આવેલું છે તે બંધારણ પણ સર્વેના પરસ્પરના મીઠા સહકારથીજ બંધાયું હતું તથા આજપર્યંત ઊતરી આવેલું છે એ પણ દેખીતું છે.

કાળે કરીને આજ ચારે વર્ણની જનતા પોતપોતાના શાસ્ત્રે કહેલા આચારવિચારોનું પાલન કરવામાં શિથિલ બનેલી છે અને માત્ર લૌકિક સુખસગવડના સંપાદનમાં મુખ્ય પુરુષાર્થની સિદ્ધિને માનતી થયેલી છે,

આવી સ્થિતિમાં પરસ્પરના સહકારનો અભાવ થાય અને તેથી પરસ્પરની વ્યાવહારિક સુખરૂપ સ્થિતિ પણ સંદેહમાં પડે એ આશ્ચર્ય ઉત્પન્ન કરનારું ન ગણાવું જોઇએ.

હવે પરસ્પરના અસહકારથી વર્ણવિભાગની વ્યવસ્થાનું બંધારણ કદાચ પડી ભાંગશે તથા નેતાઓની ધારણાપ્રમાણે સર્વે મનુષ્યોના લૌકિક વ્યવહારોની સિદ્ધિ કદાચ સર્વેને સમાનપણે થશે પણ શુચિત્વ યથેચ્છ નહિ સચવાતાં અનાત્મા એવા દેહમાંથી આત્મભાવ કાઢી લઇ આત્મામાં આત્મભાવ કરી રહેવાના મુખ્ય પુરુષાર્થની સિદ્ધિમાં અવશ્ય વિઘ્ન રહેશે એ દેખીતું છે.

આત્માની સમાનતાથી સર્વે મનુષ્યોની સમાનતા છે એ સાચું છે પણ સર્વે મનુષ્યો આત્મામાંજ આત્મભાવ અનુભવી રહે નહિ ત્યાંસુધી એ સમાનતા વ્યવહારમાં મૂકી શકાય નહિ.

એવીજ રીતે મનુષ્યદેહની સમાનતાથી સર્વે મનુષ્યો સમાન છે એ વાત પણ અંશથી સાચી છે, અંતર્ગત અસમાનતાનો પણ પ્રત્યેક દેહમાં સંભવ હોવાથી સર્વે મનુષ્યોના દેહ સંપૂર્ણપણે સમાન થાય નહિ ત્યાંસુધી મનુષ્યદેહની ઉપરથી દેખાતી સમાનતા પણ સંપૂર્ણપણે વ્યવહારમાં મૂકી શકાય નહિ,

પણ એ વાત શાસ્ત્રની દૃષ્ટિની છે.

શાસ્ત્રની દૃષ્ટિને પ્રમાણભૂત દૃષ્ટિ ન માને તેની માથે પરાણે માનવાની ફરજ કોઇથી પાડી શકાય નહિ.

બીજી બાજુ એકલા અંત્યજનની શાસ્ત્રીય અસમાનતાને ઉપર રાખી રહીને અન્ય વર્ણ તથા આશ્રમવાળાઓ પોતે પોતપોતાના વર્ણ તથા આશ્રમની શાસ્ત્રીયતા ન જાળવે તોપણ અંત્યજનને અન્યાય આપેલો થાય તેથી અંત્યજનના સંપર્કથી અશુચિતાના યોગે સ્નાનમાર્જન આદિવડે જેઓ પાછા શુચિ થવાનું માને તેમણે પોતાની શાસ્ત્રીય શુચિતા ટકાવી રાખેલી હોવી જોઇએ.

આજ બહુધા સર્વે વર્ણોની તથા આશ્રમોની શાસ્ત્રીય શુચિતા જળવાઈ રહેલી નથી એમ જણાય છે. એના પ્રત્યાઘાતરૂપે તો અંત્યજનના નિમિત્તનું વિરોધી આંદોલન ઊભું થવા પામ્યું છે એમ વિવેકીએ જોવું જોઈએ, કારણ કે આ વિશ્વની વ્યવસ્થાપક સત્તા પરમેશ્વરની છે અને પરમેશ્વર સર્વજ્ઞ તથા સર્વશક્તિવાળા હોવા સાથે દૈવી ન્યાયને આપનારા છે તેથી આ વિશ્વમાં જે થવું ન ઘટે તે થાય એવુ કદી ન બને.

અંત્યજનના સ્પર્શથી અશુચિતાના યોગે પાછું શુચિપણુ મેળવવા સ્નાનમાર્જન આદિનો પ્રયોગ કરવામાં અંત્યજનના અપમાનનો કે તિરસ્કારનો હેતુ લાગુ કરવામાં આવે છે તે મૂળે તો ખરો નથીજ,

પણ શાસ્ત્રની ખરી સમજ કાલે કરી ઓસરી જતાં અંત્યજનના સ્પર્શના પ્રસંગે દેખાવ અપમાનનો કે તિરસ્કારનો થવા લાગે એ ન બનવા યોગ્ય નથી તેવુ બનતું હોય તો ન બનવા દેવું જોઇએ.

સર્વ પક્ષથી વિચાર કરતાં જે કાંઈ થાય છે તે સાર્વપક્ષ યોગ્યતાના સદ્ભાવેજ થાય છે એમ વિચારી આર્યજનતાના શાસ્ત્રે બાંધેલા બંધારણ પ્રમાણેજ થવું જોઇએ એવો આર્યજનતાનો જો આગ્રહ હોય તો આર્યજનતાએ શાસ્ત્રના આદેશોને યથાવત્ સમજી તે પ્રમાણે પોતે પોતાના આચારવિચાર દ્દઢતાથી રાખી રહેવુ જોઇએ.

પોતે પોતાના શાસ્ત્રે કહેલા આચારવિચારો પાળે નહિ તો પછી યોગ્યતા ઉત્તરોત્તર ઓછી થતાં આચારવિચારો સાથે નભતી પોતાની ઉચ્ચતાનો કોઈ હક કરી શકે નહિ કે નીચતા સ્વીકારી શકે નહિ એ દેખીતું છે.

લોકનેતાઓનો સ્વધર્મ એવો છે કે શાસ્ત્રે બાંધેલા બંધારણ પ્રમાણેના આચારવિચારોનું પાલન ન કરનાર પાસે પરાણે તેનું પાલન કરાવવું પણ એવા કોઈ નિમિત્તથી બંધારણને ભાંગી નાંખવું નહિ,

પણ જે નેતાઓ શાસ્ત્રે બાંધેલા બંધારણને આજ તોડી નાંખવાની ચેષ્ટા કરી રહેલા છે તે નેતાઓ આર્યજનતાના શાસ્ત્રોના ઉદ્દેશને કે સિદ્ધાંતોને કે સંસ્કૃતિને અનુસરનારા નથી પણ અન્ય જનતાઓની સંસ્કૃતિના રંગે રંગાયેલા છે તેથી તેમને તેમના ખરા સ્વધર્મનું ભાન થાય એમ નથી

પરિણામે પોતે આર્યજનતાનો જન છે એવું જેને શુભ અભિમાન રહેલું હોય તેણે પોતે આર્યજનતાના શાસ્ત્રનું વિનયન પામી તેના ઉદ્દેશ તથા આદેશને અનુસરી રહેવાનો દૃઢ નિશ્ચય રાખી રહેવુ જોઈએ.

આ વિશ્વમા પરમેશ્વરની વ્યાપક અને સર્વજ્ઞ સત્તાવડે પ્રત્યેકની અંતરબહારની યોગ્યતાને અનુસરીને તેને માટે અંતરબહારની વ્યવસ્થા થાય એ વાતનું પુન સ્મરણ કરીને આર્યજનતાએ અથવા તેમાના જેમને ઇચ્છા હોય તેમણે જાગ્યા ત્યાંથી સવાર ગણીને પાછો એકડે એકથી સમજી સમજીને ઉદ્યોગ આદરવો એજ એક આર્યજનતાની સ્થિતિને ટકાવી રાખવાનો ઉપાય છે

આ માટે આર્યજનતાએ સ્થળે સ્થળે મંડળો બાંધી તેમાં શાસ્ત્રોના ઉદ્દેશ અને આદેશના સ્વરૂપનો યથાવત્ નિર્ણય કરી શાસ્ત્રે વિધાન કરેલા પોતપોતાના આચારો આચરતા રહેવાનો પ્રબંધ કરવો જોઈએ એ ઘણું જરૂરનું છે

---

॥ ॐ ॥

# श्रीनाथसत्संगमंडळ-मुंबई

## [ द्विवार्षिक वृत्तांत ]

( સં. ૨૦૦૧ આષાઢ સુ. ૧૫ થી સં. ૨૦૦૩ આષાઢ સુદિ ૧૫ )

[ નિવેદકઃ—રૂપસિંહ હરિસિંહ રાણા-મંત્રી, શ્રીનાથસત્સંગમંડળ-મુંબઈ ]

આ નાથસત્સંગમંડળ બે વર્ષથી મુંબઈમાં અસ્તિત્વમાં આવ્યું છે. કૃપાનાથની સેવા વિવિધ પ્રકારે કર્યા કરવી એ આ નાથમંડળનું ધ્યેય ને સેવાકાર્ય છે.

કૃપાનાથના બે જયંતીમહોત્સવો ને બે પાટોત્સવો આ મંડળે જાહેર રીતે ઉજવ્યા છે; અને એ રીતે કૃપાનાથના કલ્યાણકારી જીવનસંદેશનો લાભ જિજ્ઞાસુ જનતા સરળતાથી લઈ શકે, એવું સેવાકાર્ય કર્યા કરે છે.

કાર્તિકી પૂનમ ને આષાઢી પૂનમનાં સદ્‌ગુરુપૂજનો તથા દત્તજયંતી, મકરસંક્રાંતિ, મહાશિવરાત્રિ, રામજયંતી, શંકરજયંતી, ભીમઅગિયારશ, કૃષ્ણજયંતી, વામનદ્વાદશી, કૃપાનાથની પુણ્યતિથિ–આદિ પ્રસંગોએ પણ સદ્‌ગુરુપૂજનો પણ આ મંડળના સભ્યો ને શિષ્યો સમૂહમાં ભેગા મળીને કર્યાં છે. એ રીતે આંતરશુદ્ધિ ને શાંતિ મેળવે છે, અને આસપાસના વાતાવરણમાં શાંતિ ને શુદ્ધિ પ્રસરાવે છે.

નાથમંડળના આ પૂજનમહોત્સવોમાં તથા સાપ્તાહિક સત્સંગમાં નીચેનાં મંડળોએ તથા સજ્જનોએ સક્રિય સાથ આપ્યો છે. તેની અત્રે સાભાર નોંધ લેવામાં આવે છે:—

નરનારાયણમંદિરના ટ્રસ્ટીઓ, માધવબાગના ટ્રસ્ટીઓ, રામબાગના ટ્રસ્ટીઓ, વનિતાવિશ્રામના ટ્રસ્ટીઓ, હાલાઈ લોહાણા મહાજનવાડીના ટ્રસ્ટીઓ, નરનારાયણમંદિરના સદ્‌ગત જાદવજી મહારાજનું ભજનમંડળ, સદ્‌ગત ભક્તરાજ કણુભાઈના સુપુત્ર નવનીતભાઈનું ભજનમંડળ, ભક્તરાજ જલારામનું ભજનમંડળ, ભક્તિભેટ ભજનમંડળ, ઉત્તરભારતી-સંઘ કીર્તનમંડળ, માધવબાગ ગીતા પાઠશાળાના શાસ્ત્રી શ્રી. પાંડુરંગજી, રામતીર્થ યોગાશ્રમના સંચાલક ઉમેશચંદ્રજી, રાઘવાનંદમઠના પૂ. સ્વામી શ્રીભાસ્કરાનંદ સરસ્વતી, પૂ. સ્વામી શ્રીગોવિંદાનંદજી, પૂ. નૃસિંહાચાર્યજીના શ્રેયઃસાધક અધિકારીવર્ગના મંત્રી શ્રી. ભોગીલાલભાઈ ઓઝા, પૂ. ગંભીરશર્માજીના સુપુત્ર બાલકૃષ્ણ શર્મા એમ. એ., શ્રી. રેવાશંકર શાસ્ત્રીજી દેલવાડાકર, શ્રી. વિમળશંકર શાસ્ત્રીજી, શ્રી. મધુસૂદન કવીશ્વર બુવા, હરિકીર્તનકાર મગનલાલ ભાઈ સંગીતવિશારદ પંડિત દેવેન્દ્રવિજય, શ્રી. મનુભાઈ ચંદ્રવિદ્યાનંદ પંડ્યા સોલીસીટર સાહેબ, સંગીતવિશારદ માસ્ટર ત્રિકમ, શ્રીમાન્ શેઠ ઓચ્છવલાલ કચેરિયા, શ્રીમાન્ શેઠ ચીમનલાલ ટી. પારેખ, શ્રી. મોહનલાલ હરિશંકર દવે, શ્રીમતી જયગંગા બહેન, શ્રી. મહારાણીદાસભાઈ વેદાંતભૂષણ, શ્રી. કરણસિંહજીભાઈ બી. એ., શ્રી. દયાળસિંહજીભાઈ આદિ.

નાથમંડળના પ્રમુખ શ્રી. હરજીવન કેશવજી શાહ, ઉપપ્રમુખો શ્રી. મોહનલાલ લક્ષ્મીદાસ ભટ્ટ તથા શ્રી. નારણદાસ જમનાદાસ. મંત્રીઓ શ્રી. મૂળશંકર નરભેરામ પડીઆ, શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણા, શ્રી. રતનજી રામજી લાખાણી તથા શ્રી. ચંદ્રસિંહ પ્રતાપસિંહ તથા સભ્યો શ્રી. ઉપેંદ્રસિંહ કરણસિંહજી, શ્રી. હરજીવન છગનલાલ દીક્ષિત, શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ, શ્રી. શિવસિંહ પ્રતાપસિંહ, શ્રી. મૂળજી માધવજી જોષી, શ્રી. જસવંતસિંહ નારણસિંહ, શ્રી. ચુનીલાલ રણછોડદાસ, શ્રી. ભાનુશંકર હરિશંકર ત્રિવેદી, શ્રી. જગજીવનદાસ નારણદાસ તથા

શ્રી શંકરસિંહ નારણસિંહ આદિ બંધુઓ તન મન ધનથી સુંદર સેવા અર્પી રહ્યા છે. શશિકુમાર, સુરેશ, મનુભાઈ આદિ કિશોર મંડળ પણ પૂજન-આરતી, કીર્તન-ધૂન આદિની સેવા ઉમળકાથી આપ્યા કરે છે

ઉપરાંત કૃપાનાથના અવતારી દિવ્યજીવન વિષેનાં પુસ્તક-પુસ્તિકાઓ ગુજરાતી, હિંદી ને અંગ્રેજીમાં લખીને કૃપાનાથના દિવ્ય સંદેશનો સમસ્ત જનતામાં પ્રચાર કરનાર ગુરુબંધુઓ શ્રી કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી એ તથા શ્રી દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર તરફથી નાથમંડળને સલાહ-સૂચના તથા સેવાકાર્યમાં પ્રોત્સાહન, સહાનુભૂતિ ને સાથ અવારનવાર મળ્યાં કરે છે, આ બદલ મંડળ તેઓનું સદા આભારી છે

પ્રત્યેક માસમાં થતા નાના એવા નૈમિત્તિક સદ્‌ગુરુપૂજનો તો વિશ્રામભુવનમાં ગુરુબંધુ શ્રી ચંદ્રસિંહજીને ત્યાં જ થાય છે અને ત્યાં પૂજનસામગ્રી અને પ્રસાદી આદિની સર્વ સગવડ પણ તેમના તરફથી થાય છે

નાથમંડળનો દરરવિવારે થતો સાપ્તાહિક સત્સંગ ક્રમ તો ચાલુજ છે. પહેલાં વિશ્રામભવનમાં, પછી વનિતાવિશ્રામમાં અને હાલ માધવબાગમાં થાય છે ત્યારે કૃપાનાથપ્રણીત સદ્‌ગ્રંથોનું વાચન, શ્રવણ-કથા કીર્તન-આરતી ધૂન વગેરે થાય છે, તથા અવારનવાર વિદ્વાન વક્તાઓનાં પ્રવચનનો લાભ પણ લેવાય છે.

રેલ્વેભાડું આદિ ખર્ચ ભોગવીને પણ કૃપાનાથના પુસ્તકો પડતમૂલ્યે મુંબઈમાં જિજ્ઞાસુઓને મળી શકે એવી વ્યવસ્થા પણ નાથમંડળે રાખેલી છે, અને એ રીતે કૃપાનાથના જ્ઞાનપ્રચારમાં ફાળો આપી રહેલ છે વિનામૂલ્યના સપ્તાહ આદિના પુસ્તકોનો પ્રચાર પણ કરી રહેલ છે. લક્ષચંડીયજ્ઞમાં પુસ્તક પ્રચારનું સુંદર સેવાકાર્ય કરેલ હતું. પુસ્તકાલયની સેવા-જિજ્ઞાસુઓને પુસ્તકો વાંચવા મળી શકે છે

## મંડળની રોકડ રકમનો આવકજાવકનો હિસાબ

| આર્થિક સહાયકોનાં નામ ને રકમો | | થયેલ ખર્ચની સંક્ષિપ્ત નોંધ | |
|---|---|---|---|
| જ | | ઉ | |
| ૪૧૮-૦-૦ | શ્રી હરજીવન કેશવજી શાહ | ૨૮૬-૬-૬ | કૃપાનાથનાં તૈલચિત્ર પ્રતિમાજી, જાજમો ત્રણ તથા વાસણો લીધા તેના રોકડા અપાયા. |
| ૨૯૦-૦-૦ | ,, મોહનલાલ લક્ષ્મીદાસ ભટ્ટ | | |
| ૪૬૩-૦-૦ | ,, ચંદ્રસિંહ પ્રતાપસિંહ | | |
| ૧૭૨-૨-૬ | ,, મૂળશંકર નરભેરામ પડીઆ | ૩૦-૧૫-૬ | ટપાલ ખરચના |
| ૨૦૩-૦-૦ | ,, રૂપસિંહ હરિસિંહ રાણા | ૧૬૪-૧-૦ | મંડળના ચાલુ ખરચના-પરચુરણ ચીજવસ્તુઓ તથા પ્રચાર માટેના |
| ૨૧૩-૦-૦ | ,, ઉપેન્દ્રસિંહ કરણસિંહજી | | |
| ૩૨૬-૦-૯ | ,, ગુણવંતસિંહ જાલમસિંહ | | |
| ૧૫૬-૦-૦ | ,, નારણદાસ જમનાદાસ | ૨૮૦-૦-૦ | વનિતાવિશ્રામને ભાડાના રોકડા |
| ૧૦૧-૦-૦ | ,, અજિતરાય હરિદાસ પારેખ | ૧૨૯૬ ૧૨ ૬ | બે જયંતીમહોત્સવો, બે પાટોત્સવો તથા પૂર્ણિમાપૂજન મહોત્સવોમાં થયેલા ખરચના |
| ૬૨-૦-૦ | ,, રતનજી રામજી લાખાણી | | |
| ૧૧-૦-૦ | ,, ઓચ્છવલાલ છોટાલાલ ક્રેરિયા | | |
| ૨૨-૦-૦ | ,, મૂળજી માધવજી જોષી | ૪૪૭-૦-૯ | ધર્મપ્રચારના ખરચના પુસ્તકોનું રેલ્વેભાડું તથા જાહેરાતો, |
| ૧,૩૫-૦-૦ | ,, જસવંતસિંહ નારણસિંહ ઠાકોર | | |

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૦-૦-૦ | શ્રી. ભાનુશંકર હરિશંકર ત્રિવેદી | | ધર્મનગર લક્ષચંડીયજ્ઞમાં કૃપાનાથના દિવ્ય સંદેશની પુસ્તિકા છપાવી પ્રચાર કરેલ વિગેરેના. |
| ૧૦-૦-૦ | ,, પ્રતાપસિંહ માનસિંહ ઠાકોર | | |
| ૫-૦-૦ | ,, શંકરસિંહ નારણુસિંહ ઠાકોર | | |
| ૧૦-૦-૦ | ,, મણિશંકર જેશંકર ભટ્ટ | | |
| ૨-૫-૦ | પરચુરણ ભેટના | ૨૫૦૫-૪-૩ | |
| | | ૧૦-૪-૦ | પુરાંત બાકી |
| ૨૫૧૫-૮-૩ | | ૨૫૧૫-૮-૩ | |

નાથમંડળને ગુરુબંધુ શ્રી. મોહનલાલ લક્ષ્મીદાસ ભટ્ટ તરફથી સ્ટીલનો સુંદર કબાટ રૂા. ૪૦૦-૦-૦ની કિંમતનો ભેટ મળેલ છે, તથા ગુરુબંધુ શ્રી. મૂળશંકર નરભેરામ પડીઆ તરફથી સુંદર સિંહાસન તથા કૃપાનાથનાં પાદુકાજી રૂા. ૧૫૦-૦-૦ દોઢસોની કિંમતનાં મળેલ છે.

આ મંડળે બે વર્ષમાં શ્રી બીલખા આનંદાશ્રમને રોકડ ભેટ રૂા. ૫૬૨-૭-૪ મોકલવાની સેવા કરી, અને આનંદાશ્રમમાંથી મૂલ્યથી અપાતાં આશરે ૨૨૪૨ પુસ્તકો મંગાવી સેવા કરી.

મુંબઈમાં કૃપાનાથનું ભવ્ય **નાથમંદિર** હોવું જોઈએ, એવી આ નાથમંડળની ઉત્કટ ઇચ્છા છે, અને એ દિશામાં યથાશક્તિ પ્રયાસ પણ છે.—**! જય નાથ !**

---

શ્રીનાથ સત્સંગમંડળ-મુંબઈ તરફથી અધિક શ્રાવણમાસની પૂર્ણાહુતિના દિવસે પૂજ્યપાદ સદ્ગુરુ શ્રીમન્નાથભગવાન્‌નું ષોડશોપચારથી મહાપૂજન કરવામાં આવ્યું હતું, તેમાં ધરાયેલી ભેટની વિગત નીચે મુજબ છેઃ—

| | | | |
|---|---|---|---|
| ૩-૦-૦ | શ્રી. ચંદ્રસિંહ પ્રતાપસિંહ ઠાકોર | ૧-૦-૦ | શ્રી. શિવસિંહ પ્રતાપસિંહ |
| ૫-૪-૦ | ,, હરિલાલ અંબારામ ઠાકર ડરબનવાસી | ૧-૦-૦ | ,, ભદ્રસિંહ પ્રતાપસિંહ |
| | | ૧-૦-૦ | ,, ગુણવંતસિંહ જાલમસિંહ |
| ૨-૦-૦ | ,, કરણુસિંહજી લાલસિંહજી ઠાકોર | ૧-૦-૦ | ,, શંકરસિંહ નારણુસિંહ |
| ૨-૦-૦ | ,, દયાળસિંહ ,, ,, | ૧-૦-૦ | સૌ. ઉપાબેન પ્રતાપસિંહ |
| ૧-૦-૦ | ,, ઉપેંદ્રસિંહ કરણુસિંહ ,, | ૧-૦-૦ | શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણા |
| ૧-૦-૦ | સૌ. બંસીબહેન પ્રતાપસિંહ | ૧-૦-૦ | સૌ. નર્મદાબેન રાણા |
| ૧-૦-૦ | શ્રી. પ્રતાપસિંહ લાલસિંહ કલકત્તાવાળા | ૦-૮-૦ | શ્રી. નટવરસિંહ રૂપસિંહ |
| | | ૦-૮-૦ | ,, મનહરસિંહ ,, |
| ૧-૦-૦ | કુ. લીલાબેન લાલસિંહ | ૧-૦-૦ | ,, અયોધ્યાસિંહ ગંગાસિંહ |
| ૧-૦-૦ | શ્રી. મૂળશંકર નરભેરામ પડીઆ | ૦-૭-૬ | ,, પરચૂરણ. |
| ૦-૫-૦ | ,, હરજીવન છગનલાલ દીક્ષિત | | |
| ૧-૦-૦ | શ્રી. રામસિંહ સબલસિંહ | ૨૮-૮-૬ | |
| ૦-૪-૦ | ,, રતનજી રામજી લાખાણી | | **હા. શ્રી. રૂપસિંહજી હરિસિંહજી રાણા** |

"શ્રીનાથસત્સંગમંડળ" મુંબઈ તરફથી
પૂજ્યપાદ સદ્‌ગુરુ શ્રીમન્નાથભગવાનનો ૯૦મો જયંતીમહોત્સવ ઉજવાશે.
સ્થળ:—માધવબાગ-ગીતાપાઠશાળાની નીચેના સભાખંડમાં
મિતિ—આસો સુદિ ૪ શનિવાર, ઓકટોબર તા. ૧૮-૧૯૪૭

## કાર્યક્રમ

| | સ્ટા. સમય |
|---|---|
| સવારે:—<br>વેદઘોષ<br>શ્રીસદ્‌ગુરુદેવનું મહાપૂજન,<br>શ્રીમન્નાથપ્રભુપ્રતિ પ્રાર્થના,<br>ને શ્રીમન્નાથપ્રભુનો કલ્યાણકર સંદેશ, | ૯ થી ૧૧ |
| સાંજે.—<br>કીર્તન,<br>ભજન,<br>પ્રવચનો, તથા ધૂન વગેરે. | ૪ થી ૧૦ |

સ્વધર્મનિષ્ઠ બંધુઓ તથા બહેનોને આ ધાર્મિક પ્રસંગનો લાભ લેવા વિનતિસહ નિમંત્રણ કરવામાં આવે છે. બહેનો માટે બેસવાની અલગ સગવડ રાખવામાં આવશે

લિ શ્રી નાથસત્સંગમંડળના સભ્યોના જય જય શ્રીનાથપ્રભુ !

---

૧ શ્રી અમદાવાદ આનંદાશ્રમમાં બળેવને દિવસે જનોઈ બદલવાનું પ્રતિવર્ષની જેમ આ વર્ષે પણ રાખવામાં આવ્યું હતું ૫૦-૬૦ દ્વિજોએ વિધિપૂર્વક શ્રાવણીકર્મ કર્યું હતું; અને પૂ પા સદ્‌ગુરુશ્રીનું મહાપૂજન કર્યું હતું. શ્રી રવિભાઈ રાવળ, શ્રી. મણિભાઈ સાહેબ વગેરે મુખ્ય હતા.

૨ શ્રીઅમદાવાદ આનંદાશ્રમમાં આશ્વિન સુદિ ૪ સવત્ ૨૦૦૩ શનિવાર તા. ૧૮-૧૦-૪૭ના રોજ શ્રીમનાથજયંતી વિવિધ કાર્યક્રમથી ઉજવાશે મહાપૂજન સવારના સ્ટા. ટા. ૬ા થી શરૂ થશે ઇષ્ટમન્ત્રનો સામુહિક જપ થશે સૌએ ભાગ લેવા આગળથી સૂચના કરવી

શાસ્ત્રી જટાશંકર ભટ્ટ
આનંદાશ્રમ, અમદાવાદ

---

## દૃઢ ભાવના

[ લેખક:—શ્રી કરશનજી પ્રાણજીવન ઓઝા ]

૧ નિષ્કામતાથી શ્રીઈશ્વરભક્તિથી અને આત્મજ્ઞાનથી મળતો આનંદ લૌકિક વાસનાઓથી ભરપૂર ભોગાસક્ત અજ્ઞાની મેળવી શકતો નથી આ ભાવના દૃઢ કરુ

૨ મુક્તિ મેળવવાની ઇચ્છા હોય તો આત્મજ્ઞાનદ્વારા અજ્ઞાન અને અજ્ઞાનના કુટુંબનો ત્યાગ કરુ આવી ભાવના દૃઢ કરુ. પરબ્રહ્મના જ્ઞાનવિના પરમ કલ્યાણ થતું નથી.

૩ જો સસારદશામા સુખ હોય તો બુદ્ધિમાન્ રાજામહારાજાઓ પોતાની સઘળી સંપત્તિનો ત્યાગ કરી વનમાં શા માટે જાત ? એ ચિંતન જાગ્રત્ રાખું

૪ દુર્લભ મનુષ્યદેહ પામીને જો હું નહિ ચેતું તો દુ:ખદાયક અજ્ઞાન અને અજ્ઞાનનાં કાર્યથી મને ભારે અનર્થ પ્રાપ્ત થશે. આ વાત દૃઢ રીતે ધ્યાનમાં રાખું.

૫ મારા ઇષ્ટદેવથી હું અભિન્ન છું. ભેદ રાખીશ તો ભય ઉપજશે, અનન્ય થઇને રહીશ તો સંતોષ, શાન્તિ અને પરમ સુખ મળશે. આવી દૃઢ ભાવના કરું.

૬ ભેદ રાખવાથી ખેદ થાય છે. એક બ્રહ્મમાં જગત્, જીવ, ઇશ્વર આવો ભેદ નથી. દોરડી જેમ સર્પ, માળા, ધરતીની ફાટ, અને પાણીના રેલારૂપે દેખાય છે, તેમ એકજ બ્રહ્મ જગત્, જગતના પદાર્થ, જીવ અને ઇશ્વરરૂપે દેખાય છે. ભેદ સમજનાર અજ્ઞાની મનુષ્ય સંસારસમુદ્રમાં ગોથાં ખાય છે આમ હું ચિંતન કરું.

૭ સર્વ પ્રાણીઓનું સ્વરૂપ કેવલ આનંદ છે, એને ભૂલીને સંસારમાં આસક્તિ ( રાગ ) રાખવી અનુચિત છે. આ વાતમાં ખૂબ ધ્યાન રાખું.

૮ આત્મા, પરમાત્માની સદા એકતા છે, ભેદ માનવો એ અજ્ઞાન છે. ભેદદષ્ટિજ સર્વ અનર્થનું મૂળ છે. ભેદદષ્ટિને બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિદ્વારા દૂર રાખવાનું હું ધ્યાન રાખું.

૯ મારે મારા ચિત્તમાં સર્વાત્મભાવ પ્રાપ્ત કરવો છે, તો ચિત્તમાંથી દ્વેષ, ઇર્ષ્યા, અસૂયા, ગર્વ, દંભ ને વંચનેચ્છા દૂર કરું. મારા સર્વ આત્મામાં કલ્પિત હોવાથી સર્વસ્થાને હું આત્માજ છું એવી દૃઢ ભાવના કરું.

૧૦ મને કોઈ ધિક્કારે, મારું કોઈ અહિત ઇચ્છે, મારી કોઈ નિંદા કરે તોપણ તેમ કરનારપ્રતિ મારે અમીદષ્ટિ રાખવી. તેમનું સ્વરૂપ મારા સ્વરૂપથી ભિન્ન નથી એમ સમજી તેમનાપ્રતિ વિશુદ્ધ પ્રેમપ્રવાહ વહેવરાવીશ. ( અપૂર્ણ )

——— [ * ] ———

## कृपा-प्रसंग

**[ સંગ્રાહક:–શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]**

હાલ મુંબઈમાં વસતા ગુરુબંધુ શ્રી. હરજીવનભાઇ વર્ષો પહેલાં જેતલસર જંક્શનમાં રેલવેખાતામાં હતા ત્યારે કૃપાનાથ પોતાશ્રીના પ્રવાસદરમ્યાન જેતલસર જંક્શનમાં થોડો સમય બિરાજેલા. કૃપાનાથનાં દર્શને ઘણાં માણસો ટોળે મળેલાં અને હરજીવનભાઈ કૃપાનાથના પરિચયમાં નહિ આવેલા એટલે સૌની પાછળ ઊભી ગયેલા. ત્યાંથી કૃપાનાથે તેમને બોલાવ્યા અને પંખો નાંખવાની સેવા સોંપાવી, એટલુંજ નહિ, પણ થોડી વાર પછી કૃપાનાથે હરજીવનભાઇને પૂછ્યું કે:—" તમારે શી ઇચ્છા છે ? "

આથી હરજીવનભાઇને આનંદ સાથે આશ્ચર્ય થયું–પોતે કૃપાનાથપાસે શું બોલી શકે–છતાં–" આપ અંતર્યામી છો... કૃપાળુ છો..." એવા ભાવનું વ્યક્ત કરી શક્યા,

આથી કૃપાનાથે સ્મિત કરીને કહ્યું:—" તમારે પાસ થવું છે, ને...પાસ થઇ જશો...! "

તે પછી કૃપાનાથના આશીર્વાદ ને વરદાનસાથે હરજીવનભાઈ 'સિગ્નલીંગ'ની–તારની પરીક્ષા આપવા ગોંડલ ગયા, ત્યાં પરીક્ષામાં તાર–'ડિસ્પેચીંગ'માં તેમનો હાથ–આંગળાં અજબ ગતિએ ચાલવા માંડ્યા–સામો માણસ 'રિસિવ' ન કરી શકે. તાર–'રિસિવીંગ'માં પણ સુંદર સફળતા મળી. વાયરિંગ લાયનીંગ આદિનો ટેકનિકલ કામનો પ્રશ્ન પણ અજબરીતે ઉકેલાયો.

આ રીતે–" **ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति** "–એ સિદ્ધસૂત્ર અનુસાર કૃપાનાથનું વરદાન ફળ્યું અને હરજીવનભાઇ પોતાની અપૂર્ણ તૈયારી છતાં પાસ થઇ ગયા...!

કૃપાનાથનો આ કૃપા-પ્રસંગ હરજીવનભાઇના મુખેથી સાંભળવાજેવો છે-ત્યારે હરજીવન-ભાઇની આંખો દ્વારા વ્યક્ત થતા તેમના હૃદયના ભાવોની ગુરુભક્તિમાં તરબોળ થઇ જવાય છે ... !

[ નોંધ —આ હરજીવનભાઇનું પૂરુ નામ—હરજીવન છગનલાલ દીક્ષિત-શ્રીગૌડ મેડતવાળ બ્રાહ્મણ-સાવરકુંડલાના વતની-મેંદરડાવાળા ગુરુભક્તો મૂળશંકરભાઇ, ત્રિભુવનભાઇ આદિના-સગા થાય હાલ મુમ્બઇમાં નાનુભાઇ ઝવેરીની પેઢીમાં છે. મુમ્બઇના શ્રીગૌડ મેડતવાળ વિદ્યાર્થી-યુવક મંડળમા અગ્રણી ભાગ લઇ જ્ઞાતિસેવાનું સુંદર કાર્ય પણ કરી રહ્યા છે.

કૃપાનાથના આવા કૃપા-પ્રસંગો ઘણુંસાંભળ્યા ને ઘણુંલખ્યા પુષ્કળ હશે જેઓએ એ કૃપા-પ્રસંગો અનુભવ્યા હોય, તેઓ જરૂર એ સંભળાવે કા લખે-આ પ્રકારનું સેવા-કાર્ય બહુ ઉપયોગી ને કલ્યાણકારી છે.

મુંબઇસંબંધી થોડું—

મુંબઇ એક સાર્વજનિક શહેર છે—અહીં હિંદુસ્તાનના સર્વ પ્રાંતોના લોકો આવે-જાય છે ને વસે છે-યુરોપ અમેરીકા આદિ ખંડોના-પ્રદેશોના લોકો પણ આવે-જાય છે અને અશાત સ્થિતિ પણ કરે છે-મુખ્ય મુખ્ય ધર્મો ને સંપ્રદાયોની સંસ્થાઓ તથા સામાજિક ને રાજદ્વારી સંસ્થાઓ તથા વિજ્ઞાન-કલાના શિક્ષણકેન્દ્રો પણ અહીં છે-ઉપરાંત મુંબઇ હિંદી મહાસાગરનું મોટુ બંદર છે-રેલવે ટ્રેનોનું મોટુ મથક છે-એરોપ્લેનોનું વિશાલ કેન્દ્ર છે-વેપાર ઉદ્યોગનું વિરાટ્ કેન્દ્ર છે

ખૂબી તો એ છે કે સંતો-મહાત્માઓ પણ મુંબઇ પધાર્યા કરે છે-રાજા-મહારાજાઓ, મોટા મોટા રાજદ્વારી નેતાઓ ને સર્વ-સાધારણ જનતા પણ મુંબઇની મુલાકાત લીધા કરે છે.

કૃપાનાથ પણ અનેક વાર મુંબઇ પધારેલા અને જિજ્ઞાસુ જનતાને સદુપદેશનો લાભ આપેલો .. !

આથી-મુંબઇમા જગતભરના જિજ્ઞાસુઓ લાભ લઇ શકે એવા પ્રકારનું કૃપાનાથનું જ્ઞાનમંદિર-પ્રકાશનમંદિર-સેવામંદિર હોવુ જોઇએ !...... ]

---

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### ( અધિક શ્રાવણ સુદિ ૧૫ )

**શ્રીસદ્ગુરુમહાપૂજન**—અધિકમાસ નિમિત્તે તથા બળેવના શ્રાવણીપર્વ નિમિત્તે અને શ્રીકૃષ્ણજન્માષ્ટમીના પુણ્યમય દિવસે પણ સૌ આનંદાશ્રમવાસીઓએ મળીને પૂજ્યપાદ કૃપા-નાથનું યથાવિધિ મહાપૂજન કર્યું હતુ તથા ભજનધૂન થયા હતા. સૌને પ્રસાદ ને ચરણામૃત વહેંચવામાં આવ્યા હતા

**મુખ્યભેટ**—રૂા ૧૦-૦-૦ સુતાર જીવન રણછોડ-રાણાવાવ. રૂા ૧૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાચી

**રુદ્રાભિષેક**—શ્રી રામજી વિશ્રામ પૂજારા-કરાચી શ્રી તુલસીદાસ જેઠાભાઇ-કરાચી શ્રી મૂળજી પ્રાગજી-કરાચી (૨) શ્રી દ્વારકાદાસ ખેતસી-કરાચી ( ૩ રુદ્રાભિષેક. ) શ્રી અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી-જોરાવરનગર એક ભક્તજન-મુંબઇ ( ૧૧ રુદ્રાભિષેક )

**ભોજન**—રૂા ૧૯-૧૦-૦ શ્રી ત્રિભુવનદાસ ખેતસી નિર્મળ-મુંબઇ. રૂા. ૨૬-૦-૬

અમદાવાદ-આનંદાશ્રમમાં મહાપૂજન ભેટ

પૂર્ણાહુતીઃ—

૧-૪-૦ ગં. સ્વ. રેવાબા તથા ચંપાબા
૧-૦-૦ ચિ. નિરંજનકુમાર જ્યેષ્ઠારામ
૦-૫-૦ શ્રી. ચતુરભાઈ આશાભાઈ
૦-૪-૦ ,, નટવરલાલ ચતુરભાઈ
૧-૦-૦ ,, રવિશંકર મ. રાવળ
૦-૪-૦ ,, દેવજીભાઈ
૨-૦-૦ ,, ધીરજલાલ પ્રેમચંદ
૧-૦-૦ ,, રણછોડલાલ ગાંડાલાલ
૧-૪-૦ ,, પ્રાગજી નારણજી
૦-૪-૦ ,, મયારામ ચકુભાઈ
૧-૦-૦ ગં. સ્વ. સરસ્વતીબેન ભટ્ટ
૧-૦-૦ બેન વિજયાબેન જ્યેષ્ઠારામ
૦-૪-૦ શ્રી. જયશંકર મયારામ
૨-૦-૦ બેન નર્મદાબેન ચત્રભુજ
૧-૦-૦ શ્રી. સોમનાથ અંબાલાલ
૧-૦-૦ બેન જીવીબેન મોતીરામ
૧-૦-૦ શ્રી. હરપ્રસાદ જયશંકર ભટ્ટ
૧-૦-૦ અ. સૌ. ભદ્રકાંતાબેન હા. શ્રી. જ. મ. ભટ્ટ
૨-૦-૦ બેન નર્મદાબેન ચત્રભુજ-અમદાવાદ થાળના
૦-૬-૦ શ્રી. રામજી વિશ્રામ પૂજારા-પૂજાપો ને ભેટના
૫-૦-૦ ,, લાભશંકર દામજી-પોરબંદર
૨-૦-૦ ,, કાનજી પુરુષોત્તમ-વંથળી
૫-૦-૦ ,, ડાહ્યાભાઈ નારણદાસ-સનાવદ
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
૫-૦-૦ ચૂડાસમા પ્રેમજી જાદવજી-પોરબંદર
૫-૦-૦ શ્રી. કલ્યાણજી કાલિદાસ-રાડિયા
૧-૪-૦ ,, ધીરજલાલ કનૈયાલાલ ભટ્ટ-ગુંદાસરા
૧-૪-૦ જોશી અમૃતલાલ પ્રાગજી-ખાંડાધાર
૧-૦-૦ એક ભક્તજન હા. પૂજારી
૧-૧૧-૩ પરચુરણ મંદિરેથી

સ્વાતંત્ર્ય દીનોત્સવની ભેટઃ—

૧-૦-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૨-૦ ચિ. ઉમેદલાલ
૦-૨-૦ શ્રી. જગદીશચંદ્ર મગનલાલ
૦-૨-૦ ,, જ્યેષ્ઠારામ ,,
૦-૪-૦ બ્ર. દલપતરામજી
૦-૪-૦ શ્રી. કરશનદાસ હરજી
૦-૧-૦ બાવાજી જીવણદાસ
૦-૪-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૦-૩-૦ ચિ. અનંતપ્રસાદ તથા બેન ભગવતી અંબાશંકર જોશી
૦-૪-૦ શ્રી. નથુરામ લક્ષ્મીરામ પંડ્યા
૧-૦-૦ બેન મણિબેન ત્રિવેદી-જોરાવરનગર
૦-૦-૩ આરતીમાં
૩-૦-૦ શ્રી. ઘેલા ખીમા-અકાળા
૦-૧૦-૦ પરચુરણ મંદિરેથી
૫-૦-૦ શ્રી. પટેલ ઘેલા ખીમા-અકાળો
૦-૪-૦ બેન મણિબેન-બીલખા
૦-૬-૦ શ્રી. તુલસીદાસ જેઠાભાઈ-કરાચી પૂજાપો ને ભેટના
૦-૧૨-૦ ,, મૂળજી પ્રાગજી-કરાચી બે રુદ્રાભિષેકના પૂજાપાના તથા ભેટના
૪-૦-૦ ,, ધીરજલાલ મોહનલાલ-કાનપુર હોમ માટે
૧-૦-૦ ,, માનસિંહ નથુસિંહ-કુતિયાણા
૭૫-૧૪-૦ ,, શેઠ રાજસી જીવરાજ-મુંબઈવાળા તરફથી માસિક સાત્ત્વિક દાનના ઓગસ્ટના
૨-૦-૦ ,, સાકરલાલ ભવાનીશંકર-ભાવનગર
૨-૮-૦ ,, આણંદજી નાગજી-કુંડલા
૦-૮-૦ ,, પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ તરફથી પ્રસાદ ધરાવવા માટે
૫-૦-૦ ,, મનસુખલાલ ગોવિંદજી વ્યાસ-જૂનાગઢ
૧-૪-૦ ,, બેચરલાલ ભવાન-વર્ધા
૦-૮-૦ ,, નારણરાવ ભાવસાર-વર્ધા
૧-૦-૦ ,, બ્ર. ચૈતન્યપ્રકાશ
૧-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા જન્મદિવસની ભેટ
૧-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા શ્રા. અ. વદિ ૩૦ની ભેટના

વર્ષ ૧૬ મું

ભાદ્રપદ

અંક ૪

સંવત્ ૨૦૦૩

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ

પોસ્ટેજસાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પી. બીલખા

येषां सन्निधिमात्रेण सदानन्दायते मनः ।
तेषां श्रीनाथगुरुणामानन्दाश्रम आश्रमः ॥ १ ॥

ભાવાર્થ:—જેઓશ્રીની સમીપતામાત્રથી મનમાં નિત્ય વિદ્યમાન (ખરો) આનંદ પ્રકટ થાય છે તેઓશ્રી સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનનો આશ્રમ આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | ભજન. | ૫૩ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૫૪ |
| ૩ | શુચિતા. | ૫૫ |
| ૪ | મહાત્માશ્રી નથુરામશર્મા | ૫૮ |
| ૫ | બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી એકનાથજીનું જીવનવૃત્તાંત. | ૫૯ |
| ૬ | પતિવ્રતા માહાત્મ્ય. | ૬૦ |
| ૭ | દૃઢ ભાવના. | ૬૨ |
| ૮ | જયશંકરસ્તોત્ર ( ગુજરાતી. ) | ૬૩ |
| ૯ | શ્રીનાથસુબોધમાલા. | ૬૪ |
| ૧૦ | ખેદજનક અવસાન. | ૬૬ |
| ૧૧ | શ્રીકાર્તિકીપૂર્ણિમા-ત્રિપુરીપૂર્ણિમા માહાપૂજન મહોત્સવ. | ૬૭ |
| ૧૨ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૬૭ |
| ૧૩ | પરચુરણ ભેટ. | ૬૮ |
| ૧૪ | શ્રીનાથપ્રભુનું અવતાર કાર્ય. | ... |


——[ * ]——

## પૂજનસમાચાર

સ્વરૂપાવસ્થાન નિમિત્તે:—આશો વદિ ૧૧ રવિવાર સવારે ૧૦ વાગે વિશ્રામભુવનમાં થશે.

ત્રિપુરીપૂર્ણિમા નિમિત્તે:—કાર્તિક સુદિ પૂનમ તા. ૨૮-૧૧-૪૭ શુક્રવાર સવારે ૯‌ા વાગે વિશ્રામભુવમાં થશે.

લિ. નાથમંડળ

**જરૂરી**

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા ( કાઠિયાવાડ ) એ શિરનામે કરવો.**


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ, વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રીક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: **પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.**



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્


વર્ષ ૧૬ મું ] સંવત્ ૨૦૦૩ ભાદ્રપદ [ અંક ૪ થો


## ભજન

[ મુંબઇનું ભક્તિસેટ ભજનમંડળ—આ ભજન ગાય છે અને ગવરાવે છે ]

રાગ—( જબ તુમહી ચલે પરદેશ )

[ સંગ્રાહક—શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

સુણાવો ગીતાસાર-ઉતારો પાર-ગુરુજી મ્હારા—હું પૂજું ચરણ તમારાં ટેક

હું આવી પડ્યો છું આ જગમાં (૨), નહી કોઈ દીલાસો દેવામાં (૨),
આ રખડી રખડી થાક્યો ગુરુજી મ્હારા—હું પૂજું ........સુણાવો૦

રહી દીલમાં કંઈ કંઈ આશ મને (૨), સત્ય પંથ બતાવનાર ગોતું તને (૨),
આ જ્યોતમાં જ્યોત મીલાવો ગુરુજી મ્હારા—હું પૂજું ..........સુણાવો૦

મારા દોષ તમે દીલમાં ન ધરો (૨), અમ દીન ગરીબની વારે ચડો (૨),
છો આપ દયાના સ્વામી ગુરુજી મ્હારા—હું પૂજું..........સુણાવો૦

આ દાસ ઉપર જો દયા કરો (૨), તો ભવના ફેરો પળમાં હરો (૨),
આ બાળકના બે બોલ ગુરુજી મ્હારા—હું પૂજું ..........સુણાવો૦

# શ્રીનાથવચનામૃત

## (શ્રીમન્નાથભગવાન્)

હે જિજ્ઞાસુઓ! તમે સર્વે મનુષ્યજન્મનું દુર્લભપણું તથા ક્ષણભંગુરપણું સમજી તમારા પારમાર્થિક કર્તવ્યમાં બહુ શ્રદ્ધાળુ, બહુ ઉમંગી ને બહુ જાગ્રત્ રહો.

મનુષ્યજન્મની પ્રત્યેક પલ બહુ મોંઘા મૂલ્યની છે, ને તે ઘણું નાણું ખર્ચવાથી પણ પાછી મળી શકતી નથી. આળસ, પ્રમાદ, દીર્ઘસૂત્રતા, અશ્રદ્ધા ને સંશયથી મનુષ્ય પોતાના જન્મનો જેવો સદુપયોગ કરવો જોઇએ તેવો સદુપયોગ કરી શકતો નથી, ને પાછળથી તે ઘણો પસ્તાય છે, પણ તે પસ્તાવું તેને ઉપયોગી થતું નથી.

સંધ્યા કરો, જપ કરો, દેવપૂજન કરો, શાસ્ત્રનું વાચન કરો, સદાચરણનું પાલન કરો અને આત્માના સ્વરૂપનો વિચાર કરો.

પરમાર્થનાં સાધનોનું જેટલું વધારે સેવન કરશો તેટલો તમને વધારે લાભ થશે. તમારા મનને તેથી વધારે શાંતિ, સંતોષ ને સુખ મળશે.

સંસારના કામોમાંથી સમય મેળવી અવશ્ય પરમાર્થનાં સાધનોનું સેવન કરો. સત્પુરુષોનો સમાગમ કરો, ને તેમના ઉપદેશનું આદરપૂર્વક પરિપાલન કરો. હૃદયને શુદ્ધ ને સ્થિર કરો.

શુભકર્મનું ફલ શુભ છે, અને અશુભકર્મનું ફલ અશુભ છે, માટે શુભકર્મમાં સતત્ આદર રાખો, અને અશુભ કર્મથી મન, વાણી ને શરીરને પાછાં વાળતા રહો.

દીનદયાળુ પ્રભુની ભક્તિ કરો, તેમનું પ્રેમપૂર્વક સ્મરણ કરો, તેમનું પ્રેમપૂર્વક ધ્યાન કરો, ને તમારું જીવન તેમનામય કરો, કે જેથી તમારો મનુષ્યજન્મ સફળ થાય. ઉપર જણાવેલા ઉપદેશનું આજથી જ શુદ્ધભાવથી પાલન કરશો, ને પરમાર્થમાં આગળ વધશો.

પોતાના શ્રીસદ્ગુરુને સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરતી વેલા મારો શુદ્ધાત્મા શ્રીસદ્ગુરુના પરમાત્મસ્વરૂપમાં અભેદભાવ પામે છે એવી ભાવના શિષ્યે કરવી.

ઇષ્ટમંત્રનો જપ કરતી વેલા પોતાના સગાંવહાલાંનું સ્મરણ થાય તો તેમાં પરમાત્મસ્વરૂપ રહેલું છે એવો વિચાર કરવો, અને નાભિને તથા હૃદયને બરડાની કરોડભણી થોડાં થોડાં આકર્ષી રાખવાં.

ધનવાન્ તથા પુત્રવાન્ થવામાં ઘણીવેલા મનુષ્યનું પૂર્વજન્મનું બલવાન શુભકર્મ હેતુભૂત હોય છે. વર્તમાન જન્મમાં પરમાદરથી કરેલું શુભકર્મ પણ તેમાં હેતુભૂત થઈ શકે છે.

જે સ્થળે પોતાના ઉપર કે કોઈ નિર્દોષના ઉપર કોઇના તરફથી અન્યાય થતો હોય ત્યાં પ્રમાણ ને યુક્તિથી જેને કહેવું ઘટે તેને તેજસ્વીપણે તે કહેવું. સાત્ત્વિક વિગ્રહ કરવો ઘટે તો તે પણ કરવો. જ્યાં પોતાનો ઉપાય નજ ચાલી શકે ત્યાં સહનશીલતા પણ રાખવી. (ચાલુ)

——[ * ]——

# શુચિતા

[ લેખક-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ-વેદાંતભૂષણ ]

( ૨ )

આપણા ભારતવર્ષમાં આજ આપણી The cracyનું એટલે આપણા ધર્મનું વા ધર્મશાસ્ત્રો પ્રમાણેનું રાજ ફરી પાછું ચાલુ નહિ કરવાનો આપણા ભારતવર્ષના આપણા મુખ્ય રાષ્ટ્રપ્રધાનનો નિશ્ચય કેટલેક અંશે વાસ્તવિક છે.

આજ આપણા ભારતવર્ષમાં એકલી આપણી ભારતવર્ષનીજ જનતા વસી રહેલી છે એવું નથી. અન્ય વિવિધ વર્ષોની વિવિધ જનતાઓ આજ આપણા ભારતવર્ષમા વસી રહેવા પામેલી છે.

એવી સ્થિતિમાં એકલા આપણાજ ધર્મનું વા આપણાજ ધર્મશાસ્ત્રો પ્રમાણેનું રાજ આપણા ભારતવર્ષમાં પાછુ ચાલુ કરવાથી ભારતવર્ષમા વસી રહેલી અન્ય જનતાઓની સ્વતંત્રતાપર આક્રમણ કરવાજેવું બને

એવી સ્થિતિમા Docialismના સિદ્ધાંતપર રાજ્યની કાર્યવાહી ચાલે એજ ઇષ્ટ છે

પરસ્પરની સ્વતંત્રતાપર બની શકે એટલો યોગ્ય અંકુશ રાખીને પરસ્પરને અનુકૂળ વર્તાવ રાખવો એ Docialismના સિદ્ધાંતનું તાત્પર્ય છે.

આપણા ભારતવર્ષમાં આજ વસી રહેલી સર્વે જનતાઓનું જાણે પોતાનુંજ રાજ્ય છે આવી પ્રતીતિ થાય એ રીતનું Democracyના એટલે લોકરાજ્યના સિદ્ધાતપર કાર્યવાહી થવી જોઇએ એ પણ અગત્યનું છે

હવે ભારતવર્ષમા વસી રહેલી અન્ય જનતાઓને પણ પોતાનું રાજ્ય છે એવી પ્રતીતિ થાય એવી રાજ્યની કાર્યવાહી રાખવી જોઇએ છે એવી સ્થિતિમાં પછી ભારતવર્ષની પણ સર્વે વર્ણની જનતાઓને પોતપોતાનું રાજ્ય હોવાની પ્રતીતિ થાય એવાં નિયમનોથી કાર્યવાહી ગોઠવવી જોઇએ એ વિચારથી અંત્યજને અસ્પૃશ્ય ગણવાની ભારતવર્ષની જનતાની પ્રથાનો પરિહાર કરવામા આવે એ સ્વાભાવિક ક્રમની વાત છે.

પણ લોકરાજ્યની સાર્વજનિક સ્વતંત્રતાના સિદ્ધાતથી જોતા એ પરિહારને પણ સીમા હોવી જોઇએ એ સહજ સમજી શકાય એવું છે

અને એટલા માટે તો ભારતવર્ષમા સર્વે જનતાઓને પોતપોતાના ધર્મનું વા ધર્મશાસ્ત્રો પ્રમાણેનું જીવન જીવવાની છૂટ રહેશે એવા પ્રસિદ્ધ અભયવચનો સમયે સમયે આપણા રાષ્ટ્રના પ્રધાન પુરુષોએ પ્રવર્તાવેલાં છે.

ભારતવર્ષનાં દેવસ્થાનોની વા દેવાલયોની સ્થાપના ભારતવર્ષની જનતાના ધર્મપ્રમાણે વા ધર્મશાસ્ત્રોપ્રમાણે થયેલી છે

દેવસ્થાનોમા વા દેવાલયોમાં અંત્યજનનો પ્રવેશ ધર્મશાસ્ત્રોની દૃષ્ટિથી અશુચિતા ઉત્પન્ન કરનારો ગણ્યો છે.

આજની રાજ્યકાર્યવાહીથી અંત્યજનની જે અસ્પૃશ્યતાનો પરિહાર કરવામાં આવે તે તેની લૌકિક અસ્પૃશ્યતા પૂરતો રહે ત્યાંસુધી અધિક અયોગ્ય ન ગણાય.

પણ એ હદ વટાવીને અંત્યજનને દેવસ્થાનોમાં વા. દેવાલયોમા રાજ્યકાર્યવાહીના બળે વેશ અપાવવામાં આવે અને તેથી અંત્યજનને વિષે રહેલી ધાર્મિક અસ્પૃશ્યતાનો

પણ વા ધર્મશાસ્ત્રોપ્રમાણેની અસ્પૃશ્યતાની પણ અવગણના કરવાની ફરજ પાડવામાં આવે એ દેખીતી રીતે અંત્યજનને વિષે ધર્મશાસ્ત્રોપ્રમાણેની ધાર્મિક અસ્પૃશ્યતાને માનનારી જનતાની ધાર્મિક સ્વતંત્રતાપર અંકુશ મૂક્વાજેવું થાય એ કોઈરીતે યોગ્ય ન મનાય.

અંત્યજનસાથેના લૌકિક વ્યવહારમાં તેની લૌકિક અસ્પૃશ્યતા રાખવાનું તો ધર્મશાસ્ત્રોમાં કહેલું છે વા નથી કહ્યું એ વિષયમાં વિવાદને અવકાશ હોય.

પણ દેવસ્થાનો વા દેવાલયો જેવાં શાસ્ત્રીય શુચિતાવાળાં સ્થાનોમાં પ્રવેશ પામવામાં અંત્યજનની શાસ્ત્રીય અશુચિતા સામે કોઇથી કાંઈ કહી શકાય એમ નથી.

છતાં અંત્યજનનો દેવસ્થાનોમાં વા દેવાલયોમાં ફરજીયાત પ્રવેશ આપવા માટે રાજ્યકાર્યવાહીના બળે ધારા કરવામાં આવે એ દેખીતી રીતે એક જનતાની ધાર્મિક સ્વતંત્રતાપર પ્રહાર કરવાજેવું બને તે કેવલ અયોગ્ય છે.

અંત્યજનો પણ લૌકિક વ્યવહારમાં સર્વસમાન સ્પૃશ્યતાનો હક કરી શકે. અસમાન ધાર્મિક સ્પૃશ્યતાનો હક કરી શકે નહિ.

અને રાજ્યની કાર્યવાહી પણ સર્વસમાન લૌકિક સ્પૃશ્યતાની વર્ણ અને આશ્રમવાળાઓ ઉપર ફરજ પાડી શકે પણ સર્વને અસમાન એવી ધાર્મિક સ્પૃશ્યતાની તેમના પર ફરજ પાડી શકે નહિ.

જે સમયે જેના હાથમાં રાજ્યની કાર્યવાહીનાં સુકાન હોય તે તે સમયે ધારે તેવો અમલ જનતાપાસે રાજ્યના બળથી કરાવી શકે.

પણ તેનાં પરિણામે ઉપજતા પુણ્ય અને પાપના અપૂર્વનું ફળ તેમને પોતાને તથા જનતાઓએ અવશ્ય ભોગવવાનું છે એ ભૂલવાજેવું નથી.

અને તેથી પુણ્યનુંજ અપૂર્વ બંધાય એવી રીતના સર્વ અમલ કરવાના છે તેની સાવધાનતા અમલ કરનારાઓએ તેમજ જનતાઓએ અવશ્ય સેવવાની છે.

-અમલ કરનારાઓના પાપનું અપૂર્વ બંધાય એવા અમલને અધીન વર્તવાથી પાપરૂપ અપૂર્વનું દુ:ખરૂપ ફળ પોતે પોતાના અપરાધથી ભોગવવું પડે તે જોવું જોઇએ.

આપણા આજના કે હરકોઈ સમયના પ્રધાન પુરુષોની બુદ્ધિ ગમે તેવી ચડીયાતી હોય તોપણ તે શાસ્ત્રથી જેટલે અંશે વિરુદ્ધ પડતી હોય તેટલે અંશે અનુસરવા જેવી નથી એવો આપણે નિર્ધાર કરવો ઘટે.

તેમ ન કરતાં આપણા પ્રધાન પુરુષો આપણા છે એવી ખોટી મમતાથી તેમને વિષેનાં રાગને વશ વર્તીને જો આપણે તેમની શાસ્ત્રથી વિરુદ્ધ પડતી બુદ્ધિને અનુસરીએ તો કરેલાં કર્મનાં ફળ આપનારી વિશ્વેશ્વરની સત્તાથી તેના અવશ્ય આવી પડનારાં દુ:ખરૂપ ફળને ભોગવવાની અણગમતી આશા પણ આપણે અવશ્ય રાખવી જોઇએ.

ખરી રીતે જોતાં વિશ્વનું વા વિશ્વગત કોઈ પ્રાણિપદાર્થનું સર્જન કરવાની આપણામાં કોઈમાં શક્તિ નથી તો પછી સર્જાયેલા વિશ્વનું વા વિશ્વગત કોઇ પ્રાણિપદાર્થનું યથાવત્ નિયમન કરવાની પણ આપણામાં કોઈમાં શક્તિ નથી એમ વિચારી કોઈ એક બીજા ઉપર પોતાનું વર્ચસ્ સ્થાપવાની ઇચ્છા કરવી એજ માયાની જાળમાં ફસાવાનો આદર કરવાજેવું છે.

આ વિશ્વનું જે વિશ્વેશ્વરે સર્જન કરેલું છે તે વિશ્વેશ્વર સમગ્ર વિશ્વનું તથા વ્યક્તિગત વિશ્વનું નિયમન કરવાને પણ સશક્ત છે.

અને તે વિશ્વેશ્વર સમગ્ર વિશ્વનું તેમજ વ્યક્તિગત વિશ્વનું યથાવત્ નિયમન કરેજ છે.

પણ એ વિશ્વેશ્વર તથા તેનું નિયમન આપણને દૃષ્ટિગોચર ન થવાથી વિશ્વમાં જાણે કોઇ નિયામક નથી તથા વિશ્વનું જાણે કોઈ નિયમન થતું નથી એવી ભ્રમણામાં પડી તેનું પોતે નિયમન કરવાની જંજાળમા મનુષ્યો અકસ્માત્ પડી જાય છે.

પણ તે યથાયોગ્ય વિવેકને અભાવે થાય છે એમ વિચારી વિવેકી પુરુષે એ જંજાળમાં પડવાજેવું નથી.

છતાં કદી એવી જંજાળમાં પડવાનો યોગ ઊઠે તો પોતાને પરંપરાવડે સાંપડેલાં શાસ્ત્રોને અનુસરીનેજ તે કાર્યમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. કેવળ પોતાની બુદ્ધિના દોરપર એ કાર્યમાં પ્રવૃત્તિ કરવામા સલામતી નથી

જેમ કોઇના ઘરની વ્યવસ્થામા માથુ મારનારાએ તેના અણગમતા પ્રત્યાઘાત માટે તૈયારજ રહેવુ ઘટે તેમ વિશ્વેશ્વરે સર્જન કરેલા વિશ્વની વ્યવસ્થામાં માથુ મારનારાએ તેના અણગમતા ફળમાટે તૈયારજ રહેવાનું હોય છે.

વળી બધાં કાર્યો કરવા બધાની સરખી યોગ્યતા છે એમ પણ આજના લોકરાજ્યના જમાનામાં લોકની સમજ થયેલી લાગે છે

પણ વિશ્વેશ્વરે કરેલા વિશ્વના સર્જનમા મનુષ્યોનું જે સર્જન કરેલુ છે તે જુદા જુદા ચાર વર્ણનમા પડે એવી જુદી જુદી ચાર યોગ્યતાવાળા મનુષ્યોનું સર્જન કરેલું છે.

તથા તેમા રાજ્યનો અમલ કરવાની યોગ્યતા ક્ષત્રિય નામના વર્ણનમાં પડે એવા તથા તેથી ક્ષત્રિય વર્ણવાળા કહેવાતા ક્ષત્રિય પુરુષોનીજ છે

તે ક્ષત્રિય પુરુષોએ પણ સ્વતન્ત્રપણે વા મનસ્વીપણે રાજ્યનો અમલ કરવાનો નથી પણ બ્રાહ્મણ નામના વર્ણનમા પડે એવા બ્રાહ્મણ પુરુષોને મન્ત્રીપદે સ્થાપી તેમણે આપેલી મંત્રણા પ્રમાણે કરવાનો છે

બ્રાહ્મણ પુરુષોએ આપવાની મંત્રણા પણ ધર્મશાસ્ત્રોના શાસનોને અનુસરીનેજ આપવાની હોય છે. તેમની પોતાની એકલી બુદ્ધિના દોરપર આપવાની નથી.

એમ કરવામાં આવે તોજ રાજ્યનો અમલ યથાયોગ્ય થતો રહેવાનો સભવ છે. બીજી રીતે અનેક સ્ખલનોને તેમાં અવકાશ છે તથા તેના પરિણામે અનેક દુ ખદ સ્થિતિઓ ઊભી થવાનો સંભવ છે.

શાસ્ત્રોમાં જે જુદા જુદા ચાર વર્ણનાં મનુષ્યોનુ સર્જન કહેલું છે તે ચારે વર્ણનાં મનુષ્યોનું કર્તવ્ય કર્મ પણ જુદુ જુદુ કહેલું છે અને આપત્તિના સમય વિના એક વર્ણવાળાએ બીજા વર્ણવાળાનું કર્તવ્ય કરવું નહિ એવી મર્યાદા પણ મૂકેલી છે તેમાં ઘણું રહસ્ય રહેલું હોવાનો સભવ છે.

ખેતી વેપાર આદિ કર્મો કરીને ધન તથા ધાન્યનું ઉત્પાદન આદિ કરવું એ વૈશ્ય વર્ણવાળાનું કર્મ કહેલું છે. બીજા વર્ણવાળાઓએ ધન ધાન્ય આદિનું ઉત્પાદન સંગ્રહ ક્રયવિક્રય આદિ આપત્તિના સમયવિના કરવાં નહિ એવું શાસ્ત્રોએ કહેલુ છે તેની અવગણના કરીને આજ સર્વે વર્ણવાળાઓ ખેતી વેપાર આદિ વડે ધનધાન્યના ઉપાર્જનમાં લાગી ગયેલા છે તેના પરિણામે આજ સર્વે જનતાઓમાં પરસ્પર જે રસાકસી જામી છે તે સર્વેને દૃષ્ટિગોચર છે.

એવીજ રીતે આજ રાજ્યના અમલમાટે પણ સર્વે કોઈ રાજ્યસત્તા હસ્તગત કરવા મથી રહેલા છે અને તેનું પણ પરિણામ સર્વેને હસ્તામલકવત્ છે.

શાસ્ત્રોની સર્વે આજ્ઞાઓ વ્યવહારમાં તેમજ પરમાર્થમાં મનુષ્યોનું ખરું કલ્યાણ સાધનારી હોય છે તેનો અનાદર કરીને આજ મનુષ્યો પોતપોતાની બુદ્ધિના દોરપર મદાર રાખતા થયા છે તથા તેનું પરિણામ પણ બધા જુએ છે છતાં તેમને શાસ્ત્રોની આજ્ઞાઓને અનુસરવાનું વલણ થતું નથી એ હજી ભવિષ્યના દુઃખની આગાહી કરનારું છે.

વિશ્વેશ્વર સર્વેને સન્મતિ આપે અને પોતપોતાની બુદ્ધિનાં દોરપર નાચવાનું બંધ કરીને શાસ્ત્રોની આજ્ઞાઓને સર્વે અનુસરતા થાય એવી પ્રાર્થના સાથે સમજુ મનુષ્યોએ સર્વેએ સત્વર શાસ્ત્રોની આજ્ઞાને અનુસરતું જીવન જીવતા થવું જોઈએ છે.

॥ ૐ ॥

## મહાત્માશ્રી નથુરામશર્મા

**[ આનંદાશ્રમ-નવાગામ-પોસ્ટ બીલખા ( કાઠિયાવાડ ) ]**

**( એઓશ્રીનો પુણ્યપ્રબોધ )**

[ લેખક-**શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર** ]

**( ૧ )**

કલ્યાણનો માર્ગ બહિર્દષ્ટિથી બ્રહ્માંડમાં શોધવાથી હાથ લાગે એમ નથી, માત્ર **અંતર્દષ્ટિથી પિંડ**માં શોધવાથીજ તે હાથ લાગે છે.

× × × × ×

ચેતનધર્મવાળાં દશ્ય **પ્રાણી**ઓમાં **મનુષ્ય** એ **સર્વોત્તમ** પ્રાણી છે.

× × × × ×

ઈશ્વરભક્તિભણી લક્ષ્ય નહિ રાખનાર **મનુષ્ય** સદાચરણથી ચાલી શકવા સમર્થ થતો નથી. **માણસના નબળા મનનું** વલણ દુરાચરણભણી બહુધા વધારે હોય છે, અને આ પૃથિવીપર માણસને **લોભાવનારી** વસ્તુઓ **બહુ** હોવાથી તેના ભણી જતા મનને **અટકાવવા** સારુ માણસને ઈશ્વરભક્તિની અગત્ય છે.

× × × × ×

**પ્રજ્ઞા** અથવા **સુમતિ**વિના **લક્ષ્મી**નો **સદુપયોગ** થઈ શકતો નથી, માટે **મનુષ્યે** સુમતિપૂર્વક લક્ષ્મીની **પ્રાપ્તિ** થાય એવા **ભાવપૂર્વક** પ્રાર્થના કરવી જોઈએ.

× × × × ×

પોતાના સંસર્ગમાં આવનારને જે પોતાના **સાત્ત્વિક** પ્રભાવવડે સંસારસાગરથી તારે છે, અર્થાત્ પવિત્ર કરે છે તે **તીર્થ** કહેવાય છે.

× × × × ×

પોતાને **બ્રહ્મવિદ્યા**નો ઉપદેશ કરનાર **આચાર્ય**, **માતા**, **પિતા** ને **સદાચરણ** એ **તીર્થ**રૂપજ છે.

× + × × ×

મનુષ્યના હૃદયમાં જે અવિદ્યારૂપી મેરી ફરી રહ્યો છે તેને કાઢવામાટે 'બ્રહ્મજ્ઞાનરૂપ ચીપીઓ સર્વોત્તમ છે.

× × × × ×

જે નિત્યપ્રતિ બ્રહ્મમાં પોતાના અંતઃકરણની વૃત્તિને વિલીન કરે છે, તેને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાય છે

× × × × ×

દુઃખની આત્યંતિક નિવૃત્તિસહ નિરંકુશ શાંતિતૃપ્તિને પામવાનો શ્રેષ્ઠ ઉપાય જગતના અભાનપૂર્વક પ્રત્યગભિન્ન બ્રહ્મનો નિરાવરણ અનુભવ છે.

——[ * ]——

## ब्रह्मनिष्ठ महात्मा श्रीएकनाथजीनुं जीवनवृत्तांत

[ લેખક—બ્રહ્મચારી દલપતરામ, શ્રી દક્ષિણામૂર્તિનાથભગવાનના પૂજારી ]

( અંક બારના પૃષ્ઠ ૧૮૬થી ચાલુ )

### श्रीदत्तकृपा अने अनुग्रह

" એકાએ ( એકનાથે ) જનાર્દનને શરણે જઇને આત્મદષ્ટિ પ્રાપ્ત કરી, પરબ્રહ્મમૂર્તિ ભગવાનને નજરોનજર જોયા !—એકનાથ

જનાર્દન સ્વામીનું સમાધિમા બેસવાનુ સ્થાન દેવગઢઉપર ઉત્તર દિશામાં એકાંતમાં હતું તે સ્થાનની સામે એક સુરમ્ય સરોવર હતું, જેની ચારે બાજુ ફળફૂલોથી સુશોભિત વિવિધ પ્રકારનાં વૃક્ષો હતાં. તે બાજુ જવાને કોઇને હુકમ ન હતો ત્યાં મનુષ્યોનો પગરવ ( પગલાંનો અવાજ ) પણ કદી સભળાતો ન હતો તે રમણીય નિર્જન સ્થાન સર્વ પ્રકારે સમાધિનેજ યોગ્ય હતું. તે પવિત્ર પ્રદેશમાં સ્થિર આસન લગાવીને જનાર્દન સ્વામી હમેશાં એક પહોર સમાધિનો આનંદ લેતા હતા ત્યાં એકનાથને ગુરુનાં દર્શન અને વાર્તાલાપ સભાષણનો લાભ મળ્યા કરતો હતો સ્વામીને એક વાર ઇચ્છા થઇ આવી કે એકનાથને પણ શ્રીદત્તના દર્શનનો લાભ મળે આથી તેમણે એકનાથને પહેલેથી સમજાવી રાખ્યુ કે ' અહીં શ્રી દત્તભગવાન્ સિવાય બીજુ કોઈ પણ આવતું નથી અને ભગવાન્ ગમે તે વેશમાં આવે તોપણ તેમને જોઇને તમે ગભરાશો નહિ ! 'એકનાથ આ રીતે શ્રીદત્તભગવાનની વાટ જોતા બેઠા સ્વામી પૂજા કરી રહ્યા એટલે શ્રીદત્ત ( ફકીરના રૂપમાં ) પ્રગટ થયા. તેમનું આખુ શરીર ચામડાથી ઢાંકેલું હતું, સાથે કુતરીના રૂપમા કામધેનુ હતી, આંખો લાલ લાલ હતી આ ભયાનક રૂપ જોઇને એકનાથ કંઇક ચકિત થયા

જનાર્દન સ્વામી અને શ્રીદત્ત આત્મસુખની ( આત્માનંદની ) વાતો કરવા લાગ્યા પછી શ્રીદત્તની આજ્ઞા થતાં જનાર્દન સ્વામીએ એ કામધેનુને દોહીને દૂધ કાઢ્યુ અને માટીના એક પાત્રમા બન્નેએ તેનું તૃપ્ત થતા સુધી પાન કરીને પોતાની અભિન્નતા એકનાથને બતાવી ભોજન પછી તે પાત્ર ધોવા માટે સ્વામીએ એકનાથના હાથમા આપ્યુ એકનાથે તેને જળથી ધોયુ, ધોઇને એજ ધોવણ ' આજ પ્રસાદ છે, આજ ભાગીરથી છે, આજ સ્વાનંદવાસનુ સાધન છે ' કહેતા કહેતા અત્યંત ભક્તિપૂર્વક પી ગયા.! આ

જાણીને શ્રીદત્તે એકનાથને પાસે બોલાવ્યા. આને પરમપ્રાપ્તિનો સમય જાણીને એકનાથ બંનેનાં ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને હાથ જોડીને સામા ઊભા રહી આ. તેમણે જોયું કે શુરુ તો પરમગુરુજ છે. આ અભેદભાવનાથી ક્ષણવાર તેઓ તટસ્થ રહ્યા. પછી પોતાની વૃત્તિમાં આવ્યા ત્યારે શ્રીદત્તે તેમના તરફ પ્રસન્નવદનથી જોયું અને પછી જનાર્દન સ્વામી તરફ જોઇને કહ્યું કે 'આ મહા ભાગવત ઉપન્ન થયા છે, એમના દ્વારા ભાગવત ધર્મનો પ્રચાર થશે. હજારો મનુષ્યને એ ભક્તિમાર્ગે વાળશે, અને જડ જીવોનો ઉદ્ધાર કરનાર ઉત્તમ ગ્રંથ રચશે. ભાગવત ઉપરનો તેમનો ગ્રંથ અપૂર્વ થશે.' આમ કહીને શ્રીદત્તે એકનાથને આલિંગન આપ્યું, ત્યારે જનાર્દન સ્વામીને પરમાનંદ થયો અને 'દત્ત–જનાર્દન–એકનાથ' ત્રણે એકરૂપ થઈ ગયા. એકનાથને જ્યારે શ્રીદત્તે પોતાના સ્વરૂપનું દર્શન કરાવ્યું ત્યારે દત્ત, જનાર્દન તથા પોતાની સાથે સકળ વિશ્વ તેમણે અભેદરૂપે જોયું. તે પ્રેમનું વર્ણન કરતાં કરતાં એકનાથ મહારાજ કહે છે કે 'તેજ એકનું ગુણગાન કરું છું, એજ એકનું ધ્યાન ધરું છું, તેનેજ અગુણી જોઉં છું, તેનેજ સગુણી જોઉં છું અને તેનેજ ગુણાતીત જોઉં છું.'

આ પછી શ્રીદત્ત અંતર્ધાન થયા અને જનાર્દન સ્વામી પોતાને કામે ગયા. એકનાથને શ્રીદત્તનાં દર્શનનો પરમ આનંદ થયો.

જે સગુણ રૂપને પોતાની આંખથી જોયું તેજ અ–ત્રિ અર્થાત્ ત્રિગુણથી અતીત (ત્રિગુણાતીત) અને અનસૂયા અર્થાત્ અસૂયા–અતીત યાને બુદ્ધિ (જ્ઞાન) આ બંનેના સંયોગથી ઉત્પન્ન થયેલું નિર્ગુણ રૂપ છે. સગુણનિર્ગુણ એકજ છે. દત્તજ શ્રીકૃષ્ણ છે, તેઓજ વિઠ્ઠલ છે ને તેઓજ રામ છે. જે સ્વરૂપમાં તેમનું ધ્યાન કરવામાં આવે તેજ સ્વરૂપમાં તેઓ પ્રગટ થાય છે. તેઓ દત્ત છે–અર્થાત્ તેમણે પોતાનું રૂપ પહેલેથીજ આપી દીધેલું છે.' તે સાધનોથી પહેલાં પ્રાપ્ત થનારા, પહેલેથીજ સ્વતઃજ પ્રાપ્ત છે! તેમને પ્રાપ્ત કરવાને માટે પ્રયત્નની કંઈ આવશ્યકતા નથી. તે સહજસિદ્ધ છે, કેવળ બુદ્ધિ ઉપર પડેલો દેહાભિમાનનો પડદો દૂર થતાં જ તેઓ દત્તજ છે.

પાણી ઉપરની લીલ હઠાવી દેવાથી જેમ શુદ્ધ જળ પોતાની મેળે જણાય છે, તેજ પ્રમાણે પોતાનું સ્વરૂપ પણ સિદ્ધ છે. આ પ્રમાણે આપણે જોયું કે, 'જે સગુણ છે તેજ નિર્ગુણ છે, અને જે નિર્ગુણ છે તેજ સગુણ છે.' ઘી જામ્યું અને તેજ ઓગળ્યું આથી તેનું ઘીપણું કંઈ નાશ પામતું નથી; તેજ પ્રમાણે જે 'અમૂર્ત છે તે મૂર્તિમાં આવી ગયા, આથી તેમનું બ્રહ્મત્વ ક્યાંયે ચાલ્યું ગયું નહિ, તે મૂર્તિમાં પણ રહેલા છે.' આ જ્ઞાન જ્યારે પ્રત્યક્ષ થયું ત્યારે મુખમાંથી 'દત્ત, દત્ત'નોજ નામોચ્ચાર કરતા કરતા, આનંદથી ગાતા–નાચતા એકનાથે શ્રીદત્ત ભગવાનની પૂજા કરી. (ચાલુ)

———[ * ]———

## પ્રતિવ્રતા માહાત્મ્ય

[ લેખકઃ–શાસ્ત્રી હરદત્ત રેવાશંકર જોષી ]

આજે અગ્નિહોત્રીજીની શરીરપ્રકૃતિ કંઇક અસ્વસ્થ જણાય છે. સાયંકાલીન હોમ પૂર્ણ કરી, રાત્રિભોજન કર્યા સિવાય અગ્નિહોત્રીજી પથારીમાં સૂતા છે. રાત્રિનાં દસ વાગ્યાનો સમય થઈ રહ્યો છે. અગ્નિહોત્રીજીનાં પવિત્ર પતિવ્રતા સતી પત્ની પોતાના પતિદેવને સહજ નિદ્રા આવી જાય તે માટે પોતાના ખોળામાં પતિદેવનું મસ્તક રાખી ચાંપી રહેલ છે. અગ્નિહોત્રીજીને લગભગ દોઢ વર્ષની વયનો એકનો

એક પુત્ર હતો, તે આજે દિવસે ખૂબ ઊંઘ્યો હોવાથી હજી સુધી સુતો નથી; પણ જે ગૃહમાં અગ્નિનો કુંડ છે તે ગૃહમાં રમતા રમતાં અગ્નિહોત્રના કુંડ પાસે જઇ ચઢ્યો. અબોધ બાલક સુવર્ણની માફક ચકચકિત અગ્નિને લેવા એકદમ કુંડની મેખલા ઉપર ચઢ્યો, ત્યાં પતિવ્રતા દેવીની નજર બાલક ઉપર પડી હવે સતી પતિદેવનું મસ્તક પોતાના ખોળામાંથી નીચે મૂકી બાલકને સત્વર લઈ લે તો તેમ બની શકે તેમ હતું; પણ સતીને એ ભય લાગ્યો કે બાળકને બચાવવા જતાં પતિવ્રતાનો પતિસેવારૂપ ધર્મનો ત્યાગ થાય છે, માટે સતીના સતીત્વના રક્ષણહાર પરમ કૃપાળુ પરમાત્મા જરૂર મારા બાળકનું રક્ષણ કરશે. સતી એ પ્રમાણે વિચાર કરે છે ત્યા તો બાળક અગ્નિને સોનુ માનીને તે લેવા માટે અંદર કૂદી પડ્યો છતા સતીએ પતિસેવાનો ત્યાગ કર્યો નહિ. આ દૃશ્યને નગરચર્યા જોવામાટે બહાર નીકળેલ અને અત્યારે બરાબર અગ્નિહોત્રીજીના ઘરની પાછળના ભાગમા ઊભેલ રાજા ભોજ ઘરના નાના જાળિયામાથી નિહાળે છે, પરંતુ રાજા ભોજે આશ્ચર્યચકિત થઇને જોયુ કે બાલક અગ્નિના અગારાની સાથે રમે છે, આનંદ કરે છે, પણ અગ્નિ બાલકને બાળતો નથી અગ્નિ જાણે કેમ ચદનસમાન શીતલ ન બની ગયો હોય!

વ્યાધિ શાંત થતાં અગ્નિહોત્રીજી જાગ્રત્ થયા એટલે અગ્નિહોત્રીજીનાં પતિવ્રતા ધર્મપત્નીએ ઊભા થઈ શાંતિથી અગ્નિના અંગારાવડે રમતા પોતાના બાળકને કુંડમાથી બહાર કાઢ્યો. આવુ સુંદર અને પવિત્ર દૃશ્ય જોઈ રાજા ભોજના હર્ષનો તો પાર ન રહ્યો. હૃદય એવુ સાત્ત્વિક અભિમાનથી ભરપૂર થઈ ગયું કે અહો! મારા રાજ્યમા કેવાં તપસ્વી પવિત્ર બ્રાહ્મણ દંપતી વસે છે, જેના પતિવ્રતના પ્રભાવથી સ્વાભાવિક દાહક-શક્તિવાળા અગ્નિએ પોતાના દાહકત્વ ધર્મનો ત્યાગ કરી ચદનસમાન શીતલતાને ધારણ કરી લીધી. આવી પવિત્ર પ્રજા જે દેશમાં વસે છે, તે દેશને અને જે રાજાના રાજ્યમા વસે છે તે રાજાને પણ ધન્યવાદ છે આવા હર્ષાવેશમા રાજા ભોજના મુખમાથી સ્વાભાવિક કવિતોદ્ગાર બહાર સરી પડ્યા કે —

सुतं पतन्तं असमीक्ष्य पावके, न बोधयामास पतिं पतिव्रता।
पतिव्रताशापभयेन पीडितो, हुताशनश्चंदनपङ्कशीतलः॥

ભાવાર્થ.—પોતાના બાળકને અગ્નિમાં પડતો જોઈને [અગ્નિહોત્રીજીના] પતિવ્રતા સ્ત્રી પોતાના પતિદેવની સેવાનો ત્યાગ કરી બાળકને એકદમ લેવામાટે ઊઠ્યા નહિ પરંતુ પતિવ્રતા દેવીના શાપના ભયથી દાહકશક્તિવાળો અગ્નિ પોતે ચદનના પંકસમાન શીતલ બની ગયો.

શાસ્ત્રના કથનાનુસાર સ્ત્રીઓને માટે પોતાના પતિને દેવસમાન માની તેમની સેવા કરવી એજ પરમ કલ્યાણનો માર્ગ છે, અને એ પ્રમાણે સ્વધર્મનું પાલન કરનાર પતિવ્રતામાં યોગીના જેવુ ઐશ્વર્ય અને દિવ્યશક્તિ પ્રકટ થાય છે, કે જેથી તે પતિવ્રતાના શાપથી પાપી પુરુષો ભસ્મસાત્ થઈ જાય છે, અને પુણ્યશાળી મનુષ્યો તે પતિવ્રતાના આશીર્વાદથી કલ્યાણને પ્રાપ્ત કરે છે

ધન્ય છે આ ભારતભૂમિને કે જ્યાં આવી અનેક પતિવ્રતા સ્ત્રીઓ પ્રકટ થતી અને હજી પણ થાય છે. ઇતિ શિવમ્

——[ * ]——

# દૃઢ ભાવના

[ લેખકઃ-શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા ]

( ગતાંકથી ચાલુ )

૧૧. સર્વાત્મભાવ કેળવનારને કોઈ શત્રુ હોયજ નહિ, તે અજાતશત્રુ હોય, સૌ તરફ મારું ચિત્ત પ્રસન્ન, વાણી હિત મિત અને પ્રિય અને શરીર અકંપ રહેવું જોઈએ.

૧૨. સ્વપરમાં આદરપૂર્વક બ્રહ્મભાવના દૃઢ કરું, ભેદબુદ્ધિ ઉપજવા ન દઉં. જ્યાં જ્યાં મારું મન જાય ત્યાં ત્યાં તે શાન્તિ અને આનંદનોજ અનુભવ કરે એવી સાવધાનતા દૃઢ રાખું.

૧૩. "**सर्वं खल्विदं ब्रह्म**" ( આ સર્વ જગત વસ્તુતાએ નિશ્ચય બ્રહ્મ છે. ) "**आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन**" ( બ્રહ્મસ્વરૂપ આનંદને જાણનાર કોઈથી ભય પામતો નથી. ) "**ईशा वास्यमिदं सर्वं**" ( આ સર્વ કલ્પિત જગત ઈશ્વરવડે આચ્છાદન કરવા યોગ્ય છે. ) આ શ્રુતિવચનો સમજપૂર્વક વિચારી સર્વાત્મભાવની પ્રાપ્તિ કરી લઉં. નિર્વૈરપણાનો ને આનંદનો અનુભવ વેળાસર કરું. આવું ચિંતન વારંવાર કરું.

૧૪. "**निरपेक्षं मुनिं शांतं निर्वैरं समदर्शनम्।**
**अनुव्रजाम्यहं नित्यं पूयेयमंघ्रिरेणुभिः॥**"

( વિષયોની અપેક્ષાથી રહિત, મનનશીળ, ક્રોધાદિ વિક્ષેપરહિત, પ્રાણિમાત્રપર વૈરબુદ્ધિવિનાના, ને સર્વત્ર સમદર્શનવાળા સર્વાત્મભાવનાવાળા મુમુક્ષુ પુરુષની પછવાડે હું નિત્ય વિચરું છું કે જેથી તેમના પવિત્ર ચરણની રજવડે હું પવિત્ર થઉં. ) આ ભગવદ્‌વચન નિર્વૈર અને સમદર્શી થવા સારુ આદરપૂર્વક વારંવાર સ્મરણમાં રાખું.

૧૫. હું નીચે પ્રમાણે દૃઢભાવના કરું:—

આ વિશ્વમાં દ્રષ્ટા ને દૃશ્ય એમ બે પ્રકારના પદાર્થો છે. દ્રષ્ટાનું વાસ્તવિક સ્વરૂપ જે સાક્ષિચેતન છે તે સત્ય છે, ને દ્રષ્ટાનું કલ્પિત સ્વરૂપ તથા દૃશ્ય એ મિથ્યા છે. જેમ સ્વપ્નમાં સાક્ષિચેતનમાં સર્વ દૃશ્ય કલ્પિત રીતે પ્રતીત થાય છે, તેથી તે મિથ્યા છે, તેમ જાગ્રતમાં પણ સર્વ દૃશ્ય સાક્ષિચેતનમાં કલ્પિતરીતે પ્રતીત થાય છે, માટે તે મિથ્યા છે. સ્વપ્નમાં પ્રતીત થતા પ્રાતિભાસિક દ્રષ્ટાનું તથા જાગ્રતમાં પ્રતીત થતા વ્યાવહારિક દ્રષ્ટાનું સ્વરૂપ પણ અનિત્ય છે, કેમકે સ્વપ્નદ્રષ્ટા સ્વપ્ન દૂર થયે જાગ્રતના દ્રષ્ટામાં વિલય થાય છે, ને જાગ્રતના દ્રષ્ટાનો સાક્ષિચેતનમાં વિલય થાય છે. આવી રીતે સ્વપ્ન-જાગ્રતના દ્રષ્ટા ને દૃશ્ય એ બંને આત્મસ્વરૂપમાં કલ્પિત છે, તેથી કર્તાભોક્તાભાવ પણ કલ્પિત છે, ને તે કારણથી કલ્પિત રીતે અનુભવાતું ત્રિવિધ દુઃખ પણ મિથ્યા છે. આવી રીતે અંતઃકરણ અને અંતઃકરણની વૃત્તિવડે પ્રતીત થતો આ સર્વ પ્રપંચ આત્મામાં કલ્પાએલો હોવાથી મિથ્યા છે, ને તે સર્વેનું અધિષ્ઠાન બ્રહ્મચૈતન્ય સત્ય છે. મારું ચિત્ત જો પોતાનામાં રહેલો છેલ્લો "ત" અક્ષર સજી દે તો હું "ચિત્" છું, હું સર્વદા કેવળજ્ઞાન સ્વરૂપે રહી શકું એવી આતુરતા સેવું.

૧૬. અદ્વૈત બ્રહ્મતત્ત્વને જ્યાંસુધી હુ નહિ જાણું ત્યાંસુધી મને શાન્તિ, સુખ અને મુક્તિ ક્યાંથી પ્રાપ્ત થાય? આ વાતનું ચિંતન કરુ

૧૭. હું આત્મા છુ આત્મા કર્તાભોક્તા નથી, અભિમાની કર્તાભોક્તા છે, અજ્ઞાનને વશ થઈ અહંતા મમતા કરીશ તો અનેક કષ્ટો ભોગવવા જન્મમૃત્યુના ચક્રમા પડીશ જ્ઞાનવડે જીવત્વ છુટવુ જોઈએ. આ પવિત્ર સૂક્ષ્મ અને સ્થિર મનવડે વિચર્યા કરું. (અપૂર્ણ)

———[ * ]———

ગુજરાતી

## જયશંકર સ્તોત્ર

[ નોંધ—ભક્ત શ્રી ઉપમન્યુએ શ્રીશંકર ભગવાનની સંસ્કૃતમા જે સ્તુતિ કરી હતી તેનો ગુજરાતી અનુવાદ કાવ્યરૂપે કવિ વિહારીજીએ બહુ સુંદરરીતે એજ રાગમાં કરેલો છે તે ગુરુબન્ધુઓ તથા બહેનોને મુખપાઠ કરવામા સરલતા થાય તેવા હેતુથી આ નીચે આપવામાં આવે છે. ]

જયશંકર પાર્વતીપતિ શશિરેખા શુભ શંભુ શોભતી;
પ્રિયભક્ત દયા સુધાનિધિ, પ્રિયકૈલાસ અનંગના અરિ. ૧

સત સાધન શાસ્ત્ર અજ્ઞ હું, હૃદયે હું દુઃખબાણથી બળું,
શશિશોભિત ભાલ તાહરે, શરણે આવું છું ઈશ આશરે. ૨

નહિ સૂઝતું જેથી સૌ દિશે, અતિ જાગ્યુ તમ ટાળવા ઉગે;
રવિ તેજથી તેમ મ્હારા, હૃદયાકાશમાં પ્રકાશજો જરા ૩

દૂધ મૂળથી છે મીઠું વળી, કહેવું શું મહીં શર્કરા ભળી;
સ્મરણે પ્રભુ તારું નિર્મળું, કહેવું શુ સ્તુતિ સાથ તે ભળ્યું! ૪

પઢવી પદ ચર્મચક્ષુથી, તુજ જોવાજ સમર્થ હું નથી;
અભયંકર પૂર્ણ દષ્ટિથી, ઝટ જો ઈશ મને કૃપા થકી. ૫

વિષવાન પીયુષ તોય તું, રૂંઢમાળી તદપિ પવિત્ર તું,
ભવ છો ભવભંગ સંતના, સમદર્શી સમદષ્ટિ ના છતાં. ૬

શૂલધારી ન તોય શૂલકો, દઢ વૈરાગી છતાંય રાગી છો;
ભીખધારી છતાં મહાપ્રભુ, તુજ વિચિત્ર ચરિત્ર આ વિભુ. ૭

સહુ ઈચ્છિત દષ્ટિએથી દો, કરતાં દર્શન કલ્પવૃક્ષ છો;
સ્મરતાંજ હુદે ધીમાનને, મનઇચ્છ્યું ફળ આપતા તમે. ૮

અણચિંતજ નાગપાશથી, સપડાવે નહિ કાળ જ્યાંસુધી,
કર નિર્ભય જલ્દી ત્યાં મને, પછી શું ઓસડથી મરેલને? ૯

મળતા ભય ઝેરી નાગથી, વિષયો આથી ડસેલ છું અતિ;
અમી જેવી મને દયા ભરી, ઝટ દષ્ટિ સીંચ આદરે કરી. ૧૦

મનવાંછિત અર્થ લાભથી, બહુ મુનિઓ પણ જેહ દષ્ટિથી,
કરુણાળુ થયા કૃતાર્થ તે, નયને જોની દુખિતને મને. ૧૧

અન્ય કો દીનના દયાળને, શરણે જાઉં નમું હું કોણને;
સ્વપ્રિયામય વિશ્વવિરહી, નિરખું છું વિભુ તેમ તુંમયી. ૧૨

ફરી તેં બહુને પ્રભુ કૃપા, કર મારાપર કેમ તેમ ના;
ગિરિધારક કચ્છપેશને, અઘરૂં શું અણુ ધારવું પડે? ૧૩

અપવિત્ર કદી મને ગણો, કયમ માથે રૂંઢમાળ આ ધરો;
શઠ કે ગણુ નીચ સંગતિ, અહિ હાલાહલધારી શું નથી? ૧૪

થઈ વ્યાકુલ પૃથ્વીએ પડું, ઉર ચીરૂં શિરચ્છેદ શું કરૂં;
રડું આ રડું શું હું દીનને, નથી જોતા પ્રભુ જો તમે મને. ૧૫

કરૂં કયાં ડગ શું ક્રિયા કરું, ભયથી વ્યાકુલ કેમ કયાં રહું?
વસ કયાંહિ તું રક્ષ રક્ષ હું, પ્રભુ તારે શરણે પડેલ છું. ૧૬

શરણું શશિમૌલી ધૂર્જટિ, શરણું હિમની પુત્રી પાર્વતી;
શરણું ફરી તેજ દંપતી, શરણું દેવી બીજું મને નથી. ૧૭

જપતાં રહી શિવ સંનિધે, ઉપમન્યુકૃત શ્રેષ્ઠ સ્તોત્રને;
મનવાંછિત ભાગ્ય સંપત્તિ, અતિ દે આયુષ્ય પાર્વતીપતિ. ૧૮

શિવનાં ચરિતો કથા સુધા, ભજનો જે શશિમૌલી ગુણનાં;
નીલકંઠની પાદસેવના, મળજો તે મુજ જન્મજન્મમાં. ૧૯

કર્યું પ્રાકૃત પૂરી પ્રીતથી, દુઃખકાળે પણ શુદ્ધ ચિત્તથી;
કરતાં સ્તુતિ ભક્તિથી ભીની, જય જે જે સ્વવિભુ વિહારીની. ૨૦

———[ * ]———

## શ્રીનાથસુબોધમાલા

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

( સં. ૨૦૦૪ની કાર્તિકી પૂર્ણિમાના મહાપૂજન મહોત્સવમાટે )

પોતાના બ્રહ્મરૂપમાં, સુસ્થિર રે'વું સદાય;
જગના સત્ય બ્રહ્મરૂપને, ભૂલવું નહિ કદાય. ૩૨

મન ઇંદ્રય ને તનતણો, ચિદ્‌માં વિલય કરાય;
તો ચિદ્‌ના અનુભવવડે, પરમાનંદ પમાય. ૩૩

કૂટસ્થ અવિકારી અસંગ, ત્યાં ન લેશ સંસાર;
તે કૂટસ્થરૂપે રહે, તેને દુઃખ ન લગાર. ૩૪

સાત્ત્વિક તપથી મનતણી, અતિશય શુદ્ધિ થાય;
મનની અતિ શુદ્ધિ થયે, સૌ વિક્ષેપ વિલાય. ૩૫

અદ્વૈત દર્શન સ્થિર રહે, કરી દ્વૈતનો બાધ;
તો મિથ્યા દશ્ય દૂર થઈ, જણાય બ્રહ્મ અગાધ. ૩૬

સદ્રૂપ બ્રહ્મ સંભારીને, અન્ય અસત્ય વિસાર;
સદ્રૂપ બ્રહ્મ સંભારતાં, ઉપજે સુખ અપાર. ૩૭

બ્રહ્મભાવ સુખરૂપ છે, જીવભાવ દુઃખરૂપ
તેથી બ્રહ્મરૂપે રહે, સદા વિવેકિ ભૂપ ૩૮
શ્વાસોચ્છ્વાસની પેઠ વા, રૂપદર્શનની પેઠ;
સહજ બ્રહ્મદર્શન થયે, જીવ જાય પદ હેઠ ૩૯
નિંદાવમાન ભૂષણ ગણે, જે મહાયોગી હોય;
દુર્જનતણા કુવાક્યથી, કદી તપે નહિ સોય. ૪૦
સાગરવિષે તરંગસમ, બ્રહ્મમાં આ જગ જાણ;
બ્રહ્મદર્શન સુદૃઢ કરી, જગને ભૂલ સુજાણ. ૪૧
મનોરાજ્ય વા સ્વપ્નસમ, મિથ્યા આ સંસાર;
રાગદ્વેષ તેને વિષે, જ્ઞાનીને ન લગાર. ૪૨
બ્રહ્મરૂપે રે'વું સદા, જોવું બ્રહ્મસ્વરૂપ,
સુવિચાર વર્તન રાખવાં, થઈ વિવેકી ભૂપ, ૪૩
શાંત સુખરૂપ બ્રહ્મમાં, મન જો સ્થિર રખાય:
તો મન શાંત સુખી રહે, લેશ ન તાપ જણાય. ૪૪
દેહ જગતનો બાધ થઈ, જો બ્રહ્મરૂપ ભળાય,
તો મન શીતલ રે' સદા, ક્ષોભ ન થાય જરાય ૪૫
સહજ સત્તા ને સહજ સુખ, સહજ જ્ઞાન પમાય,
તો કૃત્રિમ સઘળું શમી, જીવભાવ દૂર થાય. ૪૬
નિજ સુખમાં મન રાખીને, ભૂલો આ સંસાર;
નિજ સુખના અનુભવવડે, આવે દુઃખનો પાર ૪૭
બ્રહ્મધ્યાનથી થાય છે, બ્રહ્મનું અતિદૃઢ જ્ઞાન;
બ્રહ્મજ્ઞાન અતિદૃઢ થયે, વિલીન થાય અજ્ઞાન. ૪૮
મિથ્યાના ચિંતનવડે, જીવને તાપ જણાય,
સત્ય બ્રહ્મના ચિંતને, શાંતિસુખ જળવાય ૪૯
શ્વાસોચ્છ્વાસે પ્રણવનો, જો જપ સદા કરાય,
તો બ્રહ્મનું દર્શન થઈ, પુર્ણાનંદી થવાય. ૫૦
રે'વું સ્વાત્મારામ નિત્ય, રે'વું ન દૃશ્યારામ,
મુદિતવદન રે'વું સદા, ત્યજી ભયશોક તમામ. ૫૧
સહજસ્વરૂપમાં મનતણી, સ્થિરતા કરો સદાય;
એ તપના પરિપાકથી, સર્વે તાપ હણાય ૫૨
જ્યાં ત્રિપુટીનો લેશ નહિ, જ્યાં ન દ્વૈતનો ગંધ,
એ પદમાં સુસ્થિર થયે, છૂટે આ ભવબંધ ૫૩
દેહાદિ ને જગતને, કરી બ્રહ્મમાં લીન,
અખંડ એક બ્રહ્મ દેખતા, સદ્‌ગુરુ પુત્ર પ્રવીણ ૫૪
જ્ઞાનાગ્નિથી બાળવું, સર્વે દ્વૈત અસાર,
અદ્વૈતપદને અનુભવી, લેવું સુખ અપાર ૫૫

સચ્ચિત્સુખરૂપ વસ્તુમાં કરવો ધારો પ્રેમ;
પ્રેમતણા પરિપાકથી, થાય જીવનું ક્ષેમ. ૫૬

ભ્રૂમધ્યદર્શન જો પ્રેમથી, સાવધ રહી કરાય;
તો મન શાંતસુખી રહે, લેશ ન દુઃખ જણાય. ૫૭

બ્રહ્મના સૌ સ્વભાવને, મન જો ગ્રહે સદાય;
તો તે શાંતસુખી રહે, લેશ ન તપે કદાય. ૫૮

વિઘ્નવિનાશક દેવનું, સમરણ સદા કરાય;
તો સૌ વિઘ્નો દૂર થઈ, શાંતિસુખ પમાય. ૫૯

પરમાનંદથી હૃદય જો, ઉભરાતુંજ રખાય;
તો સ્થાવરજંગમ વિષે, પરમાનંદ જણાય. ૬૦

સુસિદ્ધાંતને સમજવો, સૂક્ષ્મમતિથી સદાય;
તેજ પ્રમાણે વર્તવું, ભૂલ ન કરવી કદાય. ૬૧

સહજ નિજસ્વરૂપમાં, નહિ દુઃખનો લેશ;
શાંતિ પરમાનંદની, છે ત્યાં સ્થિતિ હમેશ. ૬૨

આ'ર વાણી ને કાયને, જો વશ સદા રખાય;
બધે બ્રહ્મ દરશાય જો, તો સૌ તાપ વિલાય. ૬૩

શાંતિ સુખ અભયાદિ જે, બ્રહ્મસ્વભાવ મનાય;
તે મનમાં સુસ્થિર કરે, આ ભવસિંધુ તરાય. ૬૪

મન ત્રિકુટીમાં રાખવું, જીવભાવ કરી ત્યાગ;
બ્રહ્મરૂપે રે'વું સદા, રાખી સુદૃઢ વિરાગ. ૬૫

પ્રસન્નવદન ગુરુદેવમાં, જો મન લીન કરાય;
તો બ્રહ્મનું દર્શન થઈ, બાધ દ્રશ્યનો થાય. ૬૬

ગતને સંભારે નહિ, ન કરે ભાવિ વિચાર;
વર્તમાનમાં જ્ઞાની રે', સુખઘન બ્રહ્માકાર. ૬૭

[*]

## खेदजनक अवसान

શ્રી. શેઠ દામોદરદાસ માધવજી મુંબઈવાળાનાં ધર્મપત્ની ગયા માસમાં સ્વર્ગવાસી થઈ છે, તેઓ ઘણાં સ્વધર્મશીલ અને ઉચ્ચ સંસ્કારી હતાં. પૂજ્યપાદ કૃપાનાથપર તેઓનો ઘણો ભક્તિભાવ હતો. મુમુક્ષુમંડળમાં દરેક મહાયજ્ઞોમાં તેઓ સારો ભાગ લેતાં, ને સેવાપરાયણ રહેતાં.

પરમકૃપાળુ શ્રીસદ્‌ગુરુદેવ તેમના પવિત્રાત્માને શાંતિ આપવા કૃપા કરો.

શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવેનાં દ્વિતીય ધર્મપત્નીએ પણ નાની ઉમરમાંજ કૈલાસવાસ કર્યો છે. તેમના આત્માને શાંતિ આપવા કૃપા કરો.

## श्रीकार्तिकी पूर्णिमा-त्रिपुरीपूर्णिमा महापूजन महोत्सव

( સ્થળ શ્રીઆનંદાશ્રમ-નવાગામ પો. બીલખા. )

આવતી કાર્તિકી-શ્રીત્રિપુરીપૂર્ણિમાનો મહાપૂજન મહોત્સવ આ વેળા કાર્તિક સુદ ૧૫ શુક્રવાર સં ૨૦૦૪ તા. ૨૮-૧૧-૪૭ના દિવસે થશે

( આ વખતે આ એકજ દિવસને મહોત્સવ રહેશે )

કાર્તિકસુદિ ૧૫ શુક્રવારનું સમયપત્રક

સવારના ૫ ઉત્થાન-ઉઠવું
૫ થી ૫ા મુખશુદ્ધિ
૫ા થી ૬ પ્રાતઃસ્મરણસ્તોત્રો-સમૂહ પ્રાર્થના આદિ.
૬ થી ૯ પ્રાતઃસંધ્યાદિ નિત્યકર્મ
૯ થી ૯ાા મહાપૂજન તૈયારી
૯ાા થી ૧૨ાા શ્રીસદ્ગુરુમહાપૂજન, શ્રીઉપદેશગ્રંથાવલિના ૧૧૨મા અંકનું તથા શ્રીમનાથસુબોધમાળાનું વાચન, ને શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિરમા વંદન.
૧૨ાા થી ૫ાા માધ્યાહ્ન સ્નાન, સંધ્યા, ભોજન, વિશ્રાંતિ ને પરસ્પર સત્સંગ.

સાંજના

૫ થી ૭ વ્યાખ્યાન ને શ્રીઉપદેશગ્રંથાવલિ તથા શ્રીનાથસુબોધમાળાનું વાચન:
૭ થી ૧૦ ગીતાપાઠ, આરતી, સાયંસંધ્યાદિ નિત્યકર્મ, ભજન ધૂન.

**નોંધ —આ મહોત્સવમાં આવનારાં બંધુબહેનોએ પોતાના આગમનના સમાચાર કાર્તિકસુદિ ૧૨ સુધીમાં શ્રી વ્યવસ્થાપકને લખી જણાવવા જોઈએ. આ સમયે જૂનાગઢની પરિસ્થિતિ અને રેલ્વેવ્યવહારની માહીતી મેળવી લેવાની પણ આવશ્યકતા છે**

———[ * ]———

## श्रीआनंदाश्रम-समाचार

[ ભાદ્રપદ માસ ]

**મુખ્યભેટ**—રૂા ૫૦૦-૦-૦ શ્રી ગિરધરલાલ નરોત્તમદાસ ચંદારાણા-ભાવનગરવાળા તરફથી તેમના બંધુ સદ્ગત પ્રાણજીવનદાસ નરોત્તમદાસ-ચંદારાણાના આત્મકલ્યાણાર્થે અનામત-અર્પણ રૂા ૧૧-૦-૦ શ્રીમતી કસ્તુરબેન ગિરધરલાલ શાહ-મુંબઈ રૂા ૧૧-૦-૦ શ્રી. રૂપસિંહ હરિસિંહજી રાણા-મુંબઈ

**રુદ્રાભિષેક**—શ્રી મૂળજી પ્રાગજી-કરાચી. શ્રી, ગોરધનદાસ હીરજી-ચાંપરાજ-ચરખા. એક ભક્તજન-મુંબઈ શ્રી ડોસાભાઈ અમરશી-ઢાંક શ્રી પ્રભાશંકર કાનજી-એડન.

**ભોજનો**—રૂા ૧૧-૦-૩ એક ભક્તજન-મુંબઈ રૂા ૫-૫-૦ શ્રી. માનસિંહજી નથુસિંહજી-કુતિયાણા રૂા. ૨૪-૦-૦ શ્રી પ્રભાશંકર કાનજી-એડન

**થાળો.**—રૂા. ૧-૪-૦ શ્રીમતી મણિબેન-બીલખા રૂા ૧-૪-૦ બેન જશોદાગૌરી હરિલાલ ત્રિવેદી-બીમડી રૂા ૩-૦-૦ શ્રી અનુકૂળરાય ઝવેરીલાલ-જૂનાગઢ રૂા. ૨-૮-૦ શ્રી. મૂળજી પ્રાગજી-કરાચી રૂા ૨-૮-૦ શ્રી રૂપસિંહજી હરિસિંહજી રાણા-મુંબઈ. રૂા. ૧-૪-૦ શ્રી. અંબાશંકર વાઘશંકર ત્રિવેદી-જોરાવરનગર. રૂા ૧-૪-૦ શ્રી કરશનદાસ હરજી-વડુકૂળ-આનંદાશ્રમ રૂા. ૧-૪-૦ ચિ વાસુદેવ હરગોવિંદના શ્રેયાર્થે હા. શ્રી મગનલાલ ગમજી જોશી-આકોલવાડી. રૂા ૧-૪-૦ શ્રી અમાશંકર નાનજી જોશી-આનંદાશ્રમ. રૂા ૧-૪-૦ શ્રી માણેકલાલ નાનજી ચંદારાણા-ભાવનગર. રૂા. ૧-૪-૦ સદ્ગત કનુભાઈના આત્મકલ્યાણાર્થે થાળ. હા. શ્રી. મા.

ના. ચંદારાણા. રૂા. ૨–૮–૦ સદ્‌ગત મનુભાઈના આત્મકલ્યાણાર્થે થાળ. હા. શ્રી. મા ના. ચંદારાણા–ભાવનગર. રૂા. ૨–૮–૦ શ્રી. વિઠ્ઠલજી અંબારામ ભટ્ટ રૂા. ૧–૪–૦ શ્રી. છગનલાલ ગોવિંદજી. હા. જીવણરામભાઈ–રાજકોટ. રૂા. ૧–૪–૦ શ્રી. જીવનરામ અંબારામ ભટ્ટ–રાજકોટ. રૂા. ૧–૪–૦ ડોસાભાઈ અમરશી–ઢાંક.

**અખંડદીપક:**—રૂા. ૧–૪–૦ શ્રીમતી મણિબેન–ખીલખા. રૂા. ૫–૪–૦ મૂળજી પ્રાગજી–કરાંચી રૂા. ૧–૮–૦ ગોરધનદાસ હીરજી–ચાંપરાજચરખા. રૂા. ૫–૦–૦એક ભક્તજન–મુંબઈ. રૂા. ૦–૮–૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ–મુંબઈ. રૂા. ૧–૦–૬ શ્રી. કરશનદાસ હરજી. રૂા. ૧–૪–૦ શ્રી. જીવનરામ અંબારામ ભટ્ટ.

**નીચેના થાળો:**—અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી કરવામાં આવેલ છે.

શ્રીમતી સ્વ. નર્મદાબ્હેન–કુંડલા. શ્રીમતી મહાલક્ષ્મીબ્હેન–માંગરોળ. શ્રી. આણંદલાલ ગોવિંદજી લાખાણી–પોરબંદર. શ્રી. સાકરલાલ મણિશંકર પંડિત–ખંભાત. સ્વ. મણિશંકર પૂર્ણાનંદના ટ્રસ્ટી સ્વ. જયેષ્ઠારામ નાનાભાઈ ભટ્ટ–અમદાવાદ (ભોજન.) શ્રી. જમનાદાસ પરમાણંદદાસ ભટ્ટ–પોરબંદર' શ્રીમતી વિષ્ણુલક્ષ્મીબ્હેન (ભોજન.) શ્રી. મગનલાલ ડાહ્યાભાઈ –રાજકોટ. સ્વ. શ્રી. મહાશંકર છગનલાલ રાવળ–ભાવનગર (ફલાહાર તથા મિષ્ટાન્ન.) શ્રી. દામાભાઈ ગંગારામ–ડર્બન, સ્વ. ભાઈશંકર ધનજી દવે–ભાવનગર. શ્રી. વિશ્વનાથ કાલિદાસ શુક્લ–કુંડલા. શ્રી. ચતુરભાઈ આશાભાઈ–અમદાવાદ.

---

## परचुरणभेट

### [ ભાદ્રપદ માસ ]

| | |
|---|---|
| ૧–૦–૦ | શ્રી. ગોકળદાસ રાઘવજી–પોરબંદર |
| ૦–૮–૦ | ,, મોતીરામ–ભીમડી |
| ૧–૬–૦ | મંદિરેથી પરચુરણ ભેટ હા. વિ. પ્રભુલાલ. |
| ૧–૪–૦ | શ્રી. બુદ્ધિલાલ મનજી–જૂનાગઢ |
| ૧૦–૪–૦ | ,, ઓધવજી ધરમશી–પોરબંદર |
| ૧–૪–૦ | શ્રી. હરિલાલ માધવજી–પાળધર |
| ૫–૦–૦ | ,, વામનરાય જટાશંકર–પાટણ |
| ૦–૪–૦ | ,, મૂળજી પ્રાગજી |
| ૧–૮–૦ | ,, મૂળજી પ્રાગજી–કરાંચી |
| ૦–૬–૦ | ,, ગોરધનદાસ હીરજી–ચરખા |
| ૦–૮–૦ | ,, એક ભક્તજન–મુંબઈ |
| ૦–૪–૦ | ,, ,, ,, |
| ૧–૦–૦ | ,, નથુરામ લક્ષ્મીરામ–ભાયાવદર |
| ૧–૦–૦ | મણિબેન–જોરાવરનગર |
| ૧–૦–૦ | શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણા |
| ૦–૮–૦ | ,, કેશવલાલ માણેકલાલનું કુટુંબ |

વળામાં શ્રીકૃષ્ણજન્માષ્ટમીના પૂજન ભેટના:—

| | |
|---|---|
| ૧–૪–૦ | શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા |
| ૧–૦–૦ | ,, કરસનજીભાઈ |
| ૧–૦–૦ | ,, કેશવલાલ કરસનજી ઓઝા |
| ૦-૧૦-૦ | ,, છગનલાલ પ્રાણશંકર |
| ૦–૮–૦ | ,, વનમાળીદાસ હરજીવન–બધેકા |
| ૦–૪–૦ | બેન લાભુ કરસનજી |
| ૦–૪–૦ | ,, તારામતીબેન |
| ૦–૪–૦ | ચિ. કોકીલા |
| ૦–૪–૦ | શ્રી. શાંતિલાલ ઓઝા |
| ૦–૨–૩ | ગં. સ્વ. મણિબા |
| ૦–૮–૦ | શ્રી. પુરુષોત્તમ રામજી–જૂનાગઢ |
| ૦–૪–૦ | કસ્તુરબેન–ખીલખા |
| ૧–૦–૦ | શ્રી. કરશનદાસ હરજી–વડફૂળ |
| ૧–૦–૦ | ,, બાલાભાઈ દયારામ માંડવી બળેવની ભેટના |
| ૧–૪–૦ | શ્રી. બાલાભાઈ દયારામ–જન્માષ્ટમીની ભેટ |
| ૧–૦–૦ | ,, ,, સનાતનધર્મરક્ષાર્થે ભેટ |

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | મોક્ષદાતા શ્રીસદ્ગુરુ. | ૬૯ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૭૦ |
| ૩ | સદ્ગુરુ શ્રીમન્નાથભગવાનની નેવુંમી જન્મજયંતીના પર્વપ્રસંગની સ્તુતિપ્રાર્થના. | ૭૨ |
| ૪ | મહાત્મા નથુરામ શર્મા. | ૭૪ |
| ૫ | Mahatma Nathuram Sharma. | ૭૫ |
| ૬ | વિચારણીય ને વર્તનીય. | ૭૬ |
| ૭ | શ્રીમન્નાથ જયંતીમહોત્સવ. | ૭૭ |
| ૮ | " શ્રીમન્નાથાષ્ટક " | ૮૨ |
| ૯ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૮૩ |
| ૧૦ | પરચુરણ ભેટ. | ૮૩ |
| ૧૧ | મન ભજી લે. | ... |


———[ * ]———

## વિજ્ઞપ્તિ

કરાંચી નિવાસી અને અન્ય બંધુઓ કે જેમણે સ્થળાંતર કર્યું હોય તેમણે પોતાનાં નવાં શિરનામા મોકલી આપવા શ્રમ લેવો કે જેથી માસિકો ગેરવલે ન જાય.

વ્યવસ્થાપક, " આનંદાશ્રમ "

## જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા ( કાઠિયાવાડ ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




श्रीमन्नाथजयंती अंक

आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્


વર્ષ ૧૬ મું ] સંવત્ ૨૦૦૩ આશ્વિન [ અંક ૫ મો


## मोक्षदाता श्रीसद्गुरु

રાગ—કાફી

રીઝે જ્યારે રાજા રે, ત્યારે તો આપે પદવી સારી,
દ્રવ્ય ભંડાર ભરાવે રે, રાખે ઉંચી અટારી. ટેક૦ ૧
ઠામ ને ગામ આપે કંઈ સારાં, વાહ વાહ થાય વારંવાર,
એ કરતાં કો જમીનદાર રીઝે, તો આપે ભૂમિ અખૂટ ભંડાર,
પણ એ સહુ ખૂટે રે, ધ્યાનવડે જુઓ ધારી. રીઝે૦ ૨
શ્રીમંત રીઝે કે અમીરે રીઝે કોઈ, તો બેસાડે હય વાહન,
એમાંનું ગુરુજી કાંઈ ન આપે, ગુરુ આપે મોક્ષપદ પાવન.
બલિહારી તેની રે, ક્યારે આવે એ વારી. રીઝે૦ ૩
જોગી મુનિ કે સંન્યાસી રીઝે કોઈ, ત્યારે તે આપે સુત કે દાર,
મારા ગુરુએ મને રીઝે જે આપ્યું, તેનું ન થાય વર્ણન લગાર,
અણમૂલી વસ્તુ આપી રે, ભાંગી ભાવટ ભારી. રીઝે૦ ૪
આવાગમનની ફેરી ટાળી મારી, ધન્ય ધન્ય ગરવા ગુરુદેવ;
તાપ ટાળી આપ સમાન કીધો, મારી ક્ષુદ્ર વિચારી સેવ,
સુરત નુરત સાચી રે, ધીરે જોયું સહુ ધારી. રીઝે૦ ૫

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રી શ્રીમન્નાથભગવાન્]

પોતાનું વાસ્તવિકરૂપ બ્રહ્મ છે, પણ દેહાદિક નથી, એમ સાધકે વિપર્યયરહિત સુદૃઢ રીતે નક્કી કરવું જોઈએ. બ્રહ્મજ મારો આત્મા એટલે છે એવું સુદૃઢ અપરોક્ષજ્ઞાન થવાથી પુરુષ સર્વ દુઃખોના આત્યંતિક સહિત નિરતિશય સુખને પ્રાપ્ત થાય છે, માટે મુમુક્ષુએ બ્રહ્માત્મૈક્યની આદરપૂર્વક નિરંતર દીર્ઘકાલ કરવી જોઈએ.

અભ્યાસ તથા વૈરાગ્યના અનુષ્ઠાનથી જેમ જેમ દેહાદિમાં હુંપણાની બુદ્ધિ શિથિલ થતી જાય છે તેમ તેમ સાધકને નિજાનંદના અનુ વધારો થતો જાય છે.

સર્વનો અનુભવ કરનારા તમે સર્વ અનુભવના વિષયોથી પૃથક્ છો ભૂલશો નહિ. પ્રતીત થતા દ્વૈતનો જ્ઞાનનિષ્ઠાવડે વારંવાર બાધ કરતા મનની શાંતિને દૂર થવા દેશો નહિ.

દૃઢતા ને સાવધનતા રાખી વારંવાર નામરૂપનો બાધ કરતા રહો, ને પ્રશાંતચિદાકાશને અનુભવતા રહો.

અવિવેકીઓ મોહનિદ્રાને વશ થઈ સંસારરૂપ સ્વપ્નને જુએ છે, ને અ પદાર્થોમાં હુંપણાની ને મારાપણાની બુદ્ધિ કરી દુઃખાનુભવ કરે છે; વિવેકીઓ શ્રીસદ્‌ગુરુના ને શ્રુતિ ભગવતીના અનુગ્રહથી મોહનિદ્રાને ત્યજીને સ્વરૂપમાં જાગ્યા છે, માટે તેઓ દેહાદિમાં હુંપણાની ને દેહના સંબંધી પ્રાણિપદાર્થોમાં મારાપણાની બુદ્ધિ કરતા નથી તેથી સર્વદા આનંદાનુભવ કરે છે.

જે મનુષ્યને શબ્દાદિ વિષયોમાં રમણીયપણાની ભ્રાંતિ ન રહે તે મનુષ્ય જાગ્યો ગણાય, જેને વિષયોમાં શોભનાધ્યાસ રહ્યો છે તે જાગેલા જેવો જણાય છતાં પણ સૂતો છે.

જ્યારે જ્યારે અવકાશ મળે ત્યારે ત્યારે તમે તમારી પ્રત્યેક ઇંદ્રિયની સ્થિતિ જુઓ અને જે જે ઇંદ્રિયમાં જે જે દોષો જણાય તે તે દૂર કરવા ઘણાજ ઘણા સદાગ્રહથી પ્રયત્ન કરો. અંતઃકરણનું પણ તેવીજ રીતે અવલોકન કરો, ને તેમાં જે જે દોષ પ્રતીત થાય તેને ત્યજવા પણ તેવોજ રીતનો પ્રયત્ન કરો.

જે પ્રદેશમાં ઘાટો અંધકાર છાઈ રહ્યો છે તથા દુર્ગંધમય અપવિત્ર પદાર્થો ને અપકારક પ્રાણિપદાર્થો ભરેલા છે તેવા પ્રદેશમાં ભ્રમણ કરવા કરતાં જે પ્રદેશમાં ભવ્ય પ્રકાશ છાઈ રહ્યો છે તથા સુગંધમય પવિત્ર પદાર્થો ને ઉપકારક પ્રાણિપદાર્થો ભરેલા છે તેવા પ્રદેશમાં ભ્રમણ કરવું શ્રેષ્ઠ છે એ કયા વિવેકી મનુષ્યને નહિ સમજાય એવું છે?

જે ચિત્તમાં તમોગુણનું પ્રધાનપણું હોય છે તે ચિત્તમાં બહુ આળસ, અતિપ્રમાદ, અતિનિદ્રા, શઠતા, પિશુનતા, માત્સર્ય, દીર્ઘસૂત્રતા, ખેદ, અત્યાહાર, જેની તેની સાથે ક્લેશ કરવાની વૃત્તિ, સ્વાર્થપરાયણતા ને અન્યને અપકાર કરવાની ઇચ્છા એ દોષો રહેલા હોય છે.

જે ચિત્તમાં રજોગુણનું પ્રધાનપણું હોય છે તે ચિત્તમાં દ્રવ્યતૃષ્ણા, કામ, માનની તૃષ્ણા, ગર્વ, અનુકૂળ પ્રાણિપદાર્થમાં સ્નેહ, સારું સારું ખાવાની તથા પહેરવાની વૃત્તિ, સારા નિવાસસ્થાનમાં રહેવાની તથા સારાં વાહનો રાખવાની વૃત્તિ, અન્યનો ઉપહાસ કરવાની ઇચ્છા, બહુ ભાષણ, અતિહાસ્ય, નેત્રાદિ ઇંદ્રિયોની ચપલતા, ઇચ્છાનો અભિઘાત થવાથી થતો પરિતાપ, સ્વચ્છાચાર, સદ્‌ગુરુ ને સત્‌શાસ્ત્રની આજ્ઞાના યથાયોગ્ય અનુસરણનો અભાવ, અસ્થૈર્ય, અધૈર્ય, આતુરતા ને કોઈ પણ કામમાં અશાંત મને મંડ્યા રહેવું એ દોષો હોય છે.

જે ચિત્તમાં સત્ત્વગુણનું પ્રધાનપણું હોય છે તે ચિત્તમાં સુખનું તથા જ્ઞાનનું અભિમાન એ દોષ હોય છે. જે ચિત્ત શુદ્ધ સત્ત્વગુણયુક્ત થાય છે તે ચિત્ત નિર્દોષ હોય છે. મુમુક્ષુએ ક્રમાત્ પોતાના ચિત્તને શુદ્ધ સત્ત્વગુણયુક્ત કરવું જોઈએ.

રજોગુણથી પ્રાદુર્ભાવ પામતો કામ જીત્યાવિના પુરુષને આત્મપદની પ્રાપ્તિ થતી નથી, માટે મુમુક્ષુએ પરમ શૂરવીર થઈ તેનો નિઃશેષ નાશ કરવો જોઈએ.

પ્રત્યેક મુમુક્ષુએ પોતાની કર્તવ્યનિષ્ઠામાં વધારો કરી, પારમાર્થિક સાધનના અનુષ્ઠાનમાં આગળ વધી કૃતાર્થ થવામાટે નીચેના સોળ પ્રશ્નો એકાંતમાં શુદ્ધભાવથી પોતાના જીવાત્માને પૂછવા જોઈએ—

૧ મારા સદ્‌ગુરુનાં વચનમાં મને વાસ્તવિકરીતે કેટલી શ્રદ્ધા છે? તેમના સર્વ ઉપદેશને હું મારા પરમપુરુષાર્થને સિદ્ધ કરવામાં અત્યંત ઉપયોગી માનું છું?

૨ મારા પૂજ્ય સદ્‌ગુરુશ્રીએ કરેલી સર્વ આજ્ઞાઓનું હું પ્રીતિથી ને સાવધાનતાથી કપટ તથા દંભ ત્યજીને નિર્દોષપણે શીઘ્ર પાલન કરું છું?

૩ આ જગત્‌માં મારા મનને પરમપ્રિય શું પ્રતીત થાય છે? ખાવા-પીવાના પદાર્થો, વસ્ત્રો, અલંકારો, દ્રવ્ય, ઘર, સમીપનાં સગાંવહાલાં વા મારું શરીર મારા મનને પરમપ્રિય પ્રતીત થાય છે, કે પરમાત્મા, સદ્‌ગુરુ ને પરમાત્માની પ્રાપ્તિ કરાવનારાં સાધનો મને પરમપ્રિય પ્રતીત થાય છે?

૪ આ સંસાર મનોરાજ્યના જેવો મિથ્યા છે, સત્ય નથી એમ મારા મનને કાંઇ અંશે સમજાયું છે?

૫ મારા માનેલા કોઇ પ્રકારના ધનની હાનિ થાય તો તેથી મારા મનને શોક થાય કે નહિ? ને શોક થાય તો તે કેટલો થાય?

૬ મારા નિકટના પુત્રાદિ પ્રિયસંબંધિજનના મંદવાડથી વા મરણથી મારા મનને શોક થાય કે નહિ? ને થાય તો તે કેટલો થાય?

૭ મારી શરીરપ્રકૃતિ બગડવાથી મારા મનને ચિંતા થાય કે નહિ? ને થાય તો તે કેટલી થાય? પ્રારબ્ધવશાત્ મારું અપમાન થવાથી મારા મનને શોક થાય કે નહિ? ને થાય તો તે કેટલો થાય?

૮ મને પરમાત્માના ધ્યાનકાલે સર્પ, સિંહ, રાક્ષસ, કે શત્રુનું દર્શન થાય તો તેથી મારા મનને ભય થાય કે નહિ? ને થાય તો તે કેટલો થાય?

૯ પરમાત્માના ધ્યાનકાલે અને રૂપાળા ને રસિક પુરુષનું વા રૂપાળી ને રસિક સ્ત્રીનું દર્શન થાય તો તેથી મારા મનમાં તેના ઉપર રાગ ઉપજે કે નહિ? ને ઉપજે તો તે કેટલો ઉપજે?

૧૦ સદ્ગુરુના દર્શનકાલે મારા શરીરપર ભક્તિભાવવડે રોમાંચ થાય છે કે કેમ? મારાં નેત્રો જગતનું દર્શન મૂકી તેમનાં દર્શનમાં ભક્તિપૂર્વક જોડાઇ જાય છે કે કેમ? ને મારાં શ્રવણ તેમનો સદુપદેશ સાંભળવા અતિ આતુર રહે છે કે કેમ?

૧૧ મારા મનના તથા મારી ઇંદ્રિયોના નિષિદ્ધ વેગો અભ્યાસવૈરાગ્યવડે ઉત્તરોત્તર ઓછા થતા જાય છે કે કેમ?

૧૨ સદ્ગુરુએ કરેલા ઉપદેશ પ્રમાણે વર્તવાથી હું ઉત્તરોત્તર પરમાત્માની વધારે સમીપ જતો જાઉં છું કે કેમ? અને મારા અંતઃકરણાદિમાં રહેલા દોષો સ્પષ્ટ સમજાવા લાગ્યા છે? તથા તેમને ત્યજવા હું સતત પ્રયત્નશીલ રહું છું?

૧૩ મારા ત્રણ શરીરથી ને મારા મનની ત્રણ અવસ્થાથી મારું સ્વરૂપ ભિન્ન છે એમ મને કેટલે અંશે સમજાયું છે?

૧૪ હું બહાર ભવ્ય તેજમાં ધ્યેય પરમાત્માનાં આનંદોત્ફુલ્લનેત્રયુક્ત દર્શન કરી શકું છું? ને મારા હૃદયમાં તેમનું સ્વરૂપ યથાર્થ છપાયું છે?

૧૫ અને મારા શાસ્ત્રીય કર્તવ્યમાં પ્રીતિ ને અકર્તવ્યમાં સર્વદા ધિક્કાર રહે છે? ને હું સાવધાનતાપૂર્વક તદનુસારજ વર્તું છું?

૧૬ શાંતપ્રકાશમય ને આનંદપૂર્ણ પરમાત્માનું હું મારા હૃદયમાં ને બહાર સર્વત્ર જયારે ઇચ્છા થાય ત્યારે દર્શન કરી શકું છું?

આ પ્રશ્નો તમે એકાંતમાં બેસી સ્વસ્થ મનથી તમારા જીવાત્માને પૂછો, ને તેનાં યોગ્ય ઉત્તરો જાણી, પછી તમને જે કર્તવ્ય પ્રતીત થાય તે પ્રમાણે વર્તી કૃતાર્થ થાઓ. ઇતિ શિવમ્. ૐ (ચાલુ)

---

## सद्गुरु श्रीमन्नाथ भगवान्‌नी नेवुंमी जन्मजयन्तीना पर्वप्रसंगनी स्तुतिप्रार्थना

જય નાથ!

આજ આપ ભગવાન્‌ની નેવુંમી જન્મજયન્તીનું સુમંગલ પર્વ છે.

અમે આપ ભગવાન્‌નું શિષ્યમંડળ એ પ્રસંગે આપ ભગવાન્‌નું આરાધન કરીએ છીએ.

હે કરુણાળુ! આપ ભગવાન્‌ના શિષ્યમંડળમાં ગણના થાય એવી ખરી યોગ્યતા તો અમારી લગભગ કોઇની નથી.

પણ ઉપરથી જોનારા લોકો જેને આપનું શિષ્યમંડળ કહે છે તેમાં અમારી પણ ગણના હોવાથી અમે અમને આપ ભગવાન્‌નું શિષ્યમંડળ કહ્યું છે તે માટે હે ભગવન્! અમે આર્જવપૂર્વક ક્ષમા યાચીએ છીએ.

અમે, હે ભગવન્! આપ ભગવાન્‌ના ભક્ત મંડળમાં ગણના કરાવવા જેવી પણ ખરી યોગ્યતાં ધરાવતા નથી.

પણ આપ ભગવાને આપ ભગવાનની સાહજિક કરુણાથી અમો ઉપર આપ ભગવાનની અમીભરી દૃષ્ટિથીજ જોતા રહેવાની કરુણા કરી છે તેમ હે ભગવન્! અમારી યોગ્યતા સામુ નહિ જોતાં અમો ઉપર સદા કરુણા દાખવતા રહેવા વિનવીએ છીએ

હે અગાધ! આપ ભગવાનની સ્તુતિ કે પ્રાર્થના કરવાનુ પણ ખરુ બળ અમે અમારામાં અનુભવતા નથી.

નિરપેક્ષપણે, હે પિતા! ઔરસ પ્રજાની પેઠે આપ ભગવાને અમારું લાલનપાલન કર્યું છે તેમ કરતા રહેવા અમે અર્ભકભાવે વિનવીએ છીએ.

અને હે જગન્નિયામક! આપ ભગવાન્ નિરપેક્ષપણે અમારુ ક્ષેમ કરતા રહો છો એમ દેખાઈ પણ આવે છે.

એમ ન હોય તો અન્ન અને વસ્ત્રના સંકટમા લગભગ નિખિલ ભારતવર્ષ નિમગ્ન બન્યો છે તેવા વિકટ સમયમાં એ દિશાનો કોઈ પ્રયત્ન નહિ કરનારા અમને અમારા દેહના નિર્વાહપૂરતું પણ અન્ન તથા શીતના નિવારણપૂરતુ પણ વસ્ત્ર મળવાની આશા ક્યાંથી રાખી શકાય?

અરે એતો રહ્યું, પણ સ્થળે સ્થળે ઉભા થતા પરસ્પરના વિનાશક સંગ્રામમાં હે સ્વામિન્ અમારે સપડાઈ જવાનું બન્યુ નથી એમાં પણ અમારું કયુ પરાક્રમ છે? કોઈજ નહિ.

હે દયાનિકેતન! આપ ભગવાનની સર્વતોમુખી શરણાગતિમાંજ અમારુ સર્વ પ્રકારનું પરાક્રમ માનતા અમારી આપ ભગવાન્ પોતાથીજ રક્ષા કરો છો તેમ કરતા રહેવા અમે આતુરતાથી વિનવીએ છીએ.

અને હે વિશ્વનાથ! વિશ્વની વ્યવસ્થા રાખનારી આપ ભગવાનની અમોઘ સત્તાની વ્યવસ્થામાં વિઘ્ન કરેલું ન થતું હોય તો હવે વિશ્વમાં ચાલતી સંકટ અને સંહારની લીલાને આટોપી લઈ સુખ અને શાંતિની લીલાનો પ્રસર થાય એવી વિશ્વની વ્યવસ્થા થવા વિશ્વની વ્યવસ્થા રાખનારી આપ ભગવાનની સત્તાભૂત વિશ્વેશ્વરીને સૂચન કરવા કૃપા કરશો.

લૌકિક સંકટ અને સંહારમાંજ વ્યતીત થતાં ચાલુ વર્ષોમાં લૌકિક ક્ષેમનીજ પ્રાર્થના કરવામાં પ્રાર્થનાની પૂર્ણતા માની રહેતા અમે અમારા પારમાર્થિક ક્ષેમની તો યાચના કરવાનો ઉદ્યમ પણ અમે કરી શકતા નથી

પણ હે સદ્‌ગુરુ દેવ! સર્વજ્ઞ આપ ભગવાન્ અમારા પારમાર્થિક ક્ષેમનુ પણ અમારી યોગ્યતાને અનુસરતું વહન કરતા રહો છો તેમ કરતા રહેવા અમે આપ ભગવાનને વિશ્વાસથી વિનવીએ છીએ.

જય નાથ! જય સદ્‌ગુરુ દેવ! જય વિશ્વેશ્વર!

——[ * ]——

ॐ

# महात्मा नथुराम शर्मा

( आनंदाश्रम—गिरनार क्षेत्र ) पोष्ट—बीलखा—( काठियावाड )

( आपका उपदेश )

( १ )

[ हिंदी भाषांतरकारः—दयालसिंह लालसिंह ठाकोर ]

कल्याण का राह बाहर दृष्टि से ब्रह्मांड में खोजने से नहीं मिल सकता—अन्तर दृष्टि से पिंड में खोजने से वह प्राप्त हो सकता है।

* * *

चेतन धर्मवाले दृश्य प्राणियों में सबसे श्रेष्ठ मनुष्य है।

* * *

जो मनुष्य ईश्वरकी भक्ति का अवलंबन नही लेता सो सदाचरण युक्त वर्तन रख नहीं सकता। क्योंकि मनुष्य का मन ऐसा है कि वह दुराचरण की ओर बहुतसा ढल जाता है—और इस दुनिया में मनुष्य का मनको लुभानेवाली चीजें बहुत है—उन्हींमें वह फंस जाता है। इन सबसे अपने मनको बचाने के लिये मनुष्य को चाहिये कि वह ईश्वरकी भक्ति का अवलंबन अधिकाधिक करता रहे।

जिसमें सुबुद्धि नहीं होती, वह अपने धनका अच्छा उपयोग नहीं कर सकता। इसलिये हर एक इन्सान को चाहिये कि वह लक्ष्मी की प्राप्ति के साथ साथ सुबुद्धि की भी प्राप्ति होवे ऐसी ही भावना के साथ ईश्वर की प्रार्थना करता रहे।

* * *

तीर्थ की व्याख्या ऐसी है कि वह अपने संसर्गमें आनेवाले सबको अपने सात्विक प्रभाव से संसारसागर से उत्तीर्ण कर सकता है अर्थात् पाप से बचा के पवित्र करता है।

* * *

ब्रह्मविद्याका उपदेश आचार्य, माता, पिता, और सदाचरण यह सब तीर्थस्वरूप ही है।

* * *

मनुष्य के हृदय में अज्ञान रूप जो बडा कंटक लग गया है। उनको निकालने के लिये ब्रह्मज्ञान ही उत्तम उपाय है।

* * *

यह जो नित्य ब्रह्म में अपने अन्तःकरण की वृत्तिको विलीन करता है उसको ब्रह्मज्ञान की प्राप्ति होती है।

* * *

Soul-stirring influence or rather lands him on the Shore of Eternity where Life is Beyond Death.

* * *

Spiritual Teacher MOTHER, FATHER and Godly character are Living Centres of Sacredness or Holy Shrines.

* * *

Nescience, the Primal Source of all mischief, misdeedi and misery, lucks in every human heart and to wipe off that Ignorance God-Vision alone is a Superlative Agency.

* * *

And he alone is fated to arrive at the Vision of the Highest Verity, who unceasingly endeavours to meditate on Brahman—The Final Substratum.

* * *

If one proposes to be a denizen of that Heaven, where there is Liberty without Restraint, where there is Peace without Perturbation and where there is Pleasure without Pain, one ought to forget the world and instead, by constant cogitation try to get to the Cognition of Brahman-the Final Cause of Everything.

——[ * ]——

## विचारणीय ने वर्तनीय

( વર્તમાનમાં ખૂાસ )

[ લેખકઃ-દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

હું એક મનુષ્ય છું—એટલેજ
મહાન્ એવી માનવ જાતિનો છું—
સમગ્ર માનવસમાજનો એક સભ્ય છું...!

× × × ×

હું માણસ પ્રથમ છું—પછી જ, હિંદુ છું,—
મુસલમાન છું,—અંગ્રેજ છું,—અમેરિકન છું,—કાળો છું, ગોરો છું...!

× × × ×

પાંચે ખંડમાં વસતા બધા મનુષ્યો મારા ભાઈ છે,—અમે સૌ એકજ માનવ-કુટુંબનાં છીએ,—અમે સૌ એકજ પરમ પિતાનાં પરિવાર છીએ...!

× × × ×

માણસાઇની સમૃદ્ધિમાં ને માનવતાના ગૌરવમાં ફાળો આપવો એ મારો જન્મસિદ્ધ સ્વધર્મ છે...!

× × × ×

મનુષ્યતરીકે મારામાં, અને બીજા બધા માનવબંધુઓમાં દૈવી અંશ છે,—શુભ તત્ત્વ છે—એટલેજ મારા પોતામાં અને બીજાં બધાં માણસોમાં વિશ્વાસ રાખવો—અને —એ માણસાઇના શુભ અંશને પોષણ મળે ને પુષ્ટિ મળે એવું કર્તવ્ય કરતા રહેવું...!

× × × ×

બૂરાં કામો તિરસ્કારને પાત્ર છે—પરંતુ, બૂરાં માણસો તો દયાને પાત્ર છે.

× × × ×

મનુષ્યતરીકે સ્વતંત્ર રહેવાની મારી સ્વાભાવિક વૃત્તિ છે,—એટલે જ—મારા બીજા માનવબંધુઓને પરતંત્ર રાખવાનો મને અધિકાર નથી

× × × ×

મારે બીજા કોઈ પાસેથી અનુચિત લાભ ઉઠાવવો જોઇએ નહિ—અને—બીજા કોઈ મારી પાસેથી અનુચિત લાભ ઉઠાવે નહિ એ માટે સાવધાન રહેવું જોઇએ.

× × × ×

માણસાઇને ભૂલાવે એવા આહારવિહારથી મારે અળગા રહેવુ જોઇએ—એવા વિચાર વર્તનથી મુક્ત રહેવુ જોઇએ.

——[ * ]——

### શ્રી મુંબઇ માધવબાગમાં શ્રીનાથસત્સંગમંડળ તરફથી ઉજવાયેલો

## શ્રીમન્નાથજયંતી મહોત્સવ

[ સંપાદક —શ્રી રૂપસિંહજી હરિસિંહ રાણા ]

પૂજ્યચરણ કૃપાસિંધુ સદ્ગુરુ પરમાત્મા શ્રી નાથભગવાનનો ૯૦મો જયંતીમહોત્સવ શ્રી નાથસત્સંગમંડળ તરફથી અત્યંત પ્રેમ ને ભક્તિભાવપૂર્વક ભારે ધામધૂમથી ઉજવાયો હતો.

આશ્વિન સુદિ ચતુર્થીના મંગલમય પ્રભાતમાંજ મંડળના સભ્યો, માનનીય ગુરુબંધુઓ તથા બહેનો ઉપરાંત અન્ય ભાવિક સદ્ગૃહસ્થો ને બહેનોનો સારો સમુદાય એકત્ર થયો હતો

આખા સભાખંડને આસોપાલવના તોરણોથી વિભૂષિત કર્યો હતો, અનેક દરવાજાઓને કેળના સ્થંભ આદિથી શણગાર્યા હતા. સભાખંડના મધ્ય ભાગમાં સુગંધી પુષ્પોની જાળીઓ ગુંથેલ સુંદર મંડપ રચવામાં આવ્યો હતો નાથપ્રભુના ભદ્રામુદ્રાવાળી પ્રતિમાજીને આ મંડપમાં સુંદર સિંહાસનપર પધરાવ્યાં હતાં

ભૂદેવોએ મંગળ વેદઘોષ કર્યો ને શાંતિપાઠ ભણ્યા, નોબતના મંગલ નાદ થયા, રેડિયોની રેકર્ડોનું મધુર સંગીત થયું, શરણાઈવાળાએ પણ પ્રભુનું ભજન ગાયુ આ રીતે 'આનંદાશ્રમ' જેવું આનંદ પ્રમદ સાત્વિક વાતાવરણ સૌને અનુભવાવા લાગ્યું.

મહાપૂજનમાં સૌના પ્રતિનિધિરૂપે મેંદરડાવાળા વયોવૃદ્ધ ગુરુબંધુ શ્રી ત્રિભુવનદાસભાઈ ભૂધાભાઈ જાની તથા વડોદરાથી ખાસ આવેલા ગુરુબંધુ શ્રી પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી બેઠા હતા વેદઘોષ, શાંતિપાઠ ને મહાપૂજનમાં બીજા ભૂદેવો સાથે આનંદાશ્રમના જૂના વિદ્યાર્થીભાઇઓ શ્રી મૂળશંકર ને શ્રી પ્રાણશંકર પણ શ્રદ્ધા ને સેવાભાવે શામેલ થયા હતા.

મહાપૂજન શાંતિપૂર્વક સંપૂર્ણ થયું સર્વે બંધુઓએ તથા બહેનોએ, વૃદ્ધોએ તથા બાળકોએ પણ શ્રદ્ધાભક્તિપૂર્વક પૂજન કર્યું બાદ ભાઇ શ્રી રતનજી રામજી લાખાણીએ શ્રીમન્નાથપ્રભુપ્રતિ પ્રાર્થના કરી, અને નાથપ્રભુનો કલ્યાણકર સંદેશ સભાને વાંચી સંભળાવ્યો.

પછીથી શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય દાર્શનિક સાર્વભૌમ ન્યાયમાર્તણ્ડ મંડલેશ્વર પૂ. સ્વામીજી ૧૦૦૮ શ્રી મહેશ્વરાનંદજી મહારાજનું હિંદીમાં મનનીય પ્રવચન થયું. તેઓએ બોલતાં જણાવ્યું કે, નાથભગવાન્ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ હતા, તેમ જ મહાયોગી હતા. તેઓશ્રીએ વેદાંત, યોગ આદિના એકસો ઉપરાંત ગ્રંથો લખ્યા છે. યોગ વિષેનો તેઓશ્રીનો 'યોગકૌસ્તુભ' નામક ગ્રંથ પણ ઘણો સરસ છે. સદ્‌ગુરુનું પૂજન એ પ્રભુનું પૂજન છે. તમો સૌ એઓશ્રીનો જયંતીમહોત્સવ ઉજવીને તેઓશ્રીના જીવનનું ને જીવનકાર્યનું સ્મરણ તાજું રાખ્યા કરો છો તે માટે ખરેખર તમો સૌને ધન્યવાદ છે. આવી રીતે એક કલાક પર્યંત શ્રીનાથભગવાન્‌ના જીવનને વેદાંત ઉપર જ્ઞાનમય ને ગુરુમહિમાયુક્ત ભારે વ્યાખ્યાન પૂ. મહારાજશ્રીએ કર્યું હતું.

મધ્યાહ્નોત્તર કાર્યક્રમ સંગીતવિશારદ પંડિત દેવેન્દ્રવિજયનો સમયસર શરૂ કરવામાં આવ્યો હતો. એમનાં ભક્તિભર્યાં ભજનો ને સંગીત આહ્‌લાદક હતાં. સ્વાભાવિક આ સમયે સભાખંડ ચિક્કાર જનમેદનીથી ભરાઈ ગયો હતો. અને ધ્વનિવર્ધક યંત્રો બહાર પણ ગોઠવેલાં હોવાથી વિશાળ ચોકમાં જમા થયેલી જનમેદનીને પણ લાભ મળતો હતો. સારા સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થો આમંત્રણોથી ને એમ પણ આવી પહોંચ્યા હતા. માધવબાગના ટ્રસ્ટી મહાશય શ્રી મનોરદાસ શેઠે નાથપ્રભુનાં ભક્તિભાવપૂર્વક દર્શન કરીને ઉપરોક્ત કાર્યક્રમનો ખાસ લાભ લીધો હતો અને શુભેચ્છા ને લાગણી પ્રદર્શિત કરી હતી.

પછીથી નાથસત્સંગમંડળના ઉપપ્રમુખ શ્રી નારણદાસ જમનાદાસ ઠક્કરે મંડળનો દ્વિવાર્ષિક વૃત્તાંત સભાજનોને વાંચી સંભળાવ્યો હતો, અને ટૂંકું પણ ઘણુંજ સચોટ ભાષણ કર્યું હતું. તત્પશ્ચાત્ શ્રી વેણીશંકરભાઈ ચોરવાડવાળાએ કૃપાનાથના દૈવીજીવન વિષે તથા પોતે કૃપાનાથ પાસેથી નાનપણમાં બ્રહ્મકર્મ, સાધનપંચક, સંધ્યા આદિની સમજ ને શ્રદ્ધા કેવી રીતે સંપાદન કર્યાં તેનું સુંદર બયાન કર્યું હતું.

તે પછીથી શ્રી દયાળસિંહજી લાલસિંહજી ઠાકોરે લગભગ પોણો કલાક હિંદીમાં કૃપાનાથના દૈવીજીવન ઉપર ને કૃપાનાથના દિવ્યસંદેશ વિષે ભારે અસરકારક પ્રવચન કર્યું હતું.

તે પછી શ્રી રૂપસિંહ રાણાએ કૃપાનાથના કલ્યાણકારી ગ્રંથો વિષે તથા શ્રી બીલખા–આનંદાશ્રમ તરફથી થતી કલ્યાણકર ધાર્મિક પ્રવૃત્તિ તથા સનાતન ધર્મનાં થતાં કાર્યો વિષે સભાને પરિચય આપ્યો હતો, અને જણાવ્યું હતું કે નાથપ્રભુનાં પુનિત ચરણોથી આનંદાશ્રમ દેવભૂમિ બનેલ છે. સંસારના રાગદ્વેષથી વિહ્‌વળ થયેલા તથા વૈરાગ્નિ આદિ આંતર-શત્રુઓથી દાહ પામતાં હૃદયોને આનંદાશ્રમમાં પરમ શાંતિ મળે છે, સૌરાષ્ટ્રના ધર્મસિંધુસમા આનંદાશ્રમનું પારમાર્થિક ગૌરવ અનોખું છે.

બાદ શ્રી જમનાદાસ હરખજી સંઘવી; જે. પી. એ નાથપ્રભુના અવતારી જીવન વિષે સુંદર વિવેચન કર્યું હતું અને મંડળે ઉજવેલા જયંતીમહોત્સવના સુંદર સમારંભ માટે સંતોષ વ્યક્ત કર્યો હતો.

પછીથી શ્રી ભક્તિભેટભજનમંડળનાં ભજનો શરૂ થયાં હતાં. એક કલાકપર્યંત તેઓએ જનમેદનીને ભક્તિપૂર્ણ આનંદમાં તરબોળ કરી દીધી હતી, અને અંતે તેના સંચાલકોએ નાથપ્રભુપ્રતિ ભારે ભક્તિભાવ પ્રદર્શિત કરતું ટૂંક ભાષણ કર્યું હતું. પ્રભુને સુંદર પુષ્પોનો હાર પહેરાવ્યો હતો, અને નાથસત્સંગમંડળને કાચથી મઢેલો સરસ ફ્રેમવાળો 'મંત્રપટ' ભેટ આપ્યો હતો, તે સાભાર સ્વીકાર્યો હતો.

ઉપરોક્ત કાર્યક્રમ જાહેર કર્યા પ્રમાણે બરોબર ૧૦॥ વાગે પૂર્ણ થયો હતો, અને છેવટે સર્વ સમુદાયે ઉભા થઇ કૃપાના સાગર નાથભગવાનની આરતી ઉતારી હતી, અને સૌએ પ્રેમપૂર્વક પ્રસાદી લીધી હતી, અને સૌએ નાથપ્રભુના જયજયકારની બુલંદ ઘોષણા કરી હતી, તેના સાત્વિક પડઘા આખા માધવબાગમાં પડ્યા હતા.

ઉપરોક્ત રીતે શ્રીનાથસત્સંગ મંડળે પૂજ્યપાદ સદ્‌ગુરુદેવનો જન્મોત્સવ તેઓશ્રીની પરમદયાથી બહુ શાંતિ ને આનંદ સહ ઉજવ્યો છે કૃપાનાથના પુણ્યપ્રબોધની પત્રિકાઓ, ગુજરાતી, હિંદી ને અંગ્રેજીમા મોટા પ્રમાણમા છપાવી જુદી જુદી ભાષા જાણનારા વર્ગને પણ કૃપાનાથના કલ્યાણકર ઉપદેશનો લાભ આપવામાં આવ્યો હતો.

શ્રીનાથસત્સંગ મંડળને કૃપાનાથના જયંતીમહોત્સવના મંગળ પ્રસંગે કેટલાક ગુરુબંધુઓ તરફથી તથા સજ્જનો તરફથી અભિનંદન પત્રો મળ્યા છે, તેમાંના કેટલાંક નીચે મુજબ છે.—

" પૂજ્યચરણ આચાર્યપ્રવરની જયંતીના મહોત્સવ પ્રસંગે આપ સૌની સાથે એ ભવોદધિતારક નાથમહેશ્વરનાં પુનિત પાદારવિંદ યુગલમાં પ્રશસ્તિના પુષ્પોની અર્ઘ્યાંજલિ અર્પણ કરવામાં હું સામેલ છું, અને એ કૃપાઘન પ્રભુના યશોગાનમાં આપ સૌના સૂરમાં હું મારો સૂર પૂરું છુ

લિ શ્રી. મણિશંકર ત્રિભુવન ભટ્ટ સુરત.

" શ્રીનાથસત્સંગ મંડળ તરફથી ઉજવાતા શ્રી સદ્‌ગુરુ જયંતી ઉત્સવનો હું વિજય ઇચ્છુ છુ. અંગ્રેજી ભાષામાં પણ શ્રીસદ્‌ગુરુસંદેશ પહોંચાડ્યો જાણી ખુશી થાઉં છુ. "

લિ. શ્રી કરસનજી પ્રાણજીવન ઓઝા વલ્લભીપુર.

" પૂજ્યપાદ કૃપાનાથની પુણ્યપ્રબોધની પત્રિકાઓ ત્રણ ભાષામાં છપાવી પ્રચાર સાધ્યો તેને માટે ધન્યવાદ છે કાર્યક્રમ વાંચી ઘણો સંતોષ થયો "

લિ શ્રી માણેકલાલ નાનજી ચંદારાણા વલ્લભીપુર

" કૃપાનાથના જયંતીમહોત્સવનું કામકાજ સુંદર રીતે પાર પડો તેમ હું ઇચ્છું છું. "

લિ. શ્રી વ્રજલાલ વનમાળીદાસ વસાણી દહાણું.

" જયંતીમહોત્સવની પત્રિકા સાથે પ્રબોધ પત્રિકા મળી, તેમાંનાં કૃપાનાથનાં વચનામૃતો વારંવાર ત્રણ વખત વાંચ્યાં. પસંદગી ઉત્તમ રીતે કરી છે, વળી ત્રણ ભાષામાં છે; આપની આ સેવા અનુપમ છે "

લિ. શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી અમદાવાદ.

" શ્રીનાથ જયંતીમહોત્સવનું આમંત્રણ પત્ર મળ્યું પ્રબોધ પત્રિકાઓ પણ મળી, તે માટે ઉપકાર. હવે પછી યોગ્ય સમયે મુંબઇમાં શ્રીઆનંદાશ્રમના ઉદ્ઘાટન અર્થેનું આમંત્રણ મળે એમ ઇચ્છાય છે. "

લિ શ્રી નાગશર્મા જસદણ.

" મહારાજશ્રીએ દેશના ધાર્મિક સંસ્કારોના ઘડતરમાં જે ફાળો આપ્યો છે, તેની સ્મૃતિ તાજી રાખવામાં આ તેઓશ્રીના જયંતીમહોત્સવનો વિધિ યોગ્ય જ છે. "

લિ. શ્રી મહીડાકુમાર નરેન્દ્રસિંહજી મુંબઈ.

" શ્રીમન્નાથ જયંતીમહોત્સવની આમંત્રણ પત્રિકા મળી, તે માટે આભાર. આવા પ્રસંગે આવવાનું બહુ મન થાય છે, પણ હાલ નીકળી નથી શકાયું, જે માટે દિલગીર છું. "

લિ. શ્રી. હરિસિંહજી ઠાકોર B. S. C. પ્રિન્સીપાલ, વ્યાયામ વિદ્યાલય, અમદાવાદ

"પત્રિકાઓ મળી, વાંચી આધુનિક જમાનામાં નાથપ્રભુનો ઉપદેશ ને આદેશ પ્રસરાવવામાં આવી જાતના પ્રચારની ખાસ આવશ્યતા છે કારણ કે નાથપ્રભુનાં આદેશ ને ઉપદેશના મૂળમાં શાશ્વત શાંતિ અને અખંડ સુખ સમાયેલાં છે. આવી પત્રિકાઓના પ્રકાશકોને પણ ધન્યવાદ ઘટે છે."

લિ. **શ્રી. ખેંગારસિંહજી** સભ્ય, **શ્રી. કુતિયાણા–આનંદાશ્રમ.**

"નાથ જયંતીમહોત્સવ પ્રસંગની પત્રિકાઓ મળી, વાંચી બહુ આનંદ થયો. આપસૌનો ઉત્સાહ અવર્ણનીય છે. પ્રભુ આપ સૌને એ પ્રમાણે દિવસે દિવસે અધિક ઉત્સાહ પ્રેરે એમ ઇચ્છું છું."

લિ. **શ્રી પોપટલાલ તારાચંદ** વકીલ **આનંદાશ્રમ–બીલખા.**

"નાથ જયંતીમહોત્સવનો મંગળ પ્રસંગ આનંદપૂર્વક ઉજવવાના સમાચાર જાણી પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી, શ્રીમાન્ પોપટલાલભાઈ આદિ અમો સૌ ખુશી થયા છીએ. અને પૂજ્યપાદશ્રીના આશીર્વાદ આપના મંડળ ઉપર વર્ષો એમ ઇચ્છીએ છીએ."

લિ. **વ્યવસ્થાપક આનંદાશ્રમ—બીલખા**

"શ્રીનાથપ્રભુના ૯૦મા જયંતીમહોત્સવનો આહ્‌લાદક કાર્યક્રમ તથા તેઓશ્રીના પુણ્યપ્રબોધની પત્રિકાઓ, તથા તેમાં અંગ્રેજી તથા હિંદી અનુવાદો વાંચી પરમ આનંદ થયો."

લિ. **ટોકરશી ગોવિંદજી ચંદારાણા—કરાંચી**

"આપ સૌ શ્રી સદ્‌ગુરુદેવનો ઉપદેશ તાજો રાખવા યથાશક્તિ પ્રયાસ કરી રહ્યા છો, તે યોગ્ય છે. શ્રીનાથભગવાન્ સૌને સદ્‌બુદ્ધિ આપે અને સૌ પોતાનું કર્તવ્ય પાલન કરી શ્રેયોમાર્ગમાં આગળ વધે એ ઇચ્છવા યોગ્ય છે."

**શ્રી. કેશવ્ શર્મા—રાજકોટ**

"ભગવાનશ્રીના ૯૦મા જયંતીમહોત્સવ પ્રસંગે ભેટના રૂા. ૩ ત્રણ મોકલ્યા છે, તે સ્વીકારી આભારી કરશો. પ્રભુશ્રી હામાં પણ પ્રથમ જેમજ મને સાક્ષાત્કાર આપે છે, એ મારા ઉપર તેમની પૂર્ણ કૃપા છે." વૃદ્ધ હોઇને હું હાજરી નહીં આપી શકું."

લિ. **નાનાલાલ ભાઈશંકર ભટ્ટ—અમદાવાદ**

છેલ્લા પત્રના વાચનથી અમોને ભારે આનંદાનુભવ થયો છે, અમારી માન્યતા છે કે, સાચા સેવકને નાથપ્રભુ દર્શન આપે છે. ઉપરનો પત્ર એનું સમર્થન કરે છે. અમો તો માનીએ છીએ કે, નાથપ્રભુ સાક્ષાત્ આનંદાશ્રમમાં બિરાજે છેજ, પરંતુ ભક્તજનને તેઓશ્રીનાં દર્શનની અગાધ તમન્ના હૃદયમાં આવિર્ભાવ પામે તોજ શ્રીસદ્‌ગુરુપરમાત્માનાં સાક્ષાત્ દર્શન થાય. જય નાથ!

**ઇતિ શિવમ્.**

**શ્રીનાથસત્સંગમંડળ-મુંબઈ તરફથી પૂજ્યપાદ સદ્‌ગુરુદેવ શ્રીમન્નાથભગવાનનો ૮૮મો જયંતી મહોત્સવ ઉજવાયો તે પ્રસંગે સદ્‌ગુરુદેવના મહાપૂજનમાં ધરાયેલી ભેટની વિગત નીચે મુજબ છે—**

૨-૦-૦ શ્રી હરજીવન કેશવજી શાહ
૨-૦-૦ ,, મોહનલાલ લક્ષ્મીદાસ ભટ્ટ
૨-૦-૦ ,, ભાનુશંકર હરિશંકર ત્રિવેદી
૧-૪-૦ ,, બાલકૃષ્ણ ગંભીરશર્મા ત્રિવેદી
૧-૦-૦ ,, હરખલાલ મણિશંકર
૧-૦-૦ ,, સુરેશચંદ્ર અમૃતલાલ ભટ્ટ
૧-૦-૦ ,, ગોકળદાસ રવિશંકર
૧-૪-૦ ,, મૂળશંકર નરભેરામ પડીઆ
૧-૦-૦ ,, ગુલાબચંદ ગોકળદાસ
૦-૮-૦ ,, પ્રભાતસિંહ રૂઘનાથસિંહ
૧-૪-૦ ,, પ્રતાપસિંહ માનસિંહ
૧-૪-૦ ,, મૂળજી માધવજી જોષી
૧-૪-૦ ,, પ્રભાવસિંહ નવલસિંહ
૧-૪-૦ ,, ચંદ્રસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ ,, શંકરસિંહ નારણસિંહ
૧-૪-૦ ,, શિવસિંહ પ્રતાપસિંહ
૧-૪-૦ ,, નારણ જગન્નાથ સોની
૧-૦-૦ ,, રૂપસિંહ હરિસિંહ રાણા
૧-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ
૧-૪-૦ ,, જમનાદાસ છોટાલાલ
૦-૮-૦ ,, રમણસિંહ ગુણવંતસિંહ
૦-૮-૦ ,, અમૃતસિંહ ગુણવંતસિંહ
૧-૦-૦ ,, જયંતીલાલ મૂળશંકર જાની
૧-૦-૦ ,, કરસનદાસ જેઠાભાઈ જાની
૧-૪-૦ ,, કલ્યાણસિંહ રામસિંહ
૧-૦-૦ સૌ ચંદાબહેન
૦-૮-૦ શ્રી. નિર્મળસિંહ રૂઘનાથસિંહ
૦-૪-૦ ,, રણજિતસિંહ ખેંગારસિંહ
૦-૮-૦ ,, શીણાભાઈ આણંદજી
૧-૦-૦ ,, મૂળશંકર ભવાનીશંકર-જસદણ-વાળા
૧-૦-૦ ,, પ્રાણશંકર પ્રભાશંકર
૫-૦-૦ ,, પદ્માશંકર અંબાશંકર ત્રિવેદી (જોરાવરનગરવાળા)

૧-૦-૦ શ્રી. ત્રિભુવનભાઈ જુઠાભાઈ જોની (મેંદરડાવાળા)
૧-૦-૦ ,, કરણસિંહ લાલસિંહ ઠાકોર
૧-૦-૦ ,, દયાળસિંહ લાલસિંહ ઠાકોર
૧-૦-૦ ,, ઉપેન્દ્રસિંહ કરણસિંહ
૧-૦-૦ ,, નરેન્દ્રસિંહ દયાળસિંહ
૦-૪-૦ ,, મહેન્દ્રસિંહ રૂઘનાથસિંહ
૧-૦-૦ ,, ચંદુલાલ મોરારજી અઢીઆ
૦-૮-૦ ,, હસમુખલાલ મોરારજી અઢીઆ
૦-૨-૦ ,, મોતીરામ ગોવિંદ
૨-૦-૦ ,, ભગવાનજી પુરુષોત્તમ
૦-૨-૦ બેન માણેકબહેન
૨-૦-૦ શ્રી. રૂઘનાથ જાદવજી ગાંધી
૦-૪-૦ ,, ભાણજી પ્રમાણંદ
૦-૧-૦ ,, પુંજાલાલ ચુનીલાલ
૦-૪-૦ ,, જમનાદાસ ફૂલચંદ
૨-૦-૦ ,, ભગવાનજી મનુભાઈ ચંદારાણા
૦-૮-૦ ,, ચંદુલાલ મોરારજીનાં ધર્મપત્ની
૦-૮-૦ સૌ મણીબેન જાલમસિંહ
૧-૦-૦ ,, પ્રભાવતી ગગજી
૧-૦-૦ ,, હીરાબેન માધવસિંહ
૧-૦-૦ ,, મંજુકુંવરબેન (શ્રી ગુલાબચંદ ગોકળદાસનાં ધર્મપત્ની)
૧-૦-૦ ,, નિર્મળાબહેન ત્રિવેદી જોરાવરનગરવાળાં
૧-૦-૦ ,, ઉષાબેન પ્રતાપસિંહ
૧-૦-૦ ,, અનસુયા માધવસિંહ
૦-૪-૦ ,, સવિતાબહેન લલ્લુભાઈ
૧-૦-૦ ,, હરિબા લાલસિંહ
૧-૦-૦ ,, નર્મદા ગણા
૦-૮-૦ કુ અનસુયા ગુણવંતસિંહ
૦-૮-૦ ,, કૌસલ્યા લાલસિંહ
૦-૮-૦ ,, નર્મદા દોલતસિંહ
૧-૦-૦ શ્રી. પદ્મનસિંહ ઉપેન્દ્રસિંહ

૦-૨-૦ શ્રી. નરભેરામ ભગવાનજી
૦-૪-૦ બેન નાનીબેન
૦-૨-૦ ,, દયાબાઈ
૦-૮-૦ શ્રી. શાસ્ત્રી દયારામ મૂળજી
૦-૮-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦-૪-૦ ,, મગનલાલ રામજી
૦-૪-૦ ચિ. નિરંજનપ્રસાદ અંબાશંકર જોશી
૦-૨-૦ ,, શાંતિલાલ તથા ખટુક
૦-૫-૦ પરચુરણ
૧-૪-૦ શ્રી. ચમનલાલ જટાશંકર
૦-૪-૦ ચિ. નટવરલાલ
૦-૨-૦ શ્રી. હરિપ્રસાદ
૧-૦-૦ ,, જીવનરામ અંબારામ
૧-૦-૦ ,, છગનલાલ ગોવિંદજી
૫-૦-૦ ,, મોહનલાલ મૂળજી
૦-૪-૦ બ્ર. દલપતરામ
૧-૪-૦ શ્રી. લાલજી ઝીણાભાઈ
૦-૪-૦ ,, મૂળશંકર કાનજીનાં પત્ની
૧-૪-૦ ,, ગિરધરલાલ જટાશંકર
૦-૨-૦ ,, દેવશંકર મોરારજી
૦-૮-૦ ,, રાજસી જીવરાજ
૧-૦-૦ ,, હરગોવિંદ પીતાંબર
૮૭-૧૦-૦ ,, ડૉ. વામનરાય જટાશંકર -પાટણવાળા તરફથી મહોત્સવના ભોજન ખર્ચના
૧-૪-૦ ,, ખંભાળીયાવાળા સોની
૫-૦-૦ ,, ડૉ. વામનરાયભાઇ-પાટણ
૧-૦-૦ ,, વૃજલાલ વનમાળી-દહાણું
૦-૫-૩ ,, લક્ષ્મણ વૃજલાલ
૦-૪-૦ ,, રામજી વૃજલાલ
૦-૨-૦ ,, હર્ષદ વૃજલાલ
૦-૪-૦ બેન દીવાળીબાઇ
૬૨-૧૫-૦ શ્રી. ડૉ. વામનરાય જટાશંકર -પાટણ જયંતી મહોત્સવ માટે ફલાહાર તથા ભોજનના
૭૫-૧૪-૦ ,, શેઠ રાજસી જીવરાજ-મુંબઇ અકટોબરના સાત્વિક દાન. નિમિત્તના

૧-૦-૦ શ્રી. કાનજી કરશનજી-ખીલખા
૪-૪-૦ બેન સોનબાઇબેન
૦-૨-૦ ,, અમુલાબેન
૦-૬-૦ ,, વિજયાબેન-ધંધુકા
૧-૦-૦ ઇચ્છારામ કૃષ્ણદેવ
૧-૦-૦ અંબાબેન
૩-૦-૦ નાથભક્તમંડળ
૩-૦-૦ શ્રી અંબાલાલભાઈ
૧-૨-૦ ભૂધરભાઈ દીવા
૧-૦-૦ વેણીભાઈ ,,
૦-૪-૦ માધવભાઈ ,,
૦-૨-૦ કમીશનના
૫૫-૦-૦ શ્રી પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ
૧-૦-૦ શ્રી ભાનુલાલ પોપટલાલ
૧-૦-૦ ,, પોપટલાલભાઈ
૦-૪-૦ શાસ્ત્રી દયારામભાઈ
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ બ્ર. દલપતરામ
૦-૪-૦ શ્રી. કરશનદાસ હરજી
૦-૪-- ,, ઇશુભાઈ
૦-૨-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦-૨-૦ ચિ. લલિતપ્રસાદ અં. જોશી
૦-૩-૦ પરચુરણ

**શારદાપૂજનની ભેટના**

૫-૧-૦ એક ભક્તજન
૨-૦-૦ શ્રી. નાનાલાલ જયંતિલાલ
૪-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ-મુલજી
૧-૦-૦ સુંદરજી બેચરભાઈ
૧૩૧-૦-૦ ભેટના નાથ સત્સંગ મંડળ તરફથી મળ્યા તે

પોરબંદરમાં નાથ જયંતીમહોત્સવની ભેટઃ—

૨-૦-૦ શ્રી. આણંદલાલભાઈ
૧-૦-૦ ,, અમરશી સુંદરજી
૧-૦-૦ ,, લાભશંકરભાઈ
૨-૦-૦ ,, માલદેવભાઈ
૧-૦-૦ ,, જમનાદાસભાઈ

વર્ષ ૧૧ મું

કાર્તિક

|| ॐ ||

|| यतो धर्मस्ततो जयः ||



અંક ૧

સંવત્ ૨૦૦૪



# आनंदाश्रम



પરદેશમાટે

શિલિંગ ૨

શ્રીઆનંદાશ્રમ નવાગામ-પો બીલખા

येषां सन्निधिमात्रेण सदानन्दायते मनः।

तेषां श्रीनाथगुरूणामानन्दाश्रम आश्रमः ॥ १ ॥

ભાવાર્થ:—જેઓશ્રીની સમીપતામાત્રથી મનમાં નિત્ય વિદ્યમાન (ખરો) આનંદ પ્રકટ થાય છે તેઓશ્રી સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનનો આશ્રમ આનંદાશ્રમ છે

## અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | ગુરુદેવને વંદના. | ૮૫ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૮૬ |
| ૩ | ૯૯ ભાવના. | ૮૭ |
| ૪ | શુચિતા. | ૮૮ |
| ૫ | આધ્યાત્મિક ભાવના ઉદ્‌ગારો. | ૯૦ |
| ૬ | સેવા-પ્રવૃત્તિ. | ૯૨ |
| ૭ | કૃપાનાથ. | ૯૩ |
| ૮ | શ્રીકાર્તિકપૂર્ણિમા મહાપૂજનમહોત્સવ. | ૯૫ |
| ૯ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૯૬ |
| ૧૦ | શ્રીપોરબંદર-આનંદાશ્રમ. | ૯૭ |
| ૧૧ | પરચુરણ ભેટ. | ૯૮ |


## શ્રીઅમદાવાદ આનંદાશ્રમમાં શ્રીમન્નાથ જયંતિમહોત્સવ

[ લેખકઃ—શ્રી. જયશંકર શાસ્ત્રી ]

સંવત્ ૨૦૦૩ના આશ્વિન કૃષ્ણ ચતુર્થી ને શનિવારના પુણ્યતમ દિવસે પૂજ્યપાદ સદ્‌ગુરુદેવ શ્રીમન્નાથ ભગવાન્ આચાર્યશ્રીનો નેવુંમો જયંતીમહોત્સવ અપૂર્વ ઉત્સાહથી સ્થાનિક શિષ્યમંડળ તથા સનાતનધર્મપ્રેમી ભાઈ બહેનોએ ઉજવ્યો હતો.

શ્રીઆનંદાશ્રમના શ્રવણમંદિરને આસોપાલવના તોરણોવડે સુશોભિત કરવામાં આવેલ હતું. ભવ્ય સિંહાસન ને કદલીસ્તંભો, તોરણો વગેરે નૈસર્ગિક ઉપચારોવડે સુરમ્ય બનાવવામાં આવેલ હતું. જેના પૂજ્યશ્રી ગુરુદેવના પૂજ્ય પ્રતિકૃતિજી સાક્ષાત્ દર્શન આપતા હોય તે રીતે બિરાજેલી રહેલા હતા. દશ્ય ઘણું જ રમણીય અને આકર્ષક હતું. ભાવિક ભક્તોને પ્રભુશ્રીના સાક્ષાત્કારનો અનુભવ થતો હતો. આ મહોત્સવમાં ભક્તોત્તમ ગુજરાતમાં સુપ્રસિદ્ધ કીર્તનકાર શ્રી શંકરમહારાજ ઉનાવાવાળા ખાસ આમંત્રણથી પધાર્યા હતા. નિશ્ચિત સમયપર પૂજ્યપાદશ્રીના પાવનકારી શ્રીપ્રતિમાજી તથા શ્રીપાદુકાજીનું વિધિપૂર્વક મહાપૂજન થયું હતું. તદન્તર મહારાજશ્રીનું શ્રીસદ્‌ગુરુદેવનું મહાત્મ્ય સમજાવતું બોધપ્રદ સ્વરચિત ભજનો સાથે કીર્તન પ્રવચન થયું હતું. તેઓશ્રીએ પોતાની લાક્ષણિક શૈલીથી સૌ શ્રોતૃમંડળને આનંદમુગ્ધ કર્યા હતા. પૂજ્યપાદ ગુરુદેવ પ્રત્યે તેઓશ્રીનો અનન્ય ભક્તિભાવ તેઓશ્રીના પ્રવચનમાં તરી આવતો હતો. તેઓ બ્રહ્મનિષ્ઠ અને સારા તત્વજ્ઞ છે. હાલ ચાતુર્માસમાં અમદાવાદની ધાર્મિક પ્રજાને વેદાંતની કથાનું પાન કરાવી રહ્યા છે. શ્રી મહારાજશ્રીના પ્રવચન બાદ તેઓશ્રીનો શ્રીઆનંદાશ્રમ તરફથી આભાર માનવામાં આવ્યો હતો અને શ્રીશંકરાચાર્યજીના અષ્ટાદશરત્નો તથા પૂજ્યપાદશ્રીના જીવનચરિત્રનો બીજો ભાગ એમ બે પુસ્તકો ભેટ આપવામાં આવ્યાં હતાં. શ્રી અંબાશંકરભાઈ ત્રિવેદીએ ટુંકું પ્રવચન કર્યું હતું. ચરણામૃત અને પ્રસાદ વિતરણ થયા બાદ ૧૨ વાગે ઉત્સવ આનંદપૂર્વક પૂર્ણ થયો હતો. આશરે ૧૦૦–૧૫૦ માણસોએ લાભ લીધો હતો. શ્રીઆનંદાશ્રમમાં આવવા રસ્તાની માહીતી માટે સોસાઈટીના રોડ પર તેમજ શ્રીઆનંદાશ્રમની બહારના ભાગમાં બે પ્રવેશદ્વારો ( દરવાજા ) બનાવવામાં આવેલ હતા, અને ત્યાં મહોત્સવદર્શક વસ્ત્રમાં આલેખેલા સૂત્રો ચોડવામાં આવ્યા હતાં.


તંત્રી અને પ્રકાશકઃ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ. વેદાંતભૂષણ–સાંગરોળ–કાઠિયાવાડ

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રકઃ પારેખ કેશવલાલ કાનજીભાઈ–ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૯ મું ] સંવત્ ૨૦૦૪ કાર્તિક [ અંક ૬ ઠ્ઠો

## ગુરુદેવને વંદના

ગુણિયલ ગોવિંદસ્વરૂપ, ગુરુજીને કોટિવંદન;
સત્ચિત્ આનંદસ્વરૂપ, ગુરુજીને કોટિવંદન—ગુણિયલ.

ત્રિમૂર્તિ ગુરુદેવ દયાળુ, ત્રિગુણાતીત પરબ્રહ્મ છો;
અનાદિ અલખ નિરંજન દેવ, ગુરુજીને કોટિવંદન—ગુણિયલ.

અજ્ઞાન તિમિરથી અંધજનને, જ્ઞાનાંજન શુભ આંજી,
ચક્ષુ અંતરના ખોલનાર, ગુરુજીને કોટિવંદન—ગુણિયલ

અજ્ઞાન તિમિરને નિવૃત્ત કરવા, જ્ઞાનદીપક પ્રકટાવ્યો;
સદોદિત દિવ્ય દીપક કરનાર, ગુરુજીને કોટિવંદન—ગુણિયલ

સ્પષ્ટપણે અધિકારી જનને, 'તત્ત્વમસિ' ઉપદેશ કરી;
સ્વાદુ જ્ઞાનામૃત પાનાર, ગુરુજીને કોટિવંદન—ગુણિયલ

અહં મમત્વને ટાળી દઈને, આત્મસ્વરૂપ ઓળખાવ્યું.
ત્રિવિધ સંતાપો હરનાર, ગુરુજીને કોટિવંદન ગુણિયલ

નિત્ય ગુરુજીને ચરણકમળમાં, હસ્તકમળ બે જોડી;
કરે છે "રામ" વારંવાર, ગુરુજીને કોટિવંદના—ગુણિયલ.

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રી શ્રીમન્નાથભગવાન્ ]

ક્ષણે ક્ષણે જેનું રૂપ બદલાય છે તે ક્ષણપરિણામી, ને જેનું કાલે કરીને અદર્શન થાય તે વિનાશી. સર્વ દૃશ્યપદાર્થ વિનાશી છે. જેમાં તે પદાર્થો કલ્પાય છે તે તત્ત્વ અવિનાશી છે.

મનમાં રજોગુણ વધારે છે, ને બુદ્ધિમાં સત્ત્વગુણ વધારે છે, તેથી બુદ્ધિ મનની નિયામક થઈ શકે છે.

જે મનુષ્યો રમણીય રમાપતિમાં પોતાના ચિત્તને રમમાણ નહિ રાખતાં રમાનેજ પ્રભુ માની તેમાં પોતાના ચિત્તને રમાડ્યા કરે છે તેમને રમા કેવું રુદન કરાવે છે તે ત્યાંના વ્યતીત વૃત્તાંતના શ્રવણથી તમારા લક્ષમાં આવ્યું હશે.

પરમ પુનિત પરમાત્મા તમારા હૃદયાકાશમાં છે, તેમાં જપકાલે અનન્યભાવથી મનોવૃત્તિ જોડી મનને પ્રસન્ન રાખશો; તેને લેશપણ ખેદાનુભવ ન કરવા દેશો.

સાચા અનન્ય ભક્તો પોતાની મનોવૃત્તિને ભવભયનો અત્યંત નાશ કરનાર પરમાત્માના ચરણકમળની ભમરી બનાવવાને અને પરમાત્માના પરમાહ્‌લાદક ને નિરવધિ પવિત્ર મુખચંદ્રની ચકોરી બનાવવાને શુદ્ધભાવપૂર્વક અસાધારણ પ્રયત્ન કરે છે. વળી તેઓ સમજે છે કે પરમાત્માના દિવ્ય પદપંકજની રજ જે અપાર સંસારભારને દૂર કરનારી તથા હૃદયનાં વિમલ નેત્ર ઊઘાડનારી છે તેને મારે બહુ માનપૂર્વક મારા મસ્તકપર ચઢાવવી જોઇએ, તથા મારા નેત્રઉપર ધારણ કરવી જોઇએ. તેવા ભક્તોનાં મન પ્રણતપાલ પ્રભુનાં ભવદુઃખમોચક પાદપદ્મના નિરંતર પરિચારક થવાને ઇચ્છે તે સ્વાભાવિકજ છે.

પરમાત્માનું અત્યંત શ્રેષ્ઠપણું ને કરુણાયુક્તપણું વિવેકવિચારથી ઉત્તરોત્તર વધારે વધારે સમજતા રહેશો કે જેથી તમારા મનમાં તેમની આરૂઢ અનન્ય ભક્તિની સુસ્થિરતા થાય.

આળસ, પ્રમાદ, સાહસ, ભય ને પરિણામનો અવિચાર એ દોષોરૂપ કલંકથી તમારા ચિત્તચંદ્રને અત્યંત મોકળો કરી તેના આહ્‌લાદક પ્રકાશને વિસ્તાર પમાડતા રહેશો,

જ્યાં નિવાસ કરવાની રુચિ થાય ત્યાં પ્રસન્નમને નિવાસ કરી, તમારા મનને નિયમપૂર્વક જીવોના પરમસુહૃદ્ ને ભવકાંતારના શુભ સાર્થવાહ પરમાત્માના વાસ્તવિક સ્વરૂપના સ્મરણમાં તથા ધ્યાનમાં ભાવપૂર્વક જોડતા રહેશો.

સમયપત્રક બાંધી વ્યવહારપરમાર્થના કામમાં પ્રવૃત્તિ રાખશો. હવે મનની મુંઝવણ દૂર કરી, તેને સાધનાનુષ્ઠાનમાં જોડી, તેમાં આગળ વધવા જાગૃતિ સેવશો.

જેમને અધ્યાત્મવિદ્યામાં આગળ વધવું છે, તેમને માટે મદ્યમાંસ પ્રતિકૂલ છે, તેમજ દયા, આરોગ્ય ને પવિત્રતાની રીતે પણ તે ત્યજવાયોગ્ય છે. ( ચાલુ )

## દૃઢભાવના

[ લેખકઃ-શ્રી કરશનજી પ્રાણજીવન ઓઝા ]

અજ્ઞાનીની દશા અતિ શોચનીય છે, અજ્ઞાની પ્રમાદદોષથી અનેક જન્મો પામે છે, દારુણ દુઃખો ભોગવે છે, અજ્ઞાન દૂર કર્યા વિના તેને જ્ઞાન મળી શકતું નથી

જે બ્રહ્મમા નાનાત્વ (ભેદ) માને છે, જે આત્માને કર્તા, ભોક્તા અને દેહ આદિમાં અભિમાન કરે છે, તે કદાપિ સંતોષ, શાન્તિ અને સુખ પામી શકતો નથી.

અશુભ વાસનાથી જન્મમરણ પ્રાપ્ત થયા કરે છે, પ્રતિષ્ઠિત મનુષ્ય પણ વૈરાગ્ય અને અભ્યાસ વિના કેવળજ્ઞાન મેળવી શકતો નથી કેવળજ્ઞાન વિના કલ્યાણ કદાચિત થઈ શકતું નથી.

દુષ્ટ સ્વાર્થથી પઠન, પાઠન અને ઉપદેશ આદિ કરવાથી દ્રવ્ય આદિ પ્રાપ્ત થાય, તોપણ તે અંતમાં અધોગતિનું કારણ થાય છે, માટે હું નિષ્કામ થઇ કેવળજ્ઞાન પામી સ્વરૂપાનંદ પ્રાપ્ત કરુ

પોતાના આત્મકલ્યાણનાં સાધનોમા જેની પ્રીતિ નથી તે કદી પરમસુખ પામી શકતો નથી.

જે મનુષ્ય યથાર્થ સાધનોદ્વારા આત્મા અને બ્રહ્મનો અભેદ શાસ્ત્ર, સદ્‌ગુરુ અને સંતના સમાગમથી જાણે છે, તે કૈવલ્ય મુક્તિ પામે છે.

જેને પરમાનંદ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય, તેણે બ્રહ્મજ્ઞાનદ્વારા આત્માને અકર્તા અભોક્તા સમજવો જોઈએ.

આત્માને અજ્ઞાન, અંતઃકરણ અને દેહ સાથે એકમેક થએલો છે એમ સમજી આસક્તિ કરે છે, તે જન્મમરણરૂપ બધનને પામે છે, માટે આત્માને સદા નિર્લેપ અને નિત્યમુક્ત સમજી મનુષ્યે મુક્તિ મેળવી કૃતાર્થ થવુ જોઇએ

બ્રહ્મજ્ઞાનના કથનમાં ચતુર અને આત્મનિશ્ચયથી રહિત કદાચ દેવ પણ હોય તો એ તે સસારચક્રના ગમનાગમનથી મુક્ત થઈ શકતો નથી

બ્રહ્માત્માનો એક નિશ્ચય કર્યા વિના મનુષ્ય બાહ્ય વિષયસુખોમાં આસક્ત થએલો હોય તેને બધનયુક્ત સમજવો

"હુ બ્રહ્મ છુ" એ નિશ્ચય વિના મનુષ્ય કદી વેદવક્તા હો તોપણ જન્મમૃત્યુરૂપ સંસારચક્રથી છૂટકારો પામશે નહિ

જ્ઞાનની વાતોથી ભરપૂર મનવાળો મનુષ્ય વાસનાથી પ્રવૃત્તિમાં, તત્પર હોય તો બંધન પામે છે.

મનુષ્ય સસ્કાર, વાસના અને અશુભ કર્મથી ભવસાગરમાં ભ્રમણ કરે છે, પણ શુભ સસ્કાર, શુભ વાસના અને નિષ્કામ કર્મથી બ્રહ્મવિદ્યા સપાદન કરી મોક્ષ પામે છે, અર્થાત અહંકાર આદિથી બધન અને સ્વરૂપમાં સ્થિતિ કરવાથી મુક્તિ પામે છે.

મનુષ્ય કર્મોમા અભિમાન વ્યર્થ કરે છે, એથી તો ભવરોગ વધે છે. પોતે ઇચ્છા-રહિત, સકલ્પરહિત અને નિષ્કર્મભાવે સ્થિતિ કરી અકર્તા રહી મુક્તિ સપાદન કરે છે. રાગી મનુષ્ય સસારાસક્તિ છોડે તોજ બધનમુક્ત થાય બ્રહ્મબોધથી મુક્ત થવાય છે

માયિક જગતને સુખરૂપ જાણી પદાર્થોની ઇચ્છા કરીશ તો બધન પામીશ, જો પદાર્થોની વાસના ત્યાગીશ, તો મોક્ષ પામીશ, આ વેદાન્તસિદ્ધાન્ત છે.

સોની સોનાના અલંકારોમાં અલંકારબુદ્ધિ રાખતો નથી, પણ સોનું કેવું કેટલું છે તે ધ્યાનમાં રાખે છે, તેમ હું જગતમાં જગતબુદ્ધિ નહિ રાખતાં જો અસ્તિ, ભાતિ, પ્રિય બુદ્ધિ કેળવી–બ્રહ્મબુદ્ધિ કરીશ તો સંસારરોગથી મુક્ત થઈશ.

અયોગ્ય ભોગોની ઇચ્છા કરવી તે બંધન છે, અને ભોગોને તજી દેવા એ મુક્તિનું મુખ્ય કારણ છે.

સઘળાં શાસ્ત્રનું કથન એ છે કે લૌકિક વાસનાનો ત્યાગ કરીને સદા બ્રહ્માત્માનો અભ્યાસ કરવાથી મોક્ષની સિદ્ધિ મળે છે.

મમતા રાખીશ તો બંધન પામીશ, મમતા ત્યાગીશ તો મોક્ષ પામીશ, મમતા હોવાથી જીવપણાને પ્રાપ્ત થયો છું, મમતાને દૂર કરવાથી કેવલ બ્રહ્મરૂપે રહી શકીશ, આ વેદાન્ત સિદ્ધાંત છે.

દેહ, કર્મેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ અને અજ્ઞાનમાં અહંતા કરવાથી તથા કુટુંબિજનોમાં તથા પદાર્થોમાં મમતા કરવાથી બંધ પ્રાપ્ત થાય છે. એ સર્વનો ત્યાગ કરવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે. બ્રહ્મથી અભિન્ન આત્મા મારું વ્યાપક સ્વરૂપ હોવાથી અહંમમનો વિષય કોઈ નથી.

'ઉત્તમ પદાર્થ મને જરૂર પ્રાપ્ત હો.' એવી દૃઢ ભાવના બંધનકારક છે. મનોનાશ, વાસનાત્યાગ અને તત્ત્વજ્ઞાનથીજ મુક્તિ છે. વાસનાઓને ઓળખી વાસના ત્યાગીશ તો પ્રત્યાહાર સાધી શકીશ, અને દુઃખાલયથી છૂટીશ.

દેહના, ઇન્દ્રિયોના, અને અંતઃકરણના ધર્મો એ મારા (આત્માના) ધર્મો નથી; હું નિર્વિકાર આત્મામાં દેહાદિ અને દેહાદિના ધર્મો એ સઘળું કાંઈ નથી. હું કેવળ અસંગ છું, એવી દૃઢ ભાવના કરું. (અપૂર્ણ)

—[ * ]—

## શુચિતા

[ લેખકઃ–શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ વેદાંતભૂષણ ]

( ૨ )

શરીરના ઘણા રોગો રોગીના સ્પર્શથી સ્પર્શ કરનારને લાગુ થાય છે એમ આજનું વૈદકીય શાસ્ત્ર તો માનતું થયુ છે અને તેથી સ્પર્શથી સક્રમણ પામતા રોગોના પ્રસરસમયે તેવા રોગના ભોગ થયેલાઓને બીજાઓથી અલગ રાખવાનો ક્રમ ચાલુ થયેલો છે.

એવી રીતે મનના રોગો તો લગભગ બધાજ સ્પર્શવડે સહજ સક્રમણ પામી જાય એવા હોય છે અને તેથી મનના રોગોવાળાઓને બીજા નીરોગી મનુષ્યોથી અલગ રાખવાની અગત્ય દેખીતી છે, છતા આજની સુધરેલી કહેવાતી જનતાને તે અગત્ય જણાઈ નથી !

અને કદી જણાય તોપણ મનના રોગીને પારખી કાઢવાનું અને તેને તેના સગાસબધીઓથી અલગ રાખવાનું કાર્ય ઘણું કઠિણ છે

પણ તેથી સ્પર્શ અને અસ્પર્શના વિવેકની અગત્ય ઓછી થતી નથી.

સ્પર્શ અને અસ્પર્શના એવા શાસ્ત્રીય વિવેકને અનુસરીને અત્યવર્ગને શારીરિક અસ્પર્શ રાખવામાં આવે છે તેમા અપમાન વા તિરસ્કારનો હેતુ હોવાનું દોષદર્શન કરવુ તથા કરાવવું એ એક પ્રકારની દેખીતી દુર્જનતા છે

અને આર્યજનતાનો એક અગભૂત અંત્યવર્ગ એવા ખોટા પ્રચારને વશ થઇને આર્યજનતાનો ત્યાગ કરે તથા પાક અને નાપાકનો ઉઘાડો ભેદ કહેનારા પાકીસ્તાનમાં ભળવા જાય એ તેના પણ વિવેકની ખામીને પ્રસિદ્ધ કરનારૂ થાય

જેમ મસ્તકથી પાદપર્યંતના જુદાં જુદાં અંગો એકજ અવયવી શરીરનાં અંગો છે તથા જુદાં જુદા અગોની યોગ્યતા તથા અયોગ્યતાને અનુસરીને તેના શણગારને સમયે ઉંચાનીચા શણગારો કરવામા આવે તેથી નીચા શણગારવાળા અગે ઉંચા શણગારવાળા અંગની અદેખાઈ કરવી યોગ્ય ન ગણાય, તેમ એકજ અવયવી એવી આર્યજનતાનાં જુદા જુદાં અંગોના તેમની યોગ્યતા તથા અયોગ્યતાના વિવેકને અનુસરીને જુદાં જુદાં સ્થાનો તથા સંસ્કારોનો નિર્ણય કરવામાં આવ્યો છે તેમાં નીચા સ્થાન તથા સસ્કારોવાળા અંગે ઉંચા સ્થાન તથા સસ્કારવાળા અગોની અદેખાઇ કરવી યોગ્ય નથી

ઉપરથી દેખાતા નીચા સ્થાનમા રહેવાથી તથા તે નીચા સ્થાનને માટે નિયુક્ત થયેલાં કર્મો કરવાથી કોઇ પણ અંગને કે તે અંગના કોઇ પણ જનને તેના આ લોકના, પરલોકના કે અલોકના સ્વાર્થમા હાનિ ન થાય એવી યોજના મૂળથીજ રાખવામાં આવેલી છે

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नर ॥**

પોતપોતાનેમાટે નિયુક્ત થયેલા કર્મમા નિરત રહેનાર પુરુષ સર્વેએ સાધવા-યોગ્ય સિદ્ધિને સરખો પામી રહે છે.

અવશ્ય, પોતપોતાને માટે નિયુક્ત થયેલુ કર્મ પ્રત્યેક શાસ્ત્રે કહેલી રીતે એટલે શાસ્ત્રે કહેલા આચારો તથા વિચારોપૂર્વક કરેલુ હોવુ જોઇએ અને તેમા જેટલી ખામી રહી હોય તેટલી તેની સિદ્ધિમાં ખામી રહે એ પણ સ્વાભાવિક છે

અને એ સિદ્ધાંત તો ઉંચાં ગણાતા અગોને પણ સમાનપણે લાગુ છે

ઉંચા ગણાતાં અંગો પણ આજ પોતપોતાના કર્મમાં જોઇએ તેવાં નિરત નથી તેમને પણ પરસ્પર સ્પર્ધા ઉપસ્થિત થયેલી છે, અને તે સ્પર્ધા ઉંચાં શાસ્ત્રીય કર્મો કરવાની નહિ પણ લૌકિક ભોગોના સંપાદનની છે

આ વિશ્વનું સર્જન કરનારા પરમેશ્વર છે અને પરમેશ્વરે વિશ્વના સર્જન સમયે સર્વએ ધારણ કરવાના ગુણોનો તથા કરવાનાં કર્મોનો નિર્દેશ કરેલો છે એ વાત આજ આર્યજનતાના સર્વ અંગોના મનપરથી પણ લગભગ ઓસરી ગઇ છે વા ઓસરી જવાના ક્રમપર રહી છે એ ખરેખર આર્યજનતાના ખરા હિતનું વિઘાતક છે.

---

## आध्यात्मिक भावना उद्गारो

" ગુરુ ગ્રહો અબ બાંય હમારી, યહ ભવસાગર પાર કરો. " (નાગ)

" गुरुकृपयैव सुनावा प्राक्तनभाग्यानुकूलमारुतया ॥
दुःसहदुःखतरङ्गस्तुङ्गः संसारसागरस्तीर्णः ॥ "

(શ્રીશંકરાચાર્યજી)

શ્લોકાર્થઃ–" શ્રીસદ્‌ગુરુની કૃપારૂપ સારા વહાણવડેજ અને પૂર્વનાં પુણ્યોરૂપ અનુકૂલ વાયુવડે અસહ્ય દુઃખોરૂપ મોટા તરંગવાળો આ સંસારસાગર મારાથી તરાયો. " धन्योऽहं ॥

" લગભગ ૩૮ વર્ષ પહેલાં આ દાસની સ્થિતિ વ્યવહાર પ્રસંગે " લોસ્ટ્રીચાર્ટ " (ત્રાન્સવાલના) નામના પહાડી સ્થાનના " ન્યૂનર્ગેટ " નામના વિભાગમાં દુકાન ઉપર હતી, તે વખતે તા. ૨૦–૧૦–૦૬ના રોજ દિવાળીના પર્વો (તહેવારો) અંગે ઉદ્‌ભવેલા " આધ્યાત્મિક " ભાવના ઉદ્‌ગારો પુનઃ આજરોજ શ્રીપ્રભુ ભક્તોને સપ્રેમ અર્પણ."

(રાગ–બિલાવર વૈદર્ભિ વનમાં વલવલે એ ઢાળ)

આજે આનંદ મારા મન વિષે, દીઠા દિવાળી દિન
આનંદ સાગરે ઊછળે, મમ મનરૂપી મીન. ટેક.

(ધેનુતેરસ)

ભંભુડા ભગવત નામના, આપ્યા સદ્‌ગુરુ સુતાર;
સુરતા દોરી સાથે બાંધીયા, ગ્રહ્યા રસના કર સાર. ૧

આશા તૃષ્ણા ધેનુ ભાગીયું, સૂણી ભયદ ભણકાર;
ધેનુતેરસ એવી આજ છે, દુઃખ દ્વંદ્વ હરનાર. આ૦ ૨

(અંધારી ચૌદશ)

મોહ નિશા વ્યાપી રહી, વ્યાપ્યો અવિદ્યા અંધકાર;
હૃદય ચક્ષુએ આંજ્યું, જ્ઞાન અંજન સુસાર. આ૦ ૩

દિલ દર્પણમાં દેખીયું, દરર્યા નિજ દેદાર;
'આત્મસ્વરૂપને " ઓળખ્યું, રૂપ ગુણ આગાર. આ૦ ૪

કામ ક્રોધાદિ ભૂતડાં, ભર્યાં હૃદય શ્મશાન;
ભયહર ભૂવો ભાવે મલ્યા, કીધાં કબજે તમામ. આ૦ ૫

મંત્ર મહામૂલો આપીઓ, જાગ્યો સારી રે ! રાત;
ઝગઝગ જ્યોતિ ઝળહળી, દિનકર દરશ્યો પ્રભાત. આ૦ ૬

( દીપોત્સવી–દિવાળી )

દુઃખહર દિન દિવાળીનો, આજે આનંદ અપાર;
શરીરરૂપી આ શહેરમાં, વર્ત્યો "જયજયકાર". આ૦ ૭
દિલ દેવળમાં પ્રકટીઆ, જ્ઞાન દીપ અપાર;
ઝળહળ જ્યોતિ ઝળકી રહી, શોભાનો નહિ પાર, આ૦ ૮

( શારદાપૂજન )

સદ્‌વિદ્યારૂપી શારદા, પૂજયાં પ્રેમે અપાર;
શીશરૂપી શ્રીફળ ધર્યું, નમી ચરણ મોઝાર. આ૦ ૯
ચિત્તરૂપી ખોલ્યા ચોપડા, જોયાં ખાતાં બેપાર,
નફાતોટાનું લેખું કર્યું, નીરખ્યો નફો અપાર આ૦ ૧૦
કર્મ કરજ ઘણું હતું, રહ્યું શેષ આવાર,
સદ્‌ગુરુ શેઠની સ્હાયથી, પામીશ તેનો હું પાર. આ૦ ૧૧

( અન્નકૂટ )

આનંદ આનંદ આનંદ છે, ઉત્સવ અન્નકૂટ સાર,
ભાવતણાં ભોજન કરી, ધર્યો પ્રભુજીને થાળ આ૦ ૧૨
શીલરૂપી શીરો કર્યો, સાટા સંતોષ સાર;
લાડુ કર્યા લજ્જા તણા, કીર્તનકેરો કંસાર આ૦ ૧૩
દિલ દૂધમાંહે તો ભેળી, શ્રદ્ધા કર સાર,
ભાવતણો રૂડો ભાત છે, દયાતણી છે દાળ આ૦ ૧૪
પ્રેમપેંડા બરફી ધર્યાં, દાનતણો દૂધપાક,
પ્રીત પતાસા પુરી કર્યાં, સેવા સુંદર શાક, આ૦ ૧૫
ભક્તિરૂપી ભજીયાં ધર્યાં, ધૃતિ ધૃતમાં સુસાર;
કરુણાતણી તો કઢી કરી, મેથી મનનો વઘાર આ૦ ૧૬
રામ રે! નામનાં રાયતાં, ક્ષમા ખટ્‌રસ સાર;
વડાં કર્યાં વૈરાગ્યનાં, તેનો સ્વાદ અપાર. આ૦ ૧૭
"દેહ દેવળમાં" બિરાજીયા, "આત્મદેવ" અનુપ,
"આત્મનિવેદન"રૂપી ધર્યો, આનંદભેર "અન્નકૂટ" આ૦ ૧૮
આરત વાણીની આરતિ, કરી કરગરી કોડ;
ભાવથકી ભોજન ધર્યાં, જમજો જય શ્રીરણછોડ. આ૦ ૧૯
પ્રેમ પ્રસાદ આરોગીઆ, ટળ્યાં ત્રિવિધ તાપ,
મોહ માયા અળગી ટળી, સદ્‌ગુરુશ્રીનો પ્રતાપ આ૦ ૨૦
બલિહારી ગુરુદેવની, વંદું વારંવાર,
"નાગ"તણા પ્રભુ "નાથનો" બોલો જયજયકાર આ૦ ૨૧

———[ * ]———

## સેવા–પ્રવૃત્તિ

[ નોંધ:–દેશ, કાળ ને પરિસ્થિતિ પ્રમાણે સેવાનું સ્વરૂપ વિવિધ પ્રકારે યોજાતું રહે તો આમજનતાને તે અવશ્ય ઉપકારક થાય. આ સેવાના સ્વરૂપના મૂળમાં સૂક્ષ્મ વિવેક ને સાત્ત્વિક ભાવ તો જરૂર હોવા જોઈએ.

"કૃપાનાથ" અને "કૃપાનાથનાં સાહિત્ય" નો પરિચય બહોળા પ્રમાણમાં જનતાને મળતો રહે એ સદ્‌હેતુથી પ્રેરાઈ ને મુંબઈના ગુરુબંધુઓ ચંદ્રસિંહભાઈ તથા ઉપેન્દ્રસિંહભાઈ તરફથી ગુજરાતી–હિંદી–અંગ્રેજી "સિનેમા–સ્લાઈડ" દ્વારા નીચેના ભાવના લખાણ પ્રમાણે સેવા–પ્રવૃત્તિની યોજના થઈ રહેલી છે. "સિનેમા સ્લાઇડ" માં લખાણ સાથે કૃપાનાથનાં ચિત્રપ્રતિમા પણ કલાપૂર્વક ગોઠવવામાં આવ્યાં છે. "સિનેમા–સ્લાઇડ પણ કલાનું એક અનેરું અંગ ગણી શકાય............ ]

---

### મહાત્મા શ્રી નથુરામ શર્મા

[ આનંદાશ્રમ–ગિરનારક્ષેત્ર ]

( પો. ઓ. બીલખા–કાઠિયાવાડ )

આ મહાત્માશ્રીએ વિશ્વશાંત ને વિશ્વકલ્યાણ પ્રબોધનારા સદ્‌ગ્રંથો રચ્યા છે:—

એ સદ્‌ગ્રંથો અવલોકન કરવા જેવા છે; મુંબઈમાં પણ આ ગ્રંથો વાંચવા મળી શકે એમ છે:–

ઠે. શ્રીનાથ જ્ઞાનમંદિર–વિશ્રામ ભવન, નોર્થબ્રુક સ્ટ્રીટ–મુંબઈ. ૪

---

विश्वशांति और विश्वकल्याणका आदश व आदेशपूर्ण साहित्य:–

प्रणेता

महात्मा नथुराम शर्मा

[ आनंदाश्रम–गिरनार क्षेत्र ]

( पोष्ट:–बीलखा–काठियावाड )

यह सब साहित्यका अवलोकन करनेके लिये–अवश्य आगमन करें:–

श्रीनाथ ज्ञानमंदिर–विश्राम भवन, नोर्थब्रुक स्ट्रीट–बम्बई–४

---

Eternal & Inspiring
Literature
*By*
MAHATMA NATHURAM SHARMA
[ Anandashram–Girnar Kshetra ]
( P. O. Bilkha–Kathiawar–India )

Greatest Gift to Mankind Assuring "Peace" & "Prosperity"

Open to All

Welcome

Shri Nath Gnan–Mandir–Vishram Bhavan,
North Brooke Street–Bombay–4

——[o]——

## કૃપાનાથ

[ નિરૂપક—શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

ઘણા કહે છે કે કૃપાનાથ સનાતનધર્મના શિક્ષક હતા

ઘણા કહે છે કે કૃપાનાથ માનવતાના પ્રચારક હતા.

ઘણા કહે છે કે કૃપાનાથ માણસ માત્રના મિત્ર હતા

ઘણા કહે છે કે કૃપાનાથ વિશ્વશાંતિના ઉપદેષ્ટા હતા

ઘણા કહે છે કે કૃપાનાથ જનકલ્યાણના આલેખક હતા

કૃપાનાથ આપણી વચ્ચે હતા–હરતા ફરતા, બોલતા ચાલતા, વાંચતા લખતા

સનાતનધર્મ એટલે પરમાત્માનો ધર્મ–મનુષ્યમાત્રનો સ્વાભાવિક ધર્મ–સમગ્ર સૃષ્ટિમાં સંયોજાયેલો ધર્મ

સનાતનધર્મવિના માણસથી જીવી શકાય નહિ–જગતથી નભી શકાય નહિ કારણ, ધારણ કરી રાખે તે ધર્મ.

અંતર્મુખમાં વૃત્તિ કરીને–અંતરમાં ઉંડા ઉતરીને–આત્માનું અનુસંધાન કરીને–પરમાત્માનું ધ્યાન કરીને–કૃપાનાથે આ સનાતનધર્મનું સ્વયં શિક્ષણ લીધુ–અને–બીજાઓને એ શિક્ષણ જીવનપર્યંત ઉમળકાથી આપ્યા કર્યું અને એ રીતે સનાતનધર્મના આજીવન શિક્ષક થઈ રહ્યા... !

× × × × ×

કૃપાનાથ પ્રથમ સાધકદશામાં ખૂબ ફર્યા–ગિરનાર, આબુ ને હિમાલયની ભવ્યતા ને મહાનતા આત્મસાત્ કરી–દ્વારકા, જગન્નાથપુરી ને કન્યાકુમારીના સાગરની ગંભીરતા ને વિશાલતા આત્મસાત્ કરી–ગંગા, ને યમુના ને ગોદાવરીની નિર્મલતા ને પાવનતા આત્મસાત્ કરી–પંચવટી, ચિત્રકૂટ ને નૈમિષારણ્યની નિર્જનતા ને એકાંતતા અનુભવી –સાધુસંતોની શાંતિ ને મહાપુરુષોની માનવતા માણી... !

અને એ રીતે સાંપ્રદાયિક સંકુચિતતાથી પર થયા ને રહ્યા–સ્વદેશ પરદેશની સાંકડી ભાવના ને હિંદુ અહિંદુના પક્ષપાતી ભેદ એમને ન રહ્યા–એમને હૈડે તો માનવતા પ્રકટી અને–એ માનવતા પોતાના માનવબંધુઓમાં પ્રકટાવવા એ જીવનભર મથ્યા...!

સિદ્ધદશામા પણ કૃપાનાથ છેવટસુધી ફરતા રહ્યા–ગામડે ગામડે ને શહેરે શહેરમાં સંચર્યા ને માનવતાનો–માણસાઈનો પ્રચાર કરતા રહ્યા–ઘણાને સાચા અર્થમાં માણસ બનાવ્યા–અને એ રીતે આ મનુષ્યલોકમાં માનવતાની મશાલ જલતી રાખી... ! -

"સદ્‌ગુરુ પશુતેં માનસ કરે, માનસતેં સિદ્ધ સોય"–આ એમનું સદ્‌ગુરુ કાર્ય હતું–છતાં એમના માનવઅંતરમાંથી માનવપ્રેમભીના ઉદ્‌ગારો નીકળતા કેઃ—

"છેવટે મનુષ્યનો અવતાર ફરી મળે એવાં કર્મ તો કરો...!"

મનુષ્યલોકમાં પ્રકટેલા ઈશ્વરાવતારની આ વિશેષતા... !

× × × × ×

કૃપાનાથનાં ધર્માચાર્ય તરીકેના જીવનના અર્ધી સદી જેટલા સમયદરમ્યાન અનેક પુરુષો ને સ્ત્રીઓ–બાળકો ને વૃદ્ધો એઓશ્રીના સંસર્ગમાં આવેલા–તેમાંના —

સુખી માણસોને મિત્રભાવે "પરમસુખી થવાના ઉપાય" ખતાવતા-દુઃખી માણસોને દયાભાવે દુઃખ ટાળવાના ઈલાજ દર્શાવતા-સારાં માણસોને જોઈ પ્રસન્ન થતા અને તેમને સારાં કર્મ તરફ પ્રેરતા-પ્રોત્સાહન આપતા-નઠારાં માણસો પ્રતિ ઉપેક્ષા રાખતા-તટસ્થ રહેતાં છતાં તેઓ સન્માર્ગે વળે એ માટે અંતરમાં પ્રાર્થના... !

દર્દીને તેનું દર્દ દૂર કરવામાટે ઔષધ બતાવતા ને લૌકિક ને અલૌકિક ઉપાય પણ બતાવતા-દરિદ્રીને તેનું દારિદ્ર્ય દૂર કરવામાટે ઉદ્યોગશીલતા, પ્રામાણિકતા ને દક્ષતાનું અવલંબન લેવાનું ને "દારિદ્ર્ય દહનાય" શિવનું શરણુ લેવાનું કહેતા-અભણને ભણતરના લાભ સમજાવતા અને તે ભણી શકે એવી જોગવાઈ કરાવી આપતા-અજ્ઞાનીને જ્ઞાનનું માહાત્મ્ય પ્રબોધતા અને શનૈઃ શનૈઃ તેનામાં જિજ્ઞાસા જગાડતા... !

અને એ રીતે સર્વ પ્રકારનાં ને સર્વ સ્થિતિના માણસોના સાચા સુહૃદ કૃપાનાથ થયેલા ને રહેલા... !

કૃપાનાથના સંસર્ગમાં આવનાર પ્રત્યેકને એમજ લાગતું કે:—"જાણે કૃપાનાથ પોતાનાજ છે !"

આવા વ્યાપક માનવપ્રેમની સિદ્ધિ કૃપાનાથને સહજ પ્રાપ્ત હતી... !

× × × × ×

માણસમાત્રને શાંતિ માટેની ઝંખના હોય છે—એની સર્વ પ્રવૃત્તિના પ્રેરણાસ્થાને "શાંતિ" હોય છે-જાણે અજાણે "શાંતિ"જ એનું જીવનધ્યેય હોય છે... !

અને એટલેજ-માનવજાતિનો સર્વશ્રેષ્ઠ પાઠ "શાંતિપાઠ" રહ્યો છે-માનવજાતિની સર્વશ્રેષ્ઠ પ્રાર્થના પણ "શાંતિપ્રાર્થના" રહી છે...!

વ્યક્તિને શાંતિ જોઈએ છીએ તેમજ વિશ્વને શાંતિ જોઈએ છીએ-વ્યષ્ટિ સમષ્ટિ ઉભયને શાંતિની આવશ્યકતા છે-વામન વિરાટ્ બંને શાંતિને ઝંખે...!

શાંતિસ્વરૂપ શિવાત્મા કે પરમાત્માના સ્મરણધ્યાનથી શાંતિ સાધી શકાય છે-એ-કૃપાનાથે સ્વયંપ્રયોગ કરીને સિદ્ધ કરી બતાવ્યું છે.

કૃપાનાથને શાંતિની સિદ્ધિ એટલેસુધી પ્રાપ્ત હતી કે એમના સમાગમમાં આવનારાં સૌને પણ અનુપમ શાંતિ અનુભવાતી-બળ્યાંજળ્યાં પણ તે ક્ષણે શાંતિ અનુભવતાં-એ હકીકત છે-અનુભવની વાત છે...!

અને એટલેજ મહાન્ એવા પરમાત્મા સાથે જેમણે પોતાના આત્માનો અભેદ અનુભવ્યો છે એવા સાચા મહાત્માઓનું એક લક્ષણ એ પણ છે કે:-તેમનું સમીપ્ય સેવનારને પણ શાંતિનો અનુભવ થાય...!

કૃપાનાથે વાણીદ્વારા, વિચારદ્વારા ને વર્તનદ્વારા "શાંતિ" ઉપદેશી છે-વાતો કરીને તથા વ્યાખ્યાનો કરીને "શાંતિ" પ્રબોધી છે-વ્યક્તિ વ્યક્તિને તથા કુટુંબે કુટુંબને તેમજ જ્ઞાતિએ જ્ઞાતિને તથા દેશ પરદેશને પણ "શાંતિ"ના આદેશ આપ્યા છે-અને એ રીતે આખા વિશ્વને શાંતિનો ઉપદેશ સતત જીવનભર આપતા રહીને વિશ્વશાંતિના ઉપદેષ્ટા બની ગયા છે...!

...આ પણ એક કૃપાનાથના અલૌકિક જીવનનું અનેરું એવું અંગ...!

× × × × ×

સૃષ્ટિના સર્જનકાળથી સ્વકલ્યાણ કેમ સધાય-સર્વેનું કલ્યાણ કેમ સિદ્ધ થાય એને માટે વિચારો થતા આવ્યા છે-અને એ વિચારો આચારમા પણ મૂકાતા આવ્યા છે-અને એ સર્વેને સદ્‌ગ્રંથોમાં સંગ્રહવામાં પણ આવ્યા છે...!

પછી, ભલે એ સદ્‌ગ્રંથોની ભાષા સંસ્કૃત હોય કે ચાઈનીઝ-હિબ્રુ હોય કે અરબી-ગ્રીક હોય કે લેટિન-પ્રાચીન હોય કે અર્વાચીન...!

આ સંસારમા જો કોઈ ચિરંજીવી રહી શક્તું હોય તો તે "શબ્દ" છે-અને એટલેજ એ "શબ્દબ્રહ્મ"ની સ્તુતિ સર્વ દેશમા ને સર્વકાળમા થતી આવી છે ને થયા કરે છે...!

એ "શબ્દબ્રહ્મ"ની ઓથે ઓથે તો આ સંસાર આશાથી ને ઉલ્લાસથી જીવતો આવ્યો છે ને જીવે છે...!

એ "શબ્દબ્રહ્મ"નું પ્રત્યક્ષ સ્વરૂપ તે આપણા સદ્‌ગ્રંથો-એને શાસ્ત્રો પણ કહે છે...!

અભ્યુદય ને નિઃશ્રેયસ-પ્રેયસ ને શ્રેયસ-એ આ લોકના ને પરલોકના કલ્યાણના શાસ્ત્રીય નામો છે

અભ્યુદય અલ્પજીવી છે, પણ નિઃશ્રેયસ અનંત છે-માટે અનંતને વળગી રહેવું એ ડહાપણનું કામ છે-અને-જગતના ડાહ્યા પુરુષો એજ માર્ગ બતાવતા આવ્યા છે ને બતાવે છે-માટે જનતાએ પણ એજ માર્ગને અનુસરવો જોઈએ...!

નિઃશ્રેયસની-પરમકલ્યાણની સાધનામાટે સાદાઈ જોઈએ-સંયમ જોઈએ-સમભાવજોઈએ -અને એ સઘળું કૃપાનાથે સ્વજીવનમાં આચરી બતાવ્યુ છે અને આમજનતામાટે સ્વભાષામા સ્વરચિત સાહિત્યમા આલેખી મૂક્યુ છે-જોકે એ સમગ્ર સાહિત્ય ગુજરાતી ભાષામાં છે અને નાના મોટા સો ઉપરાત સદ્‌ગ્રંથોમાં છે-છતા એ સદ્‌ગ્રંથો અવલોકવા જેવા છે-એમાથી જગતના જનસમુદાયને પરમકલ્યાણનો રાજમાર્ગ અવશ્ય મળી શકે એમ છે-અને એને અનુભવનો ને અંતરાત્માનો અચલ આધાર છે...!

કૃપાનાથે "સ્વાભાવિક ધર્મ" લખીને સનાતન ધર્મ સમજાવ્યો-"મનુષ્ય મિત્ર" લખીને માનવતા સમજાવી-"અંતર્યામીના આદેશો" લખીને સુહૃદ-સ્વરૂપ સમજાવ્યુ-"સદુપદેશ દિવાકર" લખીને શાંતિ સિદ્ધાંત સમજાવ્યો-"પરમપદબોધિની" લખીને પરમકલ્યાણનો પરમગઢ પ્રબોધ્યો-અને એ રીતે અનેક અમૂલ્ય સદ્‌ગ્રંથો રચીને અને આનંદધામરૂપ "આનંદાશ્રમો" સ્થાપીને અમર એવો શાંતિસંદેશ-શાશ્વત સંબોધ સ્વજન એવા સૌને સોંપતા ગયા છે...!

———[ * ]———

## શ્રીકાર્તિકીપૂર્ણિમા મહાપૂજનમહોત્સવ

( સ્થળ—શ્રીઆનંદાશ્રમ-નવાગામ પો બીલખા )

આ માસિકના ચતુર્થાંકમા જણાવેલા કાર્યક્રમ પ્રમાણે શ્રીકાર્તિકીપૂર્ણિમાનો મહોત્સવ ઉજવવા માટે બહારગામથી આશરે ૧૫૦ ગુરુબંધુઓ તથા બહેનો આવ્યા હતા

કાર્તિક સુદિ ૧૪ની રાત્રિએ મહાપૂજન મહોત્સવનો પ્રસ્તાવ શ્રીમાન્ માણેકલાલ નાનજી ચદારાણાએ સર્વ ગુરુબંધુઓ એકત્ર થતા રજૂ કર્યો હતો અને પ્રાસંગિક વિવેચન કરી પૂજ્યપાદશ્રીનો પુણ્યપ્રબોધને જાગ્રત રાખી સ્વધર્મપાલનમાં આગ્રહ રાખવા ભલામણ કરી હતી.

કાર્તિક સુદિ ૧૫ના દિવસે પ્રાતઃકાળથી સમૂહપ્રાર્થના, પ્રાતઃસ્મરણ, ભજનો વગેરે થયા પછી પૂજ્ય ગુરુદેવની આરતીમાં સૌએ ભાગ લીધો હતો. સ્નાનસંધ્યાદિથી પરવારીને સવારના ૯॥ વાગે શ્રવણમંદિરમાં સૌ બંધુબહેનો મહાપૂજનમાટે એકત્રિત થયાં હતાં. ગામનાં બંધુ બહેનોએ પણ હાજરી આપી હતી. આનંદાશ્રમના પૂ. શાસ્ત્રીઓ આદિ શાંતિપાઠના વેદ મંત્રો બોલ્યા અને મહાપૂજનની શરૂઆત થઈ હતી. મહાપૂજનમાં વચ્ચે વચ્ચે શ્રીસદ્‌ગુરુપ્રશસ્તિઓ અને ભજનો બોલાતાં હતાં.

મહાપૂજન થઈ રહ્યા બાદ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણાએ શ્રીઉપદેશગ્રંથાવલિના નવા અંકનું વાચન કર્યું હતું, અને તે પછી શ્રીસુબોધમાળાનું વાચન કર્યું હતું. તે પછી સૌને પ્રસાદ અને ચરણામૃત આપવામાં આવ્યાં હતાં. રાત્રે પણ શ્રી. માણેકલાલભાઇએ શ્રીઉપદેશગ્રંથાવલિનું વિવેચનપૂર્વક વાચન કર્યું હતું.

આજે શ્રી. રવજી દેવજી ગાંધી તરફથી અર્પણ થયેલી રકમનું વ્યાજ રૂા. ૯૦-૦-૦ મહોત્સવમાં આવનારાં બંધુ બહેનો આદિને મિષ્ટાન્ન ભોજન આપવા વાપરવામાં આવ્યા હતા. તદુપરાંત શ્રી. રવજી દેવજી ગાંધી જામનગરવાળા હા. શ્રી. શેઠ છગનલાલ વાલજીભાઈ તરફથી મહાપૂજન મહોત્સવના દિવસે વાપરવામાટે સર્વપ્રકારનો મસાલો ભેટ આવેલ હતો.

---

ગત આશ્વિન સુદિ ૪ શનિવાર તા. ૧૮-૧૦-૪૭ના દિવસે ભાવનગરમાં ઘોઘા દરવાજે દશાશ્રીમાળી વંડીમાં શ્રીમન્નાથ જયંતી મહોત્સવ ઘણા આનંદથી ઉજવવામાં આવ્યો હતો. શ્રી. છગનલાલ મોરારજી કીર્તનકારે શ્રીમન્નાથ ચરિતામૃત ઉપરથી સંગીતમાં વ્યાખ્યાન તૈયાર કર્યું હતું, ને સૌ શ્રોતાજનોને સુંદરરીતે સંભળાવ્યું હતું. મંડપ પણ સારીરીતે શણગારવામાં આવ્યો હતો. પૂજ્યપાદશ્રીનું મહાપૂજન વિધિપૂર્વક કરવામાં આવ્યું હતું. સૌને પ્રસાદ અને ચરણામૃત આપવામાં આવ્યું હતું. આ વ્યવસ્થામાં શ્રી. મહીપતરાયભાઇએ મુખ્યપણે ભાગ લીધો હતો. જેઓ શ્રી. સ્વ. ભાઈશંકર ધનજી દવેના ભત્રિજા તથા શિહોરના સ્વ. ગિરજાશંકર ગીગાભાઈના સુપુત્ર છે, તેઓ પૂજ્યપાદશ્રીના અનન્ય શિષ્ય હતા. તે પછી શ્રી. વકીલ મહાસુખરાય ગિરજાશંકરે પણ પ્રભુશ્રીના જીવન પર સુંદર પ્રવચન કર્યું હતું. બે કલાક ભજન ધૂન થયાં હતાં.

---

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### ( આશ્વિન તથા કાર્તિક )

### [ સં. ૨૦૦૩ના આશ્વિન વદિ ૪થી શરૂ ]

**મુખ્યભેટઃ**—રૂા. ૧૦-૪-૦ બાશ્રી સરદારકુંવરબા-મહેલોલ. રૂા. ૧૨-૦-૦ શ્રી. છેલશંકર કાનજી-મોણપરીવાળા તરફથી તેમના સ્વ. બંધુના આત્મકલ્યાણાર્થે. રૂા ૨૧-૦-૦ સ્વ. શેઠ રવજી દેવજી ગાંધી-જામનગર. રૂા. ૧૦-૦-૦ શ્રી. મેઘજી રૂડા-પોરબંદર હા. શાંતિલાલ કરશનદાસ. ૨૨-૯-૦ શ્રી. મધુવનદાસ સી. પરીખ-ગોધરા. ૧૦૦-૦-૦ શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત-બોરીવલિ. રૂા. ૧૦-૦-૦ શ્રી. આણંદલાલ ગોવિંદજી લાખાણી-પોરબંદર. ૧૧-૦-૦ શ્રી. તુલસીદાસ ખેતસી-મલાડ. ૧૦-૦-૦ શ્રી. યશવંતરાય ગુલાબરાય માંકડ-માણાવદર સ્ટેટ મેનેજર સાહેબ.

રુદ્રાભિષેક:—શ્રી. પ્રભાશંકર પુરુષોત્તમ–મજેવડી. શ્રી. રામસિંહ સબળસિંહ–કુતિયાણા. એક ભક્તજન–મુંબઈ તરફથી ૯૦ રુદ્રાભિષેક.

ભોજન:—રૂ. ૩૪–૧૦–૦ શ્રી. જગજીવનદાસ રમણિકલાલ કેશાણી–મુંબઈ રૂ. ૧૦–૦–૦ શ્રી. વલ્લભદાસ ઠાકરશી તરફથી ભોજન માટે. માતુશ્રી જાનબાઈમા–ખડખડ (ભોજન માટે સીધાં) રૂ. ૨૦–૦–૦ શ્રી છગનલાલ સવજી–મુંબઈ. રૂ. ૭–૮–૦ શ્રી. સુરતરામ અંબારામ વમાવડા–જૂનાગઢ

થાળો:—રૂ ૧–૪–૦ પૂજારી પ્ર. દલપતરામભાઈ–આનંદાશ્રમ રૂ ૫–૦–૦ શ્રી. માણેકલાલ દામોદર–ઉમરેઠ (બે થાળ) રૂ ૧–૪–૦ શ્રી અમૃતલાલ નગીનદાસ રૂ ૧–૮–૦ શ્રી. જમનાદાસ કાનજી–હુશાળા રૂ ૧–૪–૦ મણિબેન–ખીલખા. રૂ ૧–૪–૦ શ્રી ગોરધનદાસ હીરજી–ચાપરાજ ચરખા રૂ ૧–૪–૦ શ્રી. કરશનદાસ હરજી–વડુકુળ રૂ. ૧–૮–૦ શ્રી દ્વારકાદાસ ખેતશી–કરાંચી રૂ ૨–૮–૦ શ્રી પ્રાગજી દેવજી–મોરબી (બે થાળ) રૂ ૧–૪–૦ શ્રીમતી મણિબેન કેશવલાલ–ભાયાવદર હા નથુરામભાઈ રૂ. ૨–૮–૦ શ્રી. સોમનાથ હરજીવન–વિલેપારલે (૨ થાળ). રૂ ૧–૪–૦ બેન મથાકુવર અંબારામ–બાબરા રૂ ૦–૧૨–૦ પ્રેમકુવર બેન (થાળ) રૂ ૨–૮–૦ શ્રી પોપટલાલ તારાચંદ વકીલ–જૂનાગઢ (બે થાળ) રૂ ૧–૪–૦ શ્રી યશવંતસિંહ રામસિંહ–કુતિયાણા રૂ ૧–૪–૦ શ્રી. ગિરધરલાલ જયશંકર વ્યાસ–ખીલખા રૂ. ૧–૪–૦ શ્રીમતી ગં સ્વ જડાવબેન–જોરાવરનગર. રૂ. ૧–૪–૦ સાદરા આનંદાશ્રમ હા શ્રી મગળદાસભાઈ. રૂ ૫–૦–૦ સ્વ સાંકુબેનના આત્મ-કલ્યાણાર્થે ૪ થાળ ધરાવવા માટે હા. બેન સંતોકબાઈ ૩–૦–૦ ભોગીલાલ જગજીવનદાસ–રાણપર (થાળ ૨). રૂ ૧–૪–૦ શ્રી મૂળશંકર પ્રભાશંકર–પોરબંદર.

અખંડદીપક:—રૂ ૭–૦–૦ જનાર્દન ચૂનીલાલ–અમદાવાદ. રૂ. ૦–૪–૯ શ્રી. જગમોહનદાસ રમણિકલાલ કેશાણી–મુંબઈ રૂ. ૦–૪–૦ શ્રી ગોરધનદાસ હીરજી–ચાંપરાજ ચરખા રૂ ૧–૦–૦ શ્રી લક્ષ્મણ વ્રજલાલ–ઉદવાડા રૂ ૦–૪–૦ ત્રિવેદી છોટાલાલ પ્રાણશંકર–વલ્લભીપુર રૂ ૧–૪–૦ શ્રી રૂગનાથસિંહ નથુસિંહ–બેંગલોર રૂ ૦–૮–૦ શેઠ પ્રાગજી દેવજી–મોરબી રૂ ૦–૪–૦ બેન સતોકબાઈ રૂપસિંહ–અમરેલી રૂ. ૧–૪–૦ શ્રીમતી મણીબેન–ખીલખા. રૂ ૦–૪–૦ શ્રી વિદ્યારામ પીતાંબર–વડોદ રૂ ૧–૦–૦ શ્રી ભોગીલાલ જગજીવનદાસ–બેસાણુ રાણપર

———[ * ]———

## શ્રીપોરબંદર–આનંદાશ્રમ

આજે આશ્રમમાં આશ્વિન સુદિ ૪ શનિવારે પુ શ્રીમન્નાથ જયંતી મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો અને આમત્રણ પત્રિકાઓ છપાવી હતી. કાર્યક્રમ છાપ્યા પ્રમાણે વિધિ કરવામાં આવેલ હતો —

૮। થી ૮॥ વેદઘોષ શાસ્ત્રી વિશ્વનાથભાઈ, પ્રજ્ઞાચક્ષુ મેઘજીભાઈ તથા વિદ્યાર્થીઓએ કર્યો હતો. ત્યારબાદ શાંતિપાઠ ભણી પૂજન શરૂ થયું હતું, ને વિધિપૂર્વક પાદુકા તથા છબીજીનું પૂજન થયુ હતું ભેટ રૂ ૨૨–૧–૬ આવેલ છે પૂજન વખતે શ્રી આણંદલાલભાઈ, શ્રી. ચત્રભુજભાઈ, જેઠાલાલ માસ્તર માલદેવભાઈ, અમરશીભાઈ, નવરંગભાઈ, દેવચંદભાઈ, લક્ષ્મીદાસ-ભાઈ, લાલજીભાઈ તથા કલ્યાણજીભાઈ વગેરેએ પૂજન વખતે હાજરી આપી હતી બહેનો સારીબહેન, પ્રભાબહેન, વજીબહેન વિગેરે બહેનોએ પણ હાજરી આપી હતી. આશરે ૩૫ થી ૪૦

ભાઈઓએ પૂજનનો લાભ લીધો છે. પૂજન બાદ "બીલખાને બારે આનંદ લુંટાય" એ પદ સરસ્વતીવિજય પાઠશાળાની બાળાઓ બોલી હતી. એ પછી અમરશી ઠા. એક પદ બોલ્યા હતા. પછી પ્રસાદ વહેંચ્યો હતો. સાંજે ૪ાા થી ૭ સુધી સંન્યાસી આશ્રમમાં કાર્યક્રમ ગોઠવ્યો હતો. કીર્તનકાર મૂળશંકરભાઈએ સંતસેવાનું કીર્તન કર્યું હતું. પછી શાસ્ત્રી વિશ્વનાથભાઈએ આ માસિકના વર્ષ ૨ અંક ૮-૯માંથી પૂજ્યપાદશ્રીનું જૂનું સાહિત્ય ૧૭૦ પાને છે તે વાંચ્યું હતું. ત્યારપછી શ્રી. માલદેવભાઈ પૂજ્યપાદના જીવનવૃત્તાંત વિષે બોલ્યા હતા. પછી શ્રી. માસ્તર જેઠાલાલ એક કવિતા બોલ્યા હતા અને ત્યારબાદ પૂજ્ય શ્રી પરમહંસ પરિવ્રાજક સ્વામીજી ૧૦૮ કાશીનિવાસી વિદ્યાનંદજી વેદાંતાચાર્ય મીમાંસાતીર્થ તેઓશ્રી શ્રીનાથજયંતીમહોત્સવ તથા તેઓશ્રીનો સનાતન વૈદિક ધર્માચાર એ વિષય ઉપર અસરકારક વિદ્વત્તાભર્યું વ્યાખ્યાન આપ્યું હતું. શ્રોતાઓની સંખ્યા ૩૦૦ થી ૩૫૦ સુધી હશે. વ્યાખ્યાન બાદ પાઠશાળાની બાળાઓ શ્રીસદ્‌ગુરુમહિમા એ ધોળ બોલી હતી. પછી પ્રસાદી વહેંચી હતી. ત્યાર પછી સભા શ્રીસદ્‌ગુરુનો જય બોલી વિસર્જન થઈ હતી.

ઉપરાંત શ્રીઅમદાવાદ, મોજીદડ, ધ્રાફા, લીંબુડાનાં આનંદાશ્રમોમાં તેમજ શ્રીમન્નાથ સત્સંગમંડળ મુંબઈમાં અને સાદરા, માંડલ, દીવા, કુંતિયાણા, જામજોધપુર, કરાંચી આદિ સ્થળોએ પણ મહાપૂજન થયું હતું.

———[ * ]———

## परचुरणभेट

[ આશ્વિન વદિ ૪ થી શરૂ. ]

૫-૦-૦ શ્રી. એમ. એચ. ભાભા-મુંબઈ
૦-૧૨-૬ લીંબુડા આનંદાશ્રમમાં ભેટના

શ્રીઆનંદાશ્રમ-નવાગામમાં પૂજ્યપાદશ્રીના સ્વરૂપાવસ્થાનના મહાપૂજન ભેટનાઃ—

૦-૪-૦ બેન કસ્તુરબેન વ્યાસ
૦-૨-૦ શ્રી. અંબાશંકર ના. જોશી
૦-૪-૦ ,, મગનલાલ રામજી જોશી
૦-૮-૦ ,, મૂળશંકર કાનજી વકીલ
૦-૪-૦ શાસ્ત્રી દયારામભાઈ
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૨-૦ પૂજારી દલપતરામભાઈ
૦-૨-૦ શ્રી. કરશનદાસ હરજી
૦-૨-૦ ,, કરશનદાસનાં પત્ની
૦-૨-૦ પરચુરણ

———

૨-૨-૦

× × ×

૦-૮-૦ બેન સુબજીબા-બીલખા

શ્રીઅમદાવાદ-આનંદાશ્રમ તરફથી ભાદ્રપદની ભેટનાઃ—

૮-૮-૦ સ્વ. શ્રી. ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિક તરફથી માસિક થાળના
૧-૪-૦ શ્રી. હરિલાલ હરકીશનદાસ-મુંબઈ
૦-૩-૦ પરચુરણ

———

૧૯-૧૫-૦

૦-૪-૦ શ્રી. કરશનદાસ હરજી વડુકુલ-

સં. ૨૦૦૪ કાર્તિક શરૂ

શ્રી આનંદાશ્રમ-નવાગામમાં બેસતાવર્ષની

**પૂજનભેટનાઃ—**

૦-૪-૦ બાશ્રી સુબજીબા
૦-૨-૦ શ્રી. જગદીશચંદ્ર
૦-૨-૦ ચિ. જયેષ્ઠારામ
૧-૦-૦ શ્રી. પ્રભુલાલ કાનજી દવે-વંથલી

०-४-० શ્રી 'અંબાશંકર નાનજી જોશી
०-४-० ,, દયારામ મૂળજી મોઢા
०-४-० ,, નાનાલાલ જીવનભાઈ
૧-०-० બેન કસ્તુરબેન વ્યાસ
०-४-० શ્રી. કરશનદાસ હરજી
०-२-० પૂજારી દલપતરામભાઈ
०-४-० પ્ર ધ્રુવપ્રકાશજી
०-४-० બેન નાનીબેન-બીલખા
०-२-० એક બહેન
०-४-० શ્રી ચપકલાલ મૂળશંકર-મેંદરડા

૪-૮-०

૧-०-० શ્રી. બાલાશંકર મણિશંકર-સુરત
૨-०-० બેન પાર્વતીબાઈ દેશાઈ- ,,
૨-०-० શ્રી મોહનલાલ મૂળજી-મુંબઈ
०-६-० ,, પ્રભાશંકર પુરુષોત્તમ પૂજાપો ને ભેટના
०-४-० ,, ,, ,,

શ્રીપોરબંદર-આનંદાશ્રમમા આસો વદિ ૧૧ પૂજ્યપાદશ્રીના સ્વરૂપાવસ્થાનના પૂજન ભેટના

૧-०-० શ્રી લાભશંકર ભવાનીશંકર-પોરબંદર
૧-०-० ,, પુરષોત્તમ રામજી
૧-०-० ,, જમનાદાસ રામજી
૧-०-० ,, વલ્લભદાસ ઠાકરશી
०-८-० ,, ગોપાલજીભાઈ
०-६-० ,, શાંતિલાલ ચત્રભુજ
०-४-० ,, વિશ્વનાથ માધવજી
०-४-० ,, દેવચદ હંસરાજ
०-४-० ,, લક્ષ્મીદાસ હંસરાજ
०-४-० ,, જેઠાલાલ કાનજી
०-४-० ,, વૃંદાવન પુરુષોત્તમ
०-४-० બેન પ્રભાબેન
०-४-० ,, બાળાબાઈ
०-४-० ,, મહાલક્ષ્મીબેન
०-८-० શ્રી શાંતિલાલ ચત્રભુજ
०-४-० ,, મેરજીભાઈ શાસ્ત્રી

૭-૧०-०

०-४-० બેન અમુબેન-બીલખા
०-२-० ,, સુમરીબેન- ,,
૧-४-० શ્રી ચતુરભાઈ આશાભાઈ-અમદાવાદ
૨-०-० ,, જેઠાભાઈ લલ્લુભાઈ- ,,
૨-०-० ,, મોહનલાલ મૂળજી-મુંબઈ
૨-०-० ,, જેશંકર કેશવજી-ભાણવડ
૧-०-० બેન રામબા પથુભા- ,,
०-१-६ પરચુરણ
૧-४-० શ્રી લક્ષ્મણ મજનાલ-ઉદવાડા
૭૫ ૧૪-० ,, શેઠ રાજસી જીવરાજ-મુંબઈ તરફથી સાત્વિક ધર્મોદાના નવેંબર માસના
૧-૧૧-० પરચુરણ મદિરેથી હા વિ શાંતિલાલ
०-४-० બેન કસ્તુરબેન-બીલખા
૧-४-० વિ ધનસ્યામ મૂળશંકર
૨-०-० શ્રી. ભાનુશંકર ભવાનીશંકર-જૂનાગઢ
०-४-० ,, વલ્લભજી જીવરામ-આંકડીઆ
૧-०-० ,, રતનશી લલ્લુભાઈ-ઉમરાળા
૧-४-० ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૧-०-० ,, મધુવનદાસ સી. પરીખ-ગોધરા
૧-०-० ,, જીવનરામ અંબારામ-રાજકોટ
૧-०-० ,, દેવશંકર ભાઈશંકર-કુતીઆ
०-२-० ,, કરશનજી પ્રાણજીવન ઓઝા
०-२-० ,, દેવશંકર મોરારજી દેવરાણી
૨-८-० પૂ પ્ર ગહનસ્વરૂપજી-ભાવનગર
૨-०-० શ્રી માણેકલાલ દામોદર-ઉમરેઠ
૫-०-० બેન જશોદાગૌરી હરિલાલ-બીમડી
૨-८-० શ્રી રૂગનાથસિંહ નથુસિંહ-બેંગલોર
૨-०-० ,, પ્રાગજી દેવજી-મોરબી
६-४-० ,, રૂગનાથસિંહ નથુસિંહ-બેંગલોર વલ્લભીપુરમા પૂજ્યપાદશ્રીના જયતીમહોત્સવની પૂજનભેટઃ-
૧-४-० ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૧-०-० ,, કરશનજી પ્રાણજીવન ઓઝા
૧-०-० ,, રતનશી લલ્લુભાઈ-ઉમરાળા
०-४-० ગં સ્વ તારાબેન
०-४-० શ્રી. ભગવાનજી મનુભાઈ





૦–૨–૦ બાઈ મણિ પ્રાગજી
૦–૦–૬ પરચુરણ

૩–૧૪–૬

× × ×

ઉપરનાં સ્થળે શરદ્પૂનમની ભેટના:—

૧–૪–૦ શ્રી. મા. ના. ચંદારાણા
૦–૮–૦ ,, કરશનજી પ્રા. ઓઝા
૦–૮–૦ બેન સાવિત્રી કેશવલાલ ઓઝા
૦–૪–૦ ,, તારાબેન
૦–૨–૦ શ્રી. ભાઈ દેવેંદ્ર કેશવલાલ
૦–૨–૦ બેન નલિની કેશવલાલ
૦–૨–૦ ,, મણિ પ્રાગજી

૨–૧૪–૦

× × ×

સ્વરૂપાવસ્થાનની ભેટ

૧–૪–૦ શ્રી. મા. ના. ચંદારાણા
૧–૦–૦ ,, રતનશી લલ્લુભાઈ–ઉમરાળા
૦–૬–૦ ,, કરશનભાઈ ઓઝા
૦–૪–૦ બેન તારાબેન
૦–૪–૦ ,, મણિબાઈ પ્રાગજી
૦–૦–૩ પરચુરણ

૩–૨–૩

× × ×

બેસતા વર્ષની ભેટના:—

૧–૪–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૦–૮–૦ ,, કરશનજી પ્રાણજીવન ઓઝા
૦–૪–૦ બેન તારાબેન
૦–૪–૦ શ્રી. ભગવાનજી મનુભાઈ–મુંબઈ
૬–૦–૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા તરફથી ૧૨માસના નિત્યદાનના
૧–૦–૦ ,, હીરાલાલ હરગોવિંદ પંડ્યા –ભાવનગર
૧–૦–૦ ,, આણંદલાલ ગોવિંદજી લાખાણી–પોરબંદર
૦–૮–૦ ,, ધનસુખરાય વસંતરાય–વસાવડા

× × ×

શ્રીપોરબંદર–આનંદાશ્રમમાં નવા વર્ષની ભેટ:—

૧–૦–૦ શ્રી. આણંદલાલ ગોવિંદજી વકીલ
૧–૪–૦ ,, દેવચંદ હંસરાજ
૧–૪–૦ પૂ. પ્ર. શ્રીઆત્મપ્રકાશજી
૧–૦–૦ શ્રી. પુરુષોત્તમ રામજી
૧–૦–૦ ,, નારણદાસ હંસરાજ
૧–૦–૦ ,, લાલજી ડાહ્યાભાઈ લાખાણી
૦–૪–૦ ,, શાસ્ત્રી વિશ્વનાથ માધવજી
૦–૫–૦ પરચુરણ

૭–૧–૦

૨–૦–૦ શ્રી. મંગળદાસ કેશવલાલ–ખોરીવલિ
૧–૦–૦ ,, વકીલ જયચંદ બહેચર–જૂનાગઢ
૧–૦–૦ ,, કેશવજી ઝીણાભાઈ– ,,
૦–૪–૦ ,, કરુણાશંકર ત્રિકમજી–વંથલી
૦–૪–૦ પરચુરણ
૧–૦–૦ શ્રી. અરજણ કરમણ–મુંબઈ
૦–૨–૦ ,, પ્રાણજીવનદાસ વિઠ્ઠલજી–,,
૧–૦–૦ ,, નરોત્તમ પરભુ–ગણદેવી
૧–૦–૦ ,, કનૈયાલાલ ચંદુલાલ–અમદાવાદ
૧–૪–૦ ,, મથુરાદાસ દ્વારકાદાસ–ભાયાવદર
૦–૮–૦ ,, ગિરજાશંકર ત્રિભુવન–વંથલી
૧–૦–૦ ,, પુરુષોતમ લાલજી–શાપુર
૦–૨–૦ ,, દેવશંકર મોરારજી
૧–૪–૦ શ્રી. લાલજી ઝીણાભાઈ–જૂનાગઢ
૦–૪–૦ ,, પુરુષોત્તમ રામજી ,,
૦–૯–૦ ,, રામપ્રસાદ શંભુપ્રસાદ–માંગરોળ
૧–૦–૦ ,, ,, ,,
૧–૦–૦ ,, વસંતરાય છબીલદાસ ,,
૧–૦–૦ ,, મહારાણીદાસભાઈ ,,
૨–૦–૦ ,, મંગળદાસ ત્રિભુવનદાસ છાયા ,,
૧–૦–૦ ,, ધનસુખરાય વસંતરાય ,,
૨–૦–૦ ,, કવિવરરાય હર્ષદરાય ,,
૭–૪–૦ ,, દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય આસો વદિ ૧૧ના પૂજન ભેટના

શ્રીઅમદાવાદ–આનંદાશ્રમમાં શ્રીનાથજયંતી–મહોત્સવની ભેટના:—

૨–૦–૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી.
૧–૦–૦ ,, રવિશંકર મહાશંકર

વર્ષ ૧૯ મું

માર્ગશીર્ષ

અંક ૭

સંવત્ ૨૦૦૪

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો. બીલખા

येषां सन्निधिमात्रेण सदानन्दायते मनः ।
तेषां श्रीनाथगुरूणामानन्दाश्रम आश्रमः ॥ १ ॥

ભાવાર્થ:—જેઓશ્રીની સમીપતામાત્રથી મનમાં નિત્ય વિદ્યમાન (ખરો) આનંદ પ્રકટ થાય છે તેઓશ્રી સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનનો આશ્રમ આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | સંતદર્શનાનંદ. | ૧૦૧ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૦૨ |
| ૩ | દૃઢ ભાવના. | ૧૦૩ |
| ૪ | જે સગુણ છે તેજ નિર્ગુણ છે અને જે નિર્ગુણ છે તેજ સગુણ છે? | ૧૦૫ |
| ૫ | ગુરુરેવ ઈશ્વર. | ૧૦૮ |
| ૬ | સદ્ગ્રંથોને આધારે. | ૧૧૦ |
| ૭ | એક જિજ્ઞાસુના પત્રમાંના ઉદ્‌ગારો | ૧૧૨ |
| ૮ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૧૨ |
| ૯ | પરચુરણ ભેટ. | ૧૧૪ |

——[ * ]——

## खेदजनक अवसान

વીસાવદરનિવાસી ગુરુબંધુ શ્રી. હરિલાલ બહેચરલાલ વ્યાસ માગશર સુદિ ૧૦ ના દિવસે કૈલાસવાસી થયા છે. તેઓ પૂજ્યપાદ ગુરુદેવના અનન્યભક્ત હતા, અને વેદાંતના અભ્યાસી હતા. પૂજ્યપાદ કૃપાનાથના મહાપૂજનમાટે દરેક કાર્તિકી અને આષાઢી પૂર્ણિમાના મહોત્સવપ્રસંગે ખાસ આવતા, અને આનંદાશ્રમના કોઠારની તથા રસોડાપરની દેખરેખની ઉત્તમ સેવા કરતા હતા.

પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીસદ્‌ગુરુદેવ તેમના આત્માને ચિરશાંતિ આપવા કૃપા કરો !

સનાવદનિવાસી ગુરુબંધુ શ્રીમાન્ મગનલાલ નારણદાસે ગત માગશર વદિ ૧૦ ના દિવસે કૈલાસવાસ કર્યો છે. તેઓ એક સારા એન્જીનીયર હતા, એટલુંજ નહિ પરંતુ તેઓ સનાતનધર્માનુરાગી, અને પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીસદ્‌ગુરુ પરમાત્માના અનન્યભક્ત હતા. તેમણે પૂજ્યપાદ કૃપાનાથને ઠાસરામાં અને ગોધરામાં એમ બે વખત બહુભાવપૂર્વક પધરાવી ત્યાંની સનાતની જનતાને તેઓશ્રીનાં વ્યાખ્યાનાદિનો ધર્મલાભ લેવરાવ્યો હતો. પૂજ્યપાદશ્રીની સેવામાં તેઓ વારંવાર આનંદાશ્રમમાં આવીને રહેતા અને ઉપદેશ તથા ધ્યાનાદિનો લાભ લેતા. તેઓ સ્વભાવે શાંત અને આનંદી હતા.

પૂજ્યપાદ કૃપાસિંધુ નાથ તેમના આત્માને શાશ્વતી શાંતિ આપવા કૃપા કરો !

---

**જરૂરી**

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

---

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।

અર્થ:–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૬ મું.] સંવત્ ૨૦૦૪ માર્ગશીર્ષ [ અંક ૭ મો

## संतदर्शनानंद

રાગ પદ

સંત મળે સાચા રે, ત્યારે અગમની ખબર કરે,
ભાવે ભેટું તેને રે, જેથી મારાં કારજ સરે. ટેક.

ઊલટી સરિતા ચાલી ગગનમાં, વણવાદળ વરસાદ,
આભવિના એમ વીજ ઝબુકે, થાયે ગેબી નાદ,
અખંડ ધારા વરસે રે, વરસીને સભર ભરે. સંત૦ ૧

વિના વાદક વાજીંતર વાગે, વિના કંઠ હોય ગાન,
કર વિના ત્યાં તાળી પડે ને, રણઝણ મિલાવે તાન,
વિના વાડી પુષ્પજ રે, પરવિના ભમર ભમે. સંત૦ ૨

તેતરે દોડી સિંચાણાને પકડ્યો, સમે સમજાવ્યો સિંહ,
કાઢી ખડગને કાયર રૂઠ્યો, ત્યારે શૂરે પાડી ચીસ,
મંઝારી ચૂવે મારી રે, રૈયતથી રાજા ડરે. સંત૦ ૩

વિવેકકેરી આ વાતલડી, દિલડામાંહીં કળાય,
ગુરુ મળ્યા જ્યારે જ્ઞાનીધ્યાની, તેને લળીલળી લાગું પાય;
દાસ ધીરો કહે છે રે, તેથી મારાં દિલડાં ઠરે. સંત૦ ૪

ધીરો ભક્ત

——[ * ]——

# श्रीनाथवचनामृत

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પરમાનંદઘન પરમાત્મામાં અભેદભાવે મનને વિશ્રાંતિ આપી મનમાં પ્રકટતા દાહને શાંત કરવા પ્રયત્ન કરવો. હૃદયને વિકસિત કરી અંતર્યામીની અભિમુખ રાખો, કે જેથી તેમની કૃપાનું તમને ભાન થઈ તમારું મન શીતલ થાય. ધાર્યું કરવાનો સ્વભાવ દુઃખદ ને આજ્ઞાને પ્રસન્નતાપૂર્વક શિરોધાર્ય ગણી તેનું અનુસરણ કરવાનો સ્વભાવ સુખદ ગણાય છે.

જેમાં સર્વે દેવો રહ્યા છે એવા મુખ્ય દેવનું ( ગુરુદેવનું ) શ્રદ્ધાપ્રીતિથી જો પૂજન થશે તો અંતઃકરણ દ્વિધાવૃત્તિથી રહિત થઈ વિશેષ ઉન્નત થશે.

મસ્તિષ્કમાં ને શરીરમાં ઉષ્ણતા જણાતી હોય તો સવારે ને સાંજે ચંદ્રભેદન પ્રાણાયામ આશરે પાંચ પાંચ મિનિટ કરવા, ડાબે નસકોરેથી વાયુ ચઢાવી જમણે નસકોરે ઊતાર્યા કરવો, કુંભક ન કરવો.

"अविनयमपनय विष्णो दमय मनः शमय विषयमृगतृष्णाम् ।
भूतदयां विस्तारय तारय संसारसागरतः ॥"

એવી ભાવના પરમાત્માના ભક્તો પોતાના અંતઃકરણમાં સદા કર્યા કરે છે.

બુદ્ધિમાં વિવેક, વિરાગ ને કર્તવ્યપરાયણતા વધારવાથી તથા બુદ્ધિની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતામાં વધારો કરવાથી મનુષ્યનાં અંતઃકરણની પ્રસન્નતા સર્વદા બની રહે છે.

તમારું હૃદય અને તમારાં નેત્ર પરમાત્માની દિવ્ય જ્યોતિને સદા નિરખ્યા કરે, એક ક્ષણ પણ તેમનાથી વિમુખ ન થાય એવી સાવધાનતા સેવવા પ્રયત્ન કરશો. એવા પ્રયત્નથી હૃદયઉપરનાં અજ્ઞાનરૂપી પડળો નિવૃત્ત થઈ જશે.

ઉપરનો પ્રયત્ન અજ્ઞાનરૂપ અંધારા કૂવામાંથી તમારા જીવાત્માને બહાર કાઢી બ્રહ્મરૂપ અત્યંત રમણીય પ્રદેશમાં લઈ જશે, કે જ્યાં વિયોગ, રોગ અને માનસપરિતાપનો ગંધ પણ નથી.

સનાતનધર્મનો ઉદ્ધાર કે પ્રસાર કરવા પ્રયત્ન કરવો એ સમજુ બ્રાહ્મણનું કર્તવ્ય છે.

શ્રદ્ધાભક્તિથી કોઈ અન્ન આપી જાય તો તે લેવામાં કોઈપણ પ્રકારનો પ્રત્યવાય નથી. કોઈને ઘેર લેવા જવું કે ન જવું તે તમારી ઇચ્છાનો વિષય છે. કોઈ નિમંત્રણ કરે તો તેને ઘેર જઈ અન્નાદિ લાવવામાં શાસ્ત્રીય રીતે બાધ નથી.

શ્રાવણમાસમાં પૂજા કરી તેનું ફલ અન્યને આપવું તે ઉત્તમ બ્રાહ્મણને ઉચિત નથી, પણ કોઈની ખાસ પ્રાર્થનાથી શ્રીશંકરનું પૂજન કરવામાં આવે, અને તે નિમિત્તે તેને તે પૂજા કરાવનાર ગૃહસ્થ દક્ષિણા આપે તો તે લેવામાં વાંધો નથી.

ગૃહના જપમાં, શ્રાદ્ધકર્મમાં, કે વિવાહપ્રસંગમાં પ્રવૃત્તિ કરવી કે નહિ તે બ્રાહ્મણની ઇચ્છાનો વિષય છે. એમ કરવામાં કાંઇ પાપ થાય છે એમ નથી. તેમ એ બધાં કર્મ બ્રાહ્મણે કરવાંજ જોઇએ એવું પણ કાંઈ નિયમન નથી.

તમારે તમારું મુખ્ય કામ પડતું મૂકીને તેમાં પ્રવૃત્તિ કરવી એ જો તમારા જીવનના મુખ્ય ઉદ્દેશને વ્યાઘાત પહોંચાડે તેમ હોય તો તે ઇષ્ટ નથી.

અસત્‌માંથી સત્‌માં જવું, અંધારામાંથી પ્રકાશમાં જવું, મરણમાંથી અમરપણામાં જવું અને અશુદ્ધિમાંથી શુદ્ધિમાં જવું એ તમારા જીવનનો ઉદ્દેશ રાખી પ્રયત્નશીલ રહેશો (ચાલુ)

——[ ૨ ]——

## દૃઢ ભાવના

[ લેખકઃ—શ્રી કરશનજી પ્રાણજીવન ઓઝા ]

અણિમા આદિ અષ્ટ સિદ્ધિઓની પ્રાપ્તિની દૃઢ ભાવના કરવી એ દૃઢ બંધન છે, વાસનાને ત્યાગવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે

બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિથી જ્યારે અભિમાન ગલિત થાય છે, અને મમતા મરી જાય છે ત્યારે મોક્ષ મળશે. અહંમમરૂપ આસક્તિથી બંધ પ્રાપ્ત થશે.

જો કલ્યાણ પામવાની તીવ્ર ઇચ્છા હોય તો સાંસારિક વાસનાને ત્યાગી બ્રહ્માભ્યાસ કરુ. "હું આનંદરૂપ બ્રહ્મ છુ" એવુ નિદિધ્યાસન ઉત્સાહપૂર્વક નિત્ય નિરંતર અંતરાય-વિના આદરુ.

જો હું બ્રહ્મજ્ઞાન (તત્ત્વજ્ઞાન) નહિ મેળવુ તો અજ્ઞાની કહેવાઇશ અજ્ઞાની દુઃખી હોય છે. અજ્ઞાન હોય તો ભેદ રહે છે, ભેદથી ખેદ ઉપજે છે, અભેદથી અભય થવાય છે, અને પ્રસન્નતા પમાય છે.

ચિત્ત અને ચૈતન્યની ભેદ કલ્પના બંધ છે. ભેદત્યાગથી મુક્તિ મળે છે જગત્ વિકારી છે, જગતની સત્યતા ત્યાગવી, નામ રૂપ અને ક્રિયા એ જગત્ છે, પ્રપંચ એ જગત્ છે. અંતઃકરણ દ્વારા કાગળજેવુ સીનેમાના પડદાજેવું સ્વચ્છ રાખવાથી અંતઃકરણ નિર્વિકલ્પ રહી શકે છે. અંતઃકરણ જેટલે અંશે સ્વચ્છ, પવિત્ર, સ્થિર અને સૂક્ષ્મ હોય તેટલે દરજ્જે તે આત્માનો પ્રકાશ અને આનંદ ઝીલે છે.

"દેહ આદિ હું છુ અને જગત્ સત્ય છે." એમ સ્વીકારવુ એ મહાન્ દુઃખ છે.

ઈશ્વરકૃત સૃષ્ટિ અને જીવકૃત સૃષ્ટિ અને એમાંના પદાર્થો માયા સહિત—અજ્ઞાન સહિત બ્રહ્મમાં આરોપિત છે, એનો અત્યંતાભાવ સમજવો એ મોક્ષ છે

સુખ, દુઃખ, મોહ, રાગ, દ્વેષ, ઈર્ષ્યા, ઇચ્છા, કામ, ક્રોધ, લોભ આદિ સર્વે પૂર્વ સંસ્કારોથી ઉપજે છે, એનો અત્યંતાભાવ નિશ્ચય સમજવો એ મુક્તિ છે સંસ્કાર, વાસના અને સંચિતને આત્મજ્ઞાનથી નાશ પમાડવાં પ્રારબ્ધ ભોગવી લેવુ અને નિષ્કામ કર્મ કરવાથી ભવબંધન છૂટશે

શ્રીસદ્‌ગુરુરચિત ગ્રંથોનું વાચનમનન કરવાથી, પંચીકરણ, વિચારસાગર, પંચદશી અને વિચારચંદ્રોદય વાંચવા સમજવાથી તથા વિચારવડે ધ્યાનવડે અંતઃકરણ આત્માભિન્ન બ્રહ્મરૂપ બનાવવાથી વહેલા કૃતાર્થ થવાય છે યોગ, ઉપાસના, નિષ્કામકર્મ અને બ્રહ્મજ્ઞાનવડે પ્રસન્નતા, સંતોષ, સમતા, શાન્તિ અને અખંડ સુખ પામી શકીશ.

વેદાન્તની યુક્તિઓથી અખંડાર્થજ્ઞાન થયે અવિદ્યા નષ્ટ થઇ સંશયવિપર્યય ટકતાં નથી.

આત્મા સદા મુક્ત છે, આત્મા કર્તાભોક્તા નથી, મારા અજ્ઞાનવડે ઊઠેલું મારું અભિમાન કર્તાભોક્તા છે, અહંકાર નાશ થયે જીવત્વ ટળી જાય છે, યથાર્થ આત્મ-દૃષ્ટિ મોક્ષ છે.

દ્રષ્ટા, દર્શન, દૃશ્ય, જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય આદિ સર્વ ત્રિપુટી ભેદનો ત્યાગ કરી અદ્વૈત બ્રહ્મ હું છું, એવી ધારણા કરવાથી મોક્ષ પમાય છે.

જ્યાંસુધી દેહ આદિમાં અભિમાન છે, ત્યાંસુધી બંધ છે, અને વિચાર તથા ધ્યાનથી બ્રહ્મ નિશ્ચય થયે મોક્ષ પમાય છે.

ભેદજ્ઞાનજ સઘળા અનર્થનું મૂળ છે, એથી શાસ્ત્ર પ્રમાણુ સમજી શ્રદ્ધાવડે વ્યર્થ ભેદ કલ્પનાને ત્યાગી બ્રહ્મની દૃઢ ભાવનાથી મુક્તિ થાય છે.

દેહાદિ અનાત્માને આત્મા માનું-દેહાદિમાં અહંતા કરું-દેહાધ્યાસ કરું તો આત્મા બંધનમાં છે. હું કેવળ અસંગ આત્મા છું-હું આત્મા પરમાત્મા સ્વરૂપ છું, એવી ખરી સમજ સંતમહાત્માથી મેળવવી એ મોક્ષ છે.

ત્રિપુટીરૂપ દૃશ્યને સત્ય માનું તો બંધ છે, અને ભેદભ્રાન્તિ જ્ઞાન મેળવી દૂર કરું તો મુક્તિ છે.

અનાત્મ પદાર્થોમાં અધિક આસક્તિ કરવાથી બંધ થાય છે, અનાત્મ પદાર્થોને વિકારી સમજી મિથ્યામાનવાથી તેની સત્યતા દૂર થયે મોક્ષ મળે છે.

સ્વભાવથી કોઇ પણ પદાર્થ અને ક્રિયા સુખ, દુઃખ, બંધ, મોક્ષનું કારણ નથી, પણ જેવી દૃઢ ભાવના, તેવી ગતિ મનુષ્ય પામે છે.

સાંસારિક પદાર્થોમાં અનુચિત રાગ રાખીશ તો બંધન પામીશ, અને વિવેક વૈરાગ્યાદિ સંપાદન કરી જીવ, બ્રહ્મ અને જગતની એકતાનો બોધ મેળવીશ ત્યારે મુક્ત થઇશ.

વેદાન્તનો સાર એ છે કે આત્મા અજ, અજર, અમર, નિર્લેપ, નિર્વિષય, અપ્રમેય, દેશકાળવસ્તુપરિચ્છેદથી રહિત, સજાતીય વિજાતીય સ્વગત ભેદથી રહિત, સર્વવ્યાપક, વિભુ, અનંત અને સચ્ચિદાનંદરૂપ છે. આ આત્માજ પરમાત્મા છે, હું આત્મભાવ અને સર્વાત્મભાવ પુરુષાર્થવડે મેળવું.

અંતઃકરણમાં અહંતામમતા નિવાસ કરે છે, ત્યાંસુધી કલ્યાણ નહિ પામું. બ્રહ્મ-વિચારવડે અહંતામમતાને છોડું તો મુક્તિ શીઘ્ર છે.

ચિત્તની ચંચલતા બંધ છે, ચિત્ત ઉપરામ પામે તો મુક્તિ છે. વાસનાબંધન છે, વાસનાત્યાગી પુરુષ મુક્તભાગી છે.

મનનું બાહ્ય સ્ફૂરણ બંધન કરે છે, બ્રહ્માભ્યાસદ્વારા મન અંતર્મુખ થાય તો મોક્ષ મેળવે છે.

ચિત્તની મલિનતા બંધનું કારણ છે, ચિત્તનું સંશોધન મુક્તિનું કારણ છે. ગર્વ જન્મમૃત્યુનું કારણ છે. નિર્વાસનિક મન મુક્તિનું કારણ છે.

બ્રહ્મજ્ઞાન થયે ચિત્ત ચિત્ થાય છે, તાત્પર્ય ચિત્ત રહેતું નથી, ચિત્ત બ્રહ્મરૂપ થાય છે, કલ્યાણની દૃઢ ભાવના હોય તો વૈરાગ્ય અભ્યાસદ્વારા ચિત્તને વશ કરી મોક્ષભાગી બનું.

——*——

## જે સગુણ છે તેજ નિર્ગુણ છે અને જે નિર્ગુણ છે તેજ સગુણ છે?

[લેખક--શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ (વેદાંતભૂષણ)]

અંક ૪ થાના સાઠમા પૃષ્ઠપર મહાત્મા શ્રીએકનાથજીના જીવનવૃત્તાંતના લેખમાં લેખકે કહ્યુ છે કે જે સગુણ છે તેજ નિર્ગુણ છે અને જે નિર્ગુણ છે તેજ સગુણ છે.

આ એમના કથનમા તેમને ઘીનુ દૃષ્ટાંત આપેલુ છે તેઓ કહે છે કે ઘી જામ્યુ અને તેજ (ઘી) ઓગળ્યુ; આથી તેનુ ઘીપણુ કઇ નાશ પામતુ નથી. તેજપ્રમાણે જે અમૂર્ત છે તે મૂર્તિમા આવી ગયા, આથી તેમનુ બ્રહ્મત્વ ક્યાંયે ચાલ્યુ ગયું નહિ, તે મૂર્તિમાં પણ રહેલા છે

તેઓ આગળ કહે છે કે આ જ્ઞાન જ્યારે પ્રત્યક્ષ થયુ ત્યારે મુખમાથી 'દત્ત' દત્ત'નોજ નામોચ્ચાર કરતા કરતા આનંદથી ગાતા નાચતા એકનાથે શ્રીદત્તભગવાનની પૂજા કરી

પણ આ જ્ઞાન થોડાક વિવેકની અપેક્ષા કરે છે એ વિવેક વિના સિદ્ધાંતની જોઇએ તેવી સ્પષ્ટતા નહિ થતા સિદ્ધાંતનું ખોટુ સ્વરૂપ ખરા સ્વરૂપરૂપે જનતામા ઉપસ્થિત થવાનો કે રહેવાનો ન ઇચ્છવાજોગ પ્રસંગ થાય અને તેનું નિમિત્ત શ્રી-આનંદાશ્રમ થાય એ તો દેખીતુ અનિષ્ટ થાય

જે બ્રહ્મ નિર્ગુણ છે તેજ સગુણ છે તથા જે બ્રહ્મ સગુણ છે તેજ નિર્ગુણ છે એમ નથી, એ વાતનું શ્રીવ્યાસ ભગવાને બ્રહ્મસૂત્રોના ત્રીજા અધ્યાયના બીજા પાદના પાંચમા ઉભયલિંગ અધિકરણમા સવિસ્તર ને સયુક્તિક પ્રતિપાદન કરેલુ છે

આરંભમાંજ **न स्थानतोऽपि परस्योभयलिंगं सर्वत्र हि ॥** આ સૂત્રવડે એવુ કહ્યું છે કે નિર્ગુણ બ્રહ્મજ સ્થિતિના ભેદથી સગુણ બ્રહ્મ છે એમ નિર્ગુણ તથા સગુણ એવાં એકજ બ્રહ્મનાં બે લિંગ છે એમ કહી શકાય નહિ, અને શ્રુતિમાં સર્વત્ર બ્રહ્મને સગુણ બ્રહ્મથી પર એવુ નિર્ગુણ બ્રહ્મ પણ કહેલુ છે તેથી બ્રહ્મ નિર્ગુણજ છે સગુણ નહિ

આ સૂત્રવડે બ્રહ્મ વસ્તુતાએ નિર્ગુણજ છે, તેનું સગુણ રૂપ વાસ્તવિક રૂપ નથી એમ કહ્યું છે

આ સૂત્રઉપરના ભાષ્યમા શ્રીશંકરાચાર્ય ભગવાને કરેલા ભાષ્યમા કહ્યુ છે કે—

**न ह्येकं वस्तु स्वत एव रूपादिविशेषोपेतं तद्विपरीतं चेत्यवधारयितुं शक्यं विरोधात् ।** આ વચનવડે કહ્યુ છે કે એકજ વસ્તુ સ્વભાવે રૂપ આદિ વિશેષોવાળી છે અને રૂપઆદિ વિશેષોવાળી નથી એમ કહી શકાય નહિ; કારણ કે એમ કહેવામાં રહેલો વિરોધ પ્રત્યક્ષ છે

એટલે બ્રહ્મ સ્વભાવે નિર્ગુણ પણ છે ને બ્રહ્મ સ્વભાવે સગુણ છે એમ એકજ બ્રહ્મને માટે બે વિરોધી સ્વભાવ હોવાનું કહી શકાય નહિ

જો બ્રહ્મ સ્વભાવે નિર્ગુણ હોય તો તેને સગુણ ન કહી શકાય અને જો બ્રહ્મ સ્વભાવે સગુણ હોય તો તેને નિર્ગુણ કહી શકાય નહિ.

અને બ્રહ્મ સ્વભાવે નિર્ગુણ છે એમ શ્રુતિમાં સર્વત્ર કહેલુ હોવાથી પછી તે સ્વભાવે સગુણ પણ છે એવુ કહી શકાય નહિ, કારણ કે એમ કહેવામાં વિરોધ પ્રત્યક્ષ છે એમ એ વચનવડે કહેવાનું તાત્પર્ય છે.

ઉપાધિના યોગે બ્રહ્મ સગુણ કહેવાય છે અને ઉપાધિના વિયોગમાં બ્રહ્મ નિર્ગુણ કહેવાય છે એમ પણ કહી શકાય નહિ.

એ માટે પણ ભાષ્યમાં કહ્યું છે કે:—**न ह्युपाधियोगादपि अन्यादृशस्य वस्तुनोऽन्यादृशः स्वभावः संभवति।** આ વચનવડે એમ કહ્યું છે કે ઉપાધિના યોગથી પણ એક સ્વભાવવાળી વસ્તુને તે સ્વભાવ પલટાઇને તેને બીજો સ્વભાવ થઇ જાતો નથી અને સ્વભાવ પલટાય નહિ ત્યાંસુધી એક સ્વભાવવાળી વસ્તુને બીજા સ્વભાવવાળી પણ કહી શકાય એ સંભવે નહિ.

ઉપાધિના યોગથી કે સ્થિતિના ભેદથી વસ્તુને સ્વભાવ પલટાય નહિ અને સ્વભાવ પલટાય નહિ ત્યાંસુધી એક વસ્તુને બીજા પ્રકારની કહેવાય નહિ; તેથી નિર્ગુણ સ્વભાવવાળા બ્રહ્મને ઉપાધિના યોગે કે સ્થિતિના ભેદે સગુણ પણ કહી શકાય એવું બને નહિ. એમ એ વચનનું તાત્પર્ય છે.

આ વાતમાં શ્રીશંકરાચાર્ય ભગવાને દૃષ્ટાંત કહેલું છે કે:—**न हि स्वच्छः सन् स्फटिकोऽलक्ताद्युपाधेर्योगादस्वच्छो भवति भ्रममात्रत्वादस्वच्छताभिनिवेशस्य।** સ્વભાવે સ્વચ્છ સ્ફટિક અગથિયાના રાતાપાનની ઉપાધિના યોગે રાતો લાગે ત્યાં તે ખરેખર રાતો થયેલો હોતો નથી, ત્યાં સ્ફટિક ખરેખર રાતો થયો હોવાનું જે જણાય છે તે કેવળ ભ્રમજ છે.

એમ નિર્ગુણ બ્રહ્મ માયાના યોગે સગુણ થયેલું જણાય ત્યાં બ્રહ્મ ખરેખરું સગુણ થયું છે એમ જે જણાય છે તે કેવળ ભ્રમજ છે. તે ખરેખરું સગુણ થયેલું હોતું નથી. એમ એ વચનવડે કહેવાતું તાત્પર્ય છે.

એટલે નિર્ગુણ બ્રહ્મ જ્યારે સગુણ થયેલું જણાય ત્યારે પણ નિર્ગુણ બ્રહ્મ વસ્તુતાએ તો નિર્ગુણજ રહે છે, તે સગુણ થયેલું જે જણાય છે તે જાણનારના જાણવાના કરણના દોષવડે જણાય છે, ખરેખરું તે સગુણ થયેલું હોતું નથી.

તેથી નિર્ગુણ બ્રહ્મજ સગુણ પણ છે એમ કહી શકાય નહિ.

સગુણ બ્રહ્મ નિર્ગુણ પણ છે એમ કહી શકાય કેમકે તેનું સગુણ રૂપ ઉપાધિના ભેદે ભેદ પામીને જણાય છે અને તેનું ખરું રૂપ નિર્ગુણ તો છેજ.

લેખકે ઘીનું દૃષ્ટાંત આપેલું છે ત્યાં ઘીની સ્થિતિના ભેદથી ઘીનાં બે રૂપો જણાય છે. તેમાં ઘીનું જે ઘીરૂપ અનુસ્યૂત રહેલું હોય તે તેનું ખરું રૂપ છે તેનું જામેલું રૂપ પણ ખોટું છે ને તેનું ઓગળેલું રૂપ પણ ખોટું છે. જામતું પણ જણાય છે અને ઓગળતું પણ જણાય છે, છતાં ઘીના ઘીરૂપમાં કોઇ ભેદ પડતો નથી.

તેમ બ્રહ્મ સ્વભાવે નિર્ગુણ છતાં સગુણ થયેલું જણાય ત્યાં તે ખરેખર સગુણ થતું નથી; તેથી બ્રહ્મ સ્વભાવે સગુણ પણ છે એમ કહી શકાય નહિ, સ્વભાવે તો તે નિર્ગુણજ છે.

એટલે જે સગુણ છે તેજ નિર્ગુણ છે અને જે નિર્ગુણ છે તેજ સગુણ છે એમ તત્ત્વકથનમાં કહી શકાય નહિ.

નિર્ગુણ છે તે નિર્ગુણજ છે. જે સમયે તે સગુણ જણાય છે તે સમયે પણ તે નિર્ગુણજ હોય છે, તે સગુણ ખરેખરું કોઇ સમયે થતુંજ નથી.

સગુણ સગુણ જણાય ત્યારે પણ ખરેખરું તે નિર્ગુણ હોય છે, તેથી સગુણ નિર્ગુણ પણ છે એમ કહી શકાય.

પણ નિર્ગુણ સગુણ છે એમ કદી કહી શકાય નહિ.

એવી રીતે અમૂર્ત બ્રહ્મ ખરેખરું મૂર્તિમાં કદી આવે નહિ.

તે મૂર્તમાં જણાય છે ત્યારે પણ ખરેખરું તે અમૂર્ત જ હોય છે.

તે જે મૂર્તિમાં જણાય છે તે જાણનારના કરણના દોષે જણાય છે.

તેથી જે અમૂર્ત છે તેજ મૂર્તિમાન્ છે ને જે મૂર્તિમાન્ છે તેજ અમૂર્ત છે. એમ તત્ત્વકથનમાં કહી શકાય નહિ.

સ્વભાવે જે અમૂર્ત છે તે તેનો સ્વભાવ પલટીને મૂર્તિવાળું થાય એ કદી બને નહિ અને સ્વભાવે જે મૂર્ત હોય તે તેનો સ્વભાવ પલટીને ખરેખરુ અમૂર્ત થાય એ પણ બને નહિ.

એવી રીતે સ્વભાવે જે નિર્ગુણ છે તે તેનો સ્વભાવ પલટીને કદી સગુણ થાય નહિ અને સ્વભાવે જે સગુણ છે તે તેનો સ્વભાવ પલટીને કદી નિર્ગુણ થાય નહિ.

નિર્ગુણ અને સગુણ એ બેમાથી એકજ રૂપ ખરુ હોય ને બીજુ ખોટું હોય, એવી રીતે મૂર્ત અને અમૂર્ત એ બેમાંથી પણ એકજ રૂપ ખરું હોય ને બીજું ખોટુ હોય.

પણ તત્ત્વના નિર્ણયમા શાસ્ત્ર અને યુક્તિના પ્રમાણથી નિર્ણીત થયું છે કે વસ્તુનું ખરું સ્વરૂપ નિર્ગુણ ને અમૂર્તજ હોય સગુણ અને મૂર્તરૂપ વસ્તુનું ખરુ રૂપ ન હોય.

એમ છતાં વસ્તુનું નિર્ગુણ અને અમૂર્ત એવું ખરુ સ્વરૂપ જેમની બુદ્ધિમાં બેસતું નથી તેઓ સગુણ અને મૂર્તરૂપનેજ વસ્તુનું ખરુ સ્વરૂપ જાણે છે અને તેઓ જે રૂપને વસ્તુનું ખરું સ્વરૂપ જાણે છે તેજ રૂપ વસ્તુનુ ખરુ સ્વરૂપ છે એવુ જનતા પાસે કબૂલ કરાવવા નિર્ગુણ છે તેજ સગુણ છે ને જે સગુણ છે તેજ નિર્ગુણ છે તથા મૂર્ત છે તેજ અમૂર્ત છે અને અમૂર્ત છે તેજ મૂર્ત છે એવાં એવાં વચનોનો જનતામાં પ્રચાર કરે છે.

પણ યથાવત્ તત્ત્વવિવેક જેને ઇષ્ટ છે એવા વિવેકી જને તે કથનોને અવિવેકથી ખરાં કે ખોટાં માની લેવાનાં નથી.

આથી જેઓ સગુણપણાના પ્રણીધાનથી પોતાનું પ્રેયસ્ તથા શ્રેયસ્ સાધવા પ્રયત્ન કરતા હોય તેમની સામે કાંઈ કહેવાનુ નથી

પણ સગુણ એજ ખરુ સ્વરૂપ છે ને તેનાથી પર નિર્ગુણ સ્વરૂપ ઉપેક્ષાને પાત્ર છે આમ જનતામાં કોઈ પ્રચાર કરવા ધારે તો તે સામે વિવેકીએ સાવધાન રહેવુ ઘટે.

તે સાવધાન રહેવુ પણ સામા સાથે ઝગડામાં ઊતરવાના હેતુથી નથી પણ પોતાના અંતિમ સાધ્યરૂપના નિશ્ચયમાં અંતર ન પડવા દેવાના હેતુથી છે

સાધ્યના સ્વરૂપ સંબંધમાં નિશ્ચયના અંતરથી સાધનમા પણ અંતર પડે અને પરિણામે અંતનું સાધ્ય સદા અસાધ્યજ રહે

આ વાસ્તવિકતાના વિચારથી પૂજ્યપાદ કૃપાનાથે કેવલાદ્વૈતનાં સિદ્ધાંતને જ્ઞાનકોટિનો અંતિમ સિદ્ધાંત કહ્યો છે અને એ કેવલાદ્વૈતનો સિદ્ધાંત અનુભવમા લાવનારા જે આચાર-વિચારોવાળો શ્રુતિ અને સ્મૃતિ આદિએ ધર્મ કહેલો છે તેજ ધર્મને ખરો ધર્મ પણ કહેલ છે.

જ્ઞાનકોટિના અને ધર્મકોટિના આ નિર્ણીત સિદ્ધાંતથી અલ્પ પણ દૂર ન ખસી જવાય તેની કૃપાનાથે ઘણી સાવધાનતા સેવવા સૂચવ્યુ છે તે પણ બીજા સિદ્ધાંતોને માનનારાઓ સાથે ઝગડો કરવાના હેતુથી કહેલ નથી, પણ આપણા ખરા સ્વાર્થમાં અંતર ન પડે એ હેતુથી કહેલ છે. તેથી ઘટે છે કે જ્ઞાન કોટિના તથા ધર્મની કોટિના આપણા સિદ્ધાંતની આપણી મતિમાં પ્રતિક્ષણ સ્પષ્ટતા રાખવી અને અન્ય કોઈના કથનથી કે નાટ્યના પ્રકારના પ્રયોગોથી આપણી સ્પષ્ટતામાં ભેદ પડવા ન પામે તેની આપણે સદા સાવધાનતા રાખવી.

——[ * ]——

॥ ॐ ॥

## " गुरुरेव ईश्वरः " ( श्रुतिः )

[ લેખક:-બ્ર. શ્રીઆત્મપ્રકાશજી " શ્રીનાગનાથ કુટિર "-બખરલા ]

" જ્યારે આ દાસની સ્થિતિ વ્યવહારાર્થે " સોટ્રો ચાર્ટ " ( ટ્રાન્સવાલ ) નામના સ્થાનના જંગલમાં દુકાનપર હતી, ત્યારે સંધ્યા કરતાં તા: ૧૯-૧૦-૧૯૦૬ના રોજ શ્રીસદ્ગુરુપરમાત્મા " શ્રીનથુરામ શર્માજી આચાર્યશ્રી-શ્રીનાથપ્રભુ"-શ્રીના દિવ્ય સ્વરૂપની ઝાંખી થયા બાદ વૃત્તિ બહિર્મુખ થઈ ત્યારે એ દિવ્યસ્વરૂપની કરાયેલી સ્તુતિ, પુન: આજરોજ " શ્રીનાથજયંતી " પ્રસંગે પણ શ્રીઅંતર્યામિ પ્રભુને ગદ્ગદ્ કંઠે અને સવતનયને એજ પ્રાકૃત શબ્દોમાં સ્તવું છું: "

" હરિગીત "*

હે નેત્ર તારા! નાથ પ્યારા! તાજ મારા શિરતણા,<br>
મમ પ્રાણના હે પ્રાણ પ્યારા! હાર મમ હૈયાતણા;<br>
મમ અંધના હે નેત્રમણિ! વળી સુખના હે ધામજી!<br>
નમું "નાગ" તમને પતિતપાવન! જયગુરુ "નથુરામ"જી. ૧

હે ભયહરણ! હે ભક્તવત્સલ! દીનબંધુ દામોદર!<br>
હે પતિતપાવન! ૧ભસ્મધારી! હે દયાના સાગર!<br>
છો નાથ નિર્ગુણ સગુણરૂપે, વિશ્વના વિશ્રામજી;<br>
નમું "નાગ" તમને પતિતપાવન, જયગુરુ "નથુરામ"જી, ૨

અતિ જપ તપે યોગે કરી, ૨યોગી જનો દરશે નહિ,<br>
તે તરણતારણ ધર્મધારણ, દાસને "દરશ્યા" સહી;<br>
હે દુ:ખભંજન! ભક્તરંજન! નિર્લેપ હે નિષ્કામજી!<br>
નમું "નાગ" તમને પતિતપાવન, જયગુરુ "નથુરામ"જી. ૩

હજુ શેષ ને વળી સારદા, તુજ પારને પામ્યા નથી;<br>
તો અલ્પબુદ્ધિ અધમ પ્રાણી, હું શું જાણું મૂઢમતિ?<br>
" જાણે અજાણે હું છું તારે શરણ સુંદર શ્યામજી " !<br>
નમું "નાગ" તમને પતિતપાવન, જયગુરુ "નથુરામ"જી. ૪

ભૂલો પડ્યો ભવરાનમાં, ચોપાસ ભટકી હું મરું,
વળી [1]વ્યાઘ્ર ને વિકાળ સિંહના, ભયથકી હું અતિ ડરું;
નિહાળી સર્વે નાથ! થાક્યો, ન પામ્યો ઠરવા ઠામજી,
નમું "નાગ" તમને પતિતપાવન! જયગુરુ "નથુરામ"જી  ૫

"ગોપી રે" જનના મનતણી, જે કૃષ્ણવિયોગે થઈ હતી,
તેથી અધિકી તો નહિ, પણ નાથ! ન્યૂન અમને નથી,
અંતર્યામી! જાણો સઘળું, મમ મનતણા વિશ્રામજી!
નમું "નાગ" તમને પતિતપાવન! જયગુરુ "નથુરામ"જી.  ૬

વારિવિયોગે મન મારુ "મીન" અતિ અકળાય છે,
તવ ચરણવારિ સ્પર્શ થાતાં, હર્ષ લેરે લેવાય છે,
એ [2]ચરણકેરા દર્શકેરી, છે હૈયામાં હામજી!
નમું "નાગ" તમને પતિતપાવન! જયગુરુ "નથુરામ"જી  ૭

છો માત ને વળી તાત મારે, ભ્રાત ભગિની છો તમે,
અવર નથી અવની પરે કો, કહીએ મનની ક્યાં અમો?
છો સુખસાગર, ગુણનાગર, ભયહરણ તવ નામજી,
નમું "નાગ" તમને પતિતપાવન! જયગુરુ "નથુરામ"જી.  ૮

છું અધમ પામર પુરણ પાપી, દૂષિત સઘળા દોષથી,
પણ પતિ પ્રેમે પત્નીકેરા, દોષો ક્ષમે છે હોંશથી;
ગદ્‌ગદ્ કંઠે ને શ્રવત નયને, રટું હું તવ નામજી,
નમું "નાગ" તમને પતિતપાવન! જયગુરુ "નથુરામ"જી.  ૯

હે *વાત્સલ્યમૂર્તિ મા! જેમ મહાવિશાળ જનસમુદાયરૂપી* મેળામાં પોતાની માતાથી વિખૂટું પડી ગયેલું અને તેથી જ મા! મા!! કરી, ચોધારા આંસુ પાડતું નાનું બાલક ધલવલે છે, છતાં પણ માતાને મેળવી શકતું ન હોવાથી પુન એજ મા! મા!! ના હૃદયદ્રાવક પોકાર અને મેળાના નાચગાન, ખાનપાન, સઘળુ વિસારી ધૂડમાં આળોટવુ, પછડાવું એજ જેનું બળ છે, આવી સ્થિતિમાં પ્રાણ જવાની તૈયારી થતાંજ પરમવાત્સલ્યમૂર્તિ મા અનાયાસે દોડી આવી પોતાના પરમપ્રિય બાલકને અતિ કૃપા, અને અતિ વહાલથી તેડી લઈ ખોળામા લઇ પય.પાન કરાવી પરમશાંતિ પરમતૃપ્તિ કરાવે છે, તદ્વત્ હે દયામયી! હે વાત્સલ્યમૂર્તિ શ્રીનાથ સદ્‌ગુરુરૂપી મા! આ મહા-વિવિધ નામરૂપાત્મક સંસારરૂપી-ચ્યાડારૂપી-મહામેળામા તારા પરમ સુખદ ને શાંતિપ્રદ "સચ્ચિદાનંદ" સ્વરૂપ વાત્સલ્યમૂર્તિથી વિખૂટો-ભૂલો-પડેલો અને તેથીજ ઉચ્ચનીચ યોનીમા જન્મો લઈ નાના પ્રકારનાં નામરૂપ ધારણ કરી નાના પ્રકારના દુ:ખાનુભવો કરતો અને આ જન્મમા "નાગાર્જુન" નામધારી "જીવાત્મા" પુન: તારા સુખદ ને શાંતિ-તૃપ્તિપ્રદ અંકમાં આળોટવા માટે "ટ્રાન્સવાલના સોટ્રોચાટ નામના જગનમા" ખાન, પાન, નિદ્રા, વૈભવ, વિલાસ, સર્વનો ત્યાગ કરી હા નાથ! હા પ્રભો! ના ઉચ્ચારણ સાથે છાતીફાટ રુદન કરતો

[1] કામક્રોધાદિ. [2] શ્રીસદ્‌ગુરુપરમાત્માના સગુણસ્વરૂપના ચરણકમલના દર્શન મને થયાંજ ન હતાં. તે તો દેશમાં આવ્યા પછીજ થયા.

હતો, સાં એ કૃપામૃતવર્ષિણી માં! તેં તારા પરમસુખદ અને "**દિવ્ય સ્વરૂપે**" પ્રગટ થઇ, ઘણા યુગથી તારાથી વિખૂટા પડેલા **બાલને** તારા પરમ શાંતિપ્રદ **અંકમાં લઇ ભક્તિ યોગ** અને **જ્ઞાનરૂપ** દિવ્યપયઃપાન કરાવી **પરમ તૃપ્ત** કર્યો. **પરમ સુખનો** ભોક્તા કર્યો, અને એક વખત અજ્ઞાન કાલમાં નાના પ્રકારના દુઃખાનુભવના પરિણામે દુઃખાશ્રુથી નેત્રો ને ગાલો ભીંજવતો હતો તે આજે તારા પરમાનંદરૂપી અંકમાં સૂતો સતો તારી પરમ કૃપાથી ભક્તિ, યોગ **જ્ઞાન**જન્ય અનુભવાતા દિવ્યાનંદથી ઉભરાતાં હર્ષાશ્રુરૂપી દિવ્ય જલવડે, એ સદ્‌ગુરુરૂપી દિવ્યમાતા! **આજના મંગળ** પ્રભાતે તારા પતિતપાવન **અધમ-** ઓધારણ ચરણકમળોને પ્રક્ષાલી આજે હું મને **પરમકૃતાર્થ** અનુભવું છું.

એ પરમ ઔદાર્યપૂર્ણ દિવ્ય દાતા! હું લાયક નહિ છતાં પણ બ્રહ્માદિ દેવો પણ ન આપી શકે-કારણ બ્રહ્માદિ દેવો પ્રસન્ન થાય તો સ્વર્ગ-વૈકુંઠાદિના વૈભવોજન્ય આનંદ આપે, અને તે પણ ન્યૂનાધિકાંશે કલેશપ્રદ હોય છે, પણ આપે તો "**સ્વસ્વરૂપનું** અદ્‌ભુત અને અલૌકિક પરમ સુખરૂપ પરમ દાન આપ્યું. તેથીજ જ્ઞાનદાતા ગુરમૂર્તિની દેવાદિઓ પણ મુક્તકંઠે સ્તુતિ કરે છે.) તેવું **દિવ્યદાન** આપી "**પરમ[1]ધનિક**" બનાવ્યો, તેથી હે નાથ! મારે હવે કંઇપણ કોઇ પાસે પણ યાચવાનું રહેતુંજ **નથી,** છતાં આપ પરમોદાર દાતાનો તો હું સદાનો રંક ભિક્ષુકજ **છું, યાચક છું.** તો આજના પરમદિવસે દીનભાવે યાચું છું કેઃ—હે નાથ! આ દેહે વા કર્માનુસાર હવે પછીના અન્ય દેહે (ખરી રીતે પ્રાપ્તિનો સંભવ નથી, છતાં હોય તો) જ્યાં જ્યાં આ **જીવાત્માનું** જવું થાય ત્યાં ત્યાં તારા પરમ સુખદ અને શાંતિપ્રદ સ્વરૂપનું કદી પણ વિસ્મરણ ન થાય એટલુંજ યાચું છું." જય અંતર્યામિન્! તારો જય થાઓ.

**"शरणं नहि मम जननी, न पिता न सुता न सोदरा नान्ये।**
**परमं शरणमिदं स्याच्चरणं मम मूर्ध्नि दैशिकन्यस्तम्॥"**

**અર્થઃ**—મારી મા મારું શરણ નથી, મારા પિતા મારું શરણ નથી, મારા પુત્રો મારું શરણ નથી, મારા ભાઈઓ મારું શરણ નથી, અને મારાં અન્ય સંબંધીઓ પણ મારું શરણ નથી. પણ "મારા મસ્તક ઉપર શ્રીસદ્‌ગુરુનું ધારણ કરેલું આ **ચરણકમલજ** મારું **પરમશરણ** છે." અર્થાત્ **જીવાત્માનું** વાસ્તવિક સાચું **શરણ** શ્રીસદ્‌ગુરુપરમાત્માનાં ચરણકમલોજ છે.

——[ * ]——

## सद्‌ग्रंथोने आधारे

[ સંપાદકઃ-**શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર** ]

વેદાંત એક સિદ્ધાંત છે-પ્રારંભથીજ વેદાંત એક વિશુદ્ધ સૈદ્ધાંતિક આંદોલન રહેલું છે. મહાન્ વ્યક્તિત્વવાળા કેટલાએક માનવધર્મ-પ્રચારકોના પ્રબલ વ્યક્તિત્વની અસર પડવાને લીધે "વેદાંત"ના બાહ્ય-સ્વરૂપમાં થોડાએક ભેદ-ઉપભેદ દૃષ્ટિગોચર થાય છે-પરંતુ બીજા ધર્મ-સંપ્રદાયોની પેઠે વેદાંતનું સ્વરૂપ કદી પણ મલિન, વિકૃત, ઘાતક કે ભયંકર થયેલું નથી અને કદી થાય એવો સંભવ પણ નથી.

× × × ×

---

[1] વ્યાવહારિક **ધન** તો ત્રણે કાલમાં દુઃખરૂપજ છે, આ ધન તો ત્રણે કાલમાં સુખરૂપ છે માટે પરમ શ્રેષ્ઠ.

વેદાંત સદા સર્વદા એક વિચાર-સાગરના રૂપમાં પ્રચલિત રહેલું છે અને વિસ્તાર પામેલું છે-અને એટલેજ-હિંદુ-મુસ્લિમ, શિખ-ઇસાઈ, યહુદી-પારસી, દેશી-પરદેશી, કાળા-ગોરા-સૌ કોઈ જાતભાત, રંગરૂપ, કુળ-ગોત્ર કે ધર્મના ભેદભાવ વિના સમાન-ભાવથી વેદાંત પ્રતિ આદરભાવ રાખી શકે છે અને વેદાંતની વિશેષતાઓનો લાભ પણ ઉઠાવી શકે છે.

× × × ×

વેદાંત શબ્દ બે શબ્દનો બનેલો છે-તે આ પ્રમાણે—વેદ + અન્ત = વેદાંત. વેદનો ધાતુજ અર્થ છે જ્ઞાન. અહીં અન્ત 'શબ્દનો વ્યવહાર નિર્ણીત સત્ય-સારનો નિચોડ એ અર્થમાં થયેલો છે-એટલે-જ્ઞાનના 'પરમ રહસ્યને વેદાંત કહેવામાં આવે છે.

\+ × × +

વેદાંત નીચેના સનાતન પ્રશ્નોની મીમાંસા કરે છે—

આ શું છે?-"હું" કોણ છું?-"તે" કોણ છે?

આમ છતાં વેદાંત તો એમજ ભારપૂર્વક પ્રતિપાદન કરે છે કે—

"આ", "હું" ને "તે"નો વ્યવહાર પણ ગૌણ રીતે લોકોને સમજાવવાની વ્યાવહારિક દૃષ્ટિથી કરવામાં આવેલો છે-વાસ્તવિક રીતે તો "આ સર્વ બ્રહ્મજ છે-આત્માજ છે-પરમાત્માજ છે."

× × × ×

"હું" એટલે "હું"-આત્મા-બીજું કોઈ નહિ-દ્વૈત તો ભ્રમમાત્ર છે. આત્મા અનાદિ ને સ્વતઃસિદ્ધ છે. આત્મા સચ્ચિદાનંદ, અનંત, પૂર્ણ, નિરાકાર, નિર્વિકાર ને નિર્ગુણ છે. સર્વ નામરૂપ પણ આત્મા જ છે.

× × × ×

વેદાંત જગતના મિથ્યાત્વ ઉપર તથા પરમાત્માની વાસ્તવિકતા ઉપર એવો અપૂર્વ પ્રકાશ પાડે છે કે તેને હૃદયંગમ કરવાથી તદ્વિષયક ભ્રમમાત્રનું મૂળોચ્છેદન થઈ જાય છે.

× × × ×

વેદાંતને જીવનમાં જીરવવામાં આવે તો માનવતાનો હ્રાસ થતો અટકી જાય છે-અનુચિત લાભ મેળવવાની પ્રવૃત્તિ પણ અટકી જાય છે-કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આદિ આંતર રિપુઓ કે જે માણસમાત્રની પાછળ પડેલા છે તે પણ અદૃશ્ય થઈ જાય છે-અજ્ઞાનરૂપી અંધકાર અલોપ થઈ જાય છે-સંશય ટળી જાય છે-જન્મ-મરણરૂપી ચક્રમાં નાંખવાવાળા કર્મો દગ્ધબીજભાવને પામી જાય છે-અને બ્રહ્માનંદની અનિર્વચનીય અનુભૂતિ નિરંતર બની રહે છે...!

× × ×

આખરે એવો અવસર પણ આવે છે કે જ્યારે વેદાંતનો ઉપાસક ઉદ્ઘોષિત કરી શકે છે કે.—

"હું કૃતકૃત્ય થયો-મારા સઘળા કલેશો શમી ગયા-પ્રાપ્તવ્ય એવી કૈવલ્ય-અવસ્થા મને પ્રાપ્ત થઈ ચૂકી...!"

× × × ×

આ પ્રમાણે "હું" ને "તું" ના ઝગડાનો સુંદર નિર્ણય વેદાંતે કરી આપ્યો છે તથા સુખ શાંતિની સ્થાપનામાટે સુંદર રાહ બનાવ્યો છે...!

——[*]——

## एक जिज्ञासुना पत्रमांना उद्गारो

શરીરના રોગો થવાથી હું રોગી થતો નથી, ચાલવાથી હું ચાલતો નથી, તેમ તેના સૂઈ રહેવાથી હું સૂતો નથી. જે એક છે, નિરતિશય વ્યાપક છે તે ચાલીને ક્યાં જાય? જે શરીરની ક્રિયાઓવડે પોતાની ક્રિયા કરતો અનુભવે છે તે જન્મ, જરા અને મૃત્યુથી છૂટતા-મૂકાતા-નથી. જે અહંકારથી માંડીને જગતના અનંત પદાર્થોને સાક્ષી રહીને અનુભવે છે, અને રાગદ્વેષવડે તે તે પદાર્થો સાથે એકાત્મભાવ કરીને વ્યાવહારિક દુઃખ અને સુખનો અનુભવ નથી કરતા તે નિશ્ચય મૃત્યુથી મૂકાય છે.

કોઈ પ્રશ્ન કરે કે પરમાત્માએ આવું દુઃખોની પરંપરાવાળું જગત શામાટે ઉત્પન્ન કર્યું? પણ તે તો જોનારની દૃષ્ટિ ઉપર આધાર રાખે છે, ભૂલમાં રહેનારને ભૂલ શી રીતે જડે? જો અંતઃકરણરૂપી નેત્રને સૂક્ષ્મ, શુદ્ધ અને સ્થિર કરી દે તો જગતનું વાસ્તવિક સ્વરૂપ નજરે આવી જશે. અજ્ઞાનીને જગત્ દુઃખરૂપ લાગે છે, અને જ્ઞાનીને આનંદ વિના કશાનું ભાન થતું નથી. ત્યારે જોનારની ભૂલ તો ખરીજને? માગ્યું છે તેવું મળ્યું છે. રાજાને ભીખારીનો સંયોગ થાય તો તે રાજ્ય ન માગે, પણ સાધારણ વસ્તુની આશા રાખે; તેમ જીવે પરમાનંદની અભિલાષા મૂકી ને જગતના પદાર્થો માગ્યા તો પછી તે ભોગવેજ છૂટકો. સંયોગ અને વિયોગથી ઘણાને દુઃખ થાય છે, પણ જો દુઃખને જાણનારને જાણે તો દુઃખથી છૂટી શકાય. આ જ્ઞાન મને પૂજ્યપાદ શ્રીનાથપ્રભુની કૃપાથી વિશેષ દૃઢ થાઓ અને માયાના સૈન્યનો હું પરાભવ કરું.

——[ * ]——

## श्रीआनंदाश्रम-समाचार

### ( માર્ગશીર્ષમાસ )

**શ્રીસદ્ગુરુ મહાપૂજનઃ**—શ્રીગીતાજયંતીના દિવસે સૌ આશ્રમવાસીઓએ પૂજ્યપાદ કૃપાનાથનું યથાવિધિ મહાપૂજન કર્યું હતું.

કોણે કોણે, કઈ કઈ ભાષામાં ગીતાજીનો અનુવાદ કર્યો હતો, તે વિષે શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદીએ નીચે પ્રમાણે ટુંક પ્રવચન કર્યું હતું.

શ્રી ગીતાજીનો અનુવાદ ફૈઝીએ ફારસીમાં, અબુસુલેહે અરબીમાં, સ્લેગલે-લેટીનમાં, ગિમિટ્રીઅસે-ગ્રીકમાં, બર્નુફે-ફ્રેંચમાં, લોરિન્સરે-જર્મનીમાં, ગાલિયસસમેટીએ-ઇટાલીયનમાં, અને ટૉમ્સન, આર્નોલ્ડ, ડેવીસ તથા એનીબીસન્ટ, ચાર્લ્સ વિલ્કીન્સન વગેરેએ અંગ્રેજીમાં અનુવાદ કરી, ઉદ્ગારમાં તેઓ જણાવે છે કે "જીવને ઉન્નતિને શિખરે લઈ જનાર ગીતાજીનો બોધ અદ્વિતીય છે.

અમેરિકાનો ફીલ એમરસન, ગીતા પુસ્તકને પોતાની દૃષ્ટિ સામે રાખતો અને કહેતો કે " તે માનવ સંપત્તિઓનું સર્વોત્તમ રત્ન છે.

सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि। આ શ્લોક એમરસન વાંચતો ત્યારે તેનું હૃદય પુલકાયમાન થતું હતું, તેનું હૃદય નાચી ઉઠતું હતું અને તેના ચક્ષુઓમાં અશ્રુની ધાર ચાલતી.

ચીની ભાષામાં અનુવાદ કરનાર ચીનો, અર્જુન ઉપર થયેલા અનુગ્રહનો અને તે દ્વારા જગત ઉપર થયેલા અનુગ્રહને, ખ્યાલ કરી તે રડી પડતો. એજ ગીતાજીનું

મહત્ત્વ છે. અને ગીતાજીનો સતત અભ્યાસ કરવા ભલામણ કરી વ્યાખ્યાન પૂર્ણ કર્યું હતું.

**શ્રીદત્તજયંતી** નિમિત્તે પણ પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન કરવામાં આવ્યુ હતું, પૂજન થઈ રહ્યા બાદ શાસ્ત્રીજી શ્રી દયારામભાઇએ શ્રીદત્તભગવાનના જીવન ઉપર વિવેચન કર્યું હતુ, તે પછી શ્રી માણેકલાલભાઇએ પણ તેઓશ્રીના જીવનપ્રસંગો અને ગુરુ અભેદ ઉપાસના ઉપર સુંદર પ્રવચન કર્યું હતું ભજનકીર્તન થયા બાદ સૌને પ્રસાદ અને ચરણામૃત આપવામા આવ્યાં હતાં

**મુખ્યભેટ**—રૂા. ૫૫-૦-૦ શ્રી શેઠ દામોદરદાસ માધવજી-મુંબઈ ( નિલદાનના. ) રૂા. ૧૦-૪-૦ શ્રીમતી સરદારકુવરબા-મહેલોલ

**રુદ્રાભિષેકઃ**—શ્રી. મધુસૂદન માણેકલાલ વ્યાસ.

**ભોજન**—રૂા ૧૫૯-૬-૦ શ્રી. શેઠ ભાયાલાલ છોટાલાલ ઠક્કર-ભાવનગર-વાળાતરફથી કાર્તિક વદિ ૧ ના ભોજનના હા શ્રી. ઈંદુકુમારભાઈ રૂા. ૫૫-૭-૦ શ્રી શેઠ દામોદરદાસ માધવજી-મુબઈ.

**થાળ.**—રૂા ૧-૪-૦ હીરાલક્ષ્મીબેન બાબુભાઈ રૂા. ૧-૪-૦ શ્રી નરશી લખમણ-લીંબુડા રૂા ૧-૪-૦ મીસ્ત્રી ગોરધનદાસ જેરામ-જામસલાયા રૂા ૧-૪-૦ મૂળજી લાલજી-જામજોધપુર ( ૨ થાળ. ) રૂા ૨-૮-૦ શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણા-મુંબઇ રૂા. ૫-૪-૦ શ્રી. મગનલાલ અમૃતલાલ-દામનગર રૂા ૧-૪-૦ શ્રી ગગાબા દોલતસિંહ-બીલખા હા. બેન સુમરીબેન કાળાવાળા. રૂા ૨-૦-૦ ડૉ વામનરાય જટાશંકર વસાવડા-પાટણ રૂા. ૫-૦-૦ શ્રી. કરુણાશંકર જેઠાલાલ વ્યાસ-ટબોરા દૂધનિમિત્તે રૂા ૧-૪-૦ શ્રી. લાલજી ઝીણાભાઈ-જૂનાગઢ. રૂા ૧-૪-૦ શ્રી કરશનદાસ હરજી-વડુફૂલ

કાર્તિક અને માગશર માસમા અર્પણ થયેલી રકમોના વ્યાજમાથી નીચે પ્રમાણે થાળો કરવામાં આવ્યા હતા:—

૧ શ્રી જમનાદાસ કાનજી-ધુશાળા. ૨ સ્વ ગગાબેન મૂળજી-લીંબુડા. ૩ શ્રીમતી પ્રેમકુવરબાઈ-મોરબી ( બે થાળ ) ૪ શ્રી દ્વારકાદાસ ખેતસી-કરાચી ૫ શ્રી. લાભશંકર ભવાનીશકર માકડ-પોરબદર. ૬ શ્રીમતી રવિબેન હરજીવન-પોરબદર ૭ પ્રેમકુંવરબેન ઉમિયાશંકર-પોરબદર. ૮ શ્રીમતી ઝારીબેન ગૌરીશકર-પોરબદર

**અખંડદીપકઃ**—રૂા ૦-૧૦-૦ બેન ભાગીરથી મણિબેન ઓઝા વ્યાજની રકમના અખડદીપકના. રૂા ૨-૮-૦ શ્રી કરશનજી પ્રા. ઓઝા તરફથી અખડદીપકમાં આવ્યા. રૂા. ૯૧-૧૫-૩ શ્રી શેઠ દામોદરદાસ માધવજી તરફથી ઘીનો ડબો એક અર્પણ રૂા. ૦-૮-૬ શ્રી ભાણજી મૂળજી અખડદીપકના રૂા. ૧-૪-૦ શ્રી. ચદ્રકાંત વિ. પારેખ. રૂા. ૧-૧૪-૦ શ્રી રુદ્રાભિષેકના પૂજાપાના તથા ભેટના રૂા ૧-૪-૦ મિષ્ટાન્ન નિમિત્તે રૂા ૪-૦-૦ પૂર્ણિમાની ભેટના રૂા ૧-૧૨-૦ શ્રી મૂળજી નેણજી શેઠ-વડાળા ,

**માંડળમાં**-શ્રી બાલાભાઈ રાવળ આદિ તરફથી શ્રીગીતાજયતીના તથા શ્રીદત્તજયંતીના દિવસે મહાપૂજન કરવામાં આવ્યુ હતું.

——[*]——

# પરચુરણભેટ

( સં. ૨૦૦૪ના કા. વદિ ૧૨ મંગળ તા. ૯-૧૨-૪૭ થી શરૂ )

૧-૦-૦ શ્રી. ફાવસજી અને રુસ્તમજી-બીલખા
૦-૫-૬ પરચુરણ હા. બ્ર. નાનાલાલ
૨-૧૦-૦ શ્રી. મ. ત્રિ. ભટ્ટ ને તેમનું કુટુંબ
૦-૪-૦ સૌ. બેન ચંદ્રિકાબેન-સુરત

શ્રીઅમદાવાદ આનંદાશ્રમમાં પૂર્ણિમા મહાપૂજન ભેટના:—

૧-૦-૦ શ્રી. હરિશંકર જેશંકર ભટ્ટ
૧-૦-૦ ,, મણિલાલ ભોગીલાલ ભટ્ટ
૧-૦-૦ ,, લીલાધર ભોગીલાલ ભટ્ટ
૧-૦-૦ ,, ભગવતપ્રસાદ મૂળજીરામ ભટ્ટ
૧-૦-૦ ,, લક્ષ્મીપ્રસાદ મૂળજીરામ ભટ્ટ
૧-૦-૦ ,, કાલિદાસ ઈશ્વરભાઈ પટેલ
૫-૦-૦ શ્રી. જયંતીલાલ લાલજી જોબનપુત્રા

× × × ×

૭૫-૧૪-૦ શ્રી. શેઠ રાજસી જીવરાજભાઈ મુંબઈ તરફથી માહે ડીસેમ્બરના સાત્વિક દાનના
૦-૨-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦-૮-૦ ,, ઓધવજી ધરમશી-પોરબંદર
૫-૫-૩ શ્રી. શેઠ દામોદરદાસ માધવજી

શ્રીમોજીદડ-આનંદાશ્રમની ભેટના:—

૧-૦-૦ શ્રી. ભાનુશંકર જટાશંકર રાવળ
૦-૮-૦ ,, હરદત્ત રેવાશંકર જોશી
૦-૪-૦ ,, મણિશંકર ઇચ્છાશંકર
૦-૨-૦ ,, ગુણવંતરાય હરનારાયણ
૦-૪-૦ ,, જદુરામ નંદલાલ
૦-૧૫-૬ પરચુરણ

૩-૧-૬

× × ×

શ્રીલીંબુડા-આનંદાશ્રમ તરફથી ભેટ:—

૧-૪-૦ શ્રી. હરજી કરશન
૧-૪-૦ ,, જયંતીની ભેટ હા. મંડળના બંધુઓ
૦-૫-૦ શરદપૂનમની પૂજન ભેટ
૦-૧૨-૦ માસિક પરચુરણ ભેટ

૩-૯-૦

× × ×

શ્રીઅમદાવાદ-આનંદાશ્રમની ભેટના:—

૮-૮-૦ શ્રી. ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિક તરફથી માસિક થાળના
૦-૪-૦ સૌ. રમાબેન રવિશંકર રાવળ
૦-૮-૦ બેન વિજયાલક્ષ્મી જયેષ્ઠારામ ભટ્ટ
૧-૦-૦ પરચુરણ આરતીમાં
૧-૪-૦ ગં. સ્વ. રેવાબેન વાસ્તુનિમિત્તે
૦-૪-૦ શ્રી. ચીમનલાલ નરોત્તમદાસ
૧-૦-૦ બેન નર્મદાબેન આચાર્ય

૧૨-૧૨-૦

× × × ×

૦-૮-૦ મીસ્રી ગોરધન જેરામ-સલાયા

શ્રીલીંબડીમાં કાર્તિકીપૂર્ણિમાની પૂજન ભેટ:—

૧-૪-૦ શ્રી. દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય
૧-૦-૦ સૌ. ઉજમબહેન ઉપાધ્યાય
૧-૦-૦ ,, કમલાબેન વી. ભટ્ટ
૧-૦-૦ ગં. સ્વ. મુક્તાબેન ભટ્ટ
૧-૦-૦ બેન સાવિત્રીબેન ભટ્ટ
૧-૦-૦ ,, ગોમતીબેન ઠાકર
૦-૮-૦ શ્રી. પ્રાણલાલ રવિશંકર
૦-૪-૦ ,, નાનાલાલ ભાનુશંકર રાવલ

× × ×

જામજોધપુરમાં પૂજન ભેટના:—

૧-૪-૦ શ્રી. ભાણજી મૂળજી
૧-૧-૦ ,, યશવંતરાય મોહનલાલ
૧-૦-૦ શ્રી. પાઠક શંકરલાલ મોહનલાલ
૦-૮-૦ ,, પરમાણંદ લાલજી
૦-૪-૦ ,, પ્રેમજી પુંજા
૦-૪-૦ પંડિત માનશંકર મોહનલાલ
૦-૪-૦ શ્રી. જગજીવન ભાણાભાઈ
૦-૪-૦ ,, મોહનલાલ ગોકળદાસ
૦-૪-૦ જોશી જીવન રણછોડ
૦-૪-૦ શ્રી. મોહનલાલ ભાણજી
૦-૧-૦ પરચુરણ

× × ×

૯-૧-૦ શ્રી જાદવજી માવજી કુતિયાણા. ભેટ વગેરેના
૧૬-૮-૦ શ્રીનાથસત્સંગમંડળ-મુબાઈ પૂજ્યપાદ. શ્રીની પુણ્યતિથિના પૂજનભેટના
૩૫-૦-૦ શ્રીનાથ સ. મંડળ મુબઈ તરફથી કાર્તિકીપૂર્ણિમાના મહાપૂજન ભેટના

શ્રીમાન્ શેઠ શ્રી. દામોદરદાસ માધવજીને ત્યાં સં. ૨૦૦૩ ના માગશર શુ ૧૫ થી આસો વદિ ૩૦ સુધી થયેલા પૂજન ભેટના હા. શ્રી દામોદરદાસ માધવજી

૧૦-૦-૦ શ્રી જમશેદજી પે. ગોળવાળા
૧૧-૦-૦ એક ભક્તજન
૨-૦-૦ શ્રી. મોગરજી ઓધવજી
૧૧૧-૦-૦ એક ભક્તજન
૨-૦-૦ શ્રી મણિભાઈ સુરતવાળા
૧-૧૨-૦ ,, લીલાધર વલ્લભદાસ
૪-૨-૦ ,, પ્રાણજીવનદાસ ધ્રુવ
૪-૪-૦ ,, અરજણ કરમણ મીસ્ત્રી
૧-૦-૦ ,, બાલકૃષ્ણ ગંભીર શર્મા
૧૦-૦-૦ ,, ગૌરીશંકર ઓધવજી
૭-૦-૦ ,, ભાણજી પરમાણંદ
૭-૪-૦ ,, છગનભાઈ સવજી
૨-૦-૦ ,, મણિભાઈ સોમચંદ
૧-૪-૦ ,, જૂનાગઢવાળા મહારાજ
૩-૪-૦ ,, અમથાલાલ જગજીવન શાહ
૩-૧૨-૦ ,, ઘડિયાળી રૂગનાથભાઈ
૦-૮-૦ ,, શાંતિલાલ મટુભાઈ
૩૦-૦-૦ ,, શેઠ રાજશી ખેતશી
૩-૪-૦ ,, મૂળજી અરજણ
૪-૦-૦ ,, આર. એચ મોદી
૬-૦-૦ ,, મગનદાસ કેશવલાલ
૧-૦-૦ ,, ત્રિભોવનભાઈ વલ્લભદાસ
૪-૦-૦ ,, પ્રાણજીવનદાસ હંસરાજ
૨૨-૪-૦ ,, રતનશી લાલજી
૧-૦-૦ ,, ભોધાભાઈ જેઠાભાઈ
૦-૮-૦ ,, નર્મદાશંકરભાઈ
૧-૪-૦ ,, અમૃતલાલભાઈ
૨-૦-૦ શ્રી. કેશવલાલભાઈ કરશનદાસ
૧-૦-૦ ,, ચંદુલાલ મોરારજી
૨-૦-૦ ,, રૂગનાથદાસ જાદવજી
૩-૪-૦ બેન જશોદાગૌરી હરિલાલ ત્રિવેદી
૫-૦-૦ એક બહેન
૧-૦-૦ શ્રી. કેતકર મહારાજ
૧-૮-૦ ,, નારણદાસભાઈ કોટેચા
૧-૦-૦ ,, દલપતરામ નંદરામ
૨-૦-૦ શેઠ અબ્દુલા પીરમહોમદ
૧-૪-૦ શ્રી દેવશંકર દલસુખરામ
૧-૦-૦ ,, દોલતરામ હેમરાજ
૪-૮-૦ ,, ચત્રભુજ શાલિગ્રામ
૨-૮-૦ ,, ભગવાનદાસ ચત્રભુજ
૨-૪-૦ ,, ગોરધનદાસ સુંદરજી
૧-૦-૦ શ્રીમતી નિર્મળાબેન જમનાદાસ
૧-૦-૦ શ્રી. ગોકળદાસ શિવશંકર
૨-૦-૦ ,, મૂળચંદ હરજીવન
૦-૫-૦ ,, મોતીચંદ ગોવિંદ
૫-૦-૦ ,, જયંતિલાલ જગન્નાથ
૧-૦-૦ ,, જયંતિલાલ મૂળશંકર
૨-૪-૦ ,, પ્રેમજી અરજણ
૧-૦-૦ ,, હરજીવનભાઈ-શિહોરનગર
૧-૦-૦ ,, કરસનદાસ જૂઠાભાઈ
૧-૦-૦ બેન ત્રિવેણીબેન-લીમડી
૧-૦-૦ શ્રી. જમનાદાસ સવજી
૦-૮-૦ બેન રાધાબાઈ
૨-૦-૦ શ્રી ત્રિભુવન જૂઠાભાઈ
૧-૪-૦ ,, તુલસીદાસ ગોરધનદાસ
૩-૦-૦ ,, ધનજીશાહ મીસ્ત્રી
૫-૦-૦ ,, મીનોચેહર મસાની
૧-૦-૦ ,, જયરામ રાજાભાઈ
૫-૪-૦ ,, પાર્વતીબાઈ પી. જોશી
૦-૯-૬ પરચુરણ
૦-૩-૦ નિત્યદાનના
૩-૦-૦ શેઠ દામોદરદાસભાઈ
કુલ રૂા. ૩૩૩-૦-૦ હા. શેઠ દામોદરદાસ માધવજી

× × ×



૧-૦-૦ શ્રી ગોકળદાસ રાઘવજી-પોરબંદર
૧-૪-૦ ,, મધુસૂદન માણેકલાલ-કઠલાલ
૧-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ મજીઠિયા
૨-૮-૦ ભટ્ટ નરોત્તમ મયારામ બડોળી
૦-૮-૦ શ્રી. મધુસૂદન માણેકલાલ-કઠલાલ પૂજાપાના

શ્રીપોરબંદર આનંદાશ્રમમાં કાર્તિકી પૂનમના પૂજનભેટના:—

૧-૦-૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર માંકડ
૧-૦-૦ ,, મૂળશંકર મોહનલાલ
૨-૦-૦ ,, દેવચંદ હંસરાજ
૫-૦-૦ ,, લક્ષ્મીચંદ હંસરાજ
૧-૪-૦ ,, ઓધવજી ધરમશી
૧-૦-૦ ,, લાલજી ડાહ્યાભાઈ
૧-૦-૦ ,, ગોકળદાસ ભાણજી
૧-૦-૦ ,, મણિશંકર કરશનજી ઓઝા
૦-૮-૦ શ્રી. ચત્રભુજ ભીમજી દવે
૦-૮-૦ ,, જેઠાલાલ કાનજી
૦-૪-૦ શાસ્ત્રી વિશ્વનાથ માધવજી
૦-૪-૦ ,, મેઘજીભાઈ
૦-૪-૦ શ્રી. કેશવજી જાદવજી
૦-૪-૦ ,, દામજી ગોવિંદજી
૨-૦-૦ બેન અજવાળીબેન
૧-૦-૦ ,, પ્રભાબેન
૦-૮-૦ ,, જાનબાઈ બેન
૦-૮-૦ ,, નંદુબેન
૦-૪-૦ ,, વજીબેન
૦-૪-૦ પરચુરણ
૦-૪-૦ બેન મહાલક્ષ્મીબેન
૦-૮-૦ ,, પાર્વતીબેન
૦-૮-૦ શ્રી. કેશવજીભાઈ
૦-૪-૦ ,, પુરુષોત્તમ રામજી

૨૧-૪-૦

× × ×

૦-૪-૦ શ્રી. મહેન્દ્ર જટાશંકર-વીરમગામ
૭૮-૧૩-૯ શ્રી. ચંદ્રકાંત વિ. પારેખ પોતાનાં સદ્ગત માતુશ્રીના કલ્યાણાર્થે (ચાર માસ એક વિદ્યાર્થીના ભોજન માટેના તથા રુદ્રાભિષેક)
૨-૦-૦ પરચુરણ

શ્રીઆનંદાશ્રમ (નવાગામ) માં શ્રીગીતા-જયંતીના પૂજન ભેટના:—

૧-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ ,, અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી
૦-૫-૦ ,, કરશનજી પ્રાણજીવન ઓઝા
૧-૦-૦ ,, અજિતરાય હરિદાસ પારેખ
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ શાસ્ત્રી મગનલાલ રામજી
૧-૦-૦ બેન. મણિબેન-જોરાવરનગર
૦-૨-૦ ,, મણિબેન દવે
૦-૨-૦ સૌ. જયાગૌરી જીવરામ જોશી
૦-૧-૬ શ્રી. વનમાળીભાઈ વૈદ્ય
૦-૨-૦ બ્ર. દલપતરામજી
૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૦-૪-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૦-૮-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા
૫-૦-૦ ,, વામનરાય જટાશંકર પાટણ
૧-૦-૦ ,, ,, ચિ. યાજ્ઞવલ્ક્યના જન્મદિન ભેટ
૧-૦-૦ ,, ,, ચિ. પન્નાબેનના ,, ,,
૩-૦-૦ અ. સૌ. ઊર્મિલાબેન હર્ષદરાય દેશાઇ
૨-૦-૦ શ્રી. જયેંદ્ર યોગીંદ્રરાય દેશાઇ
૫-૦-૦ ,, ડૉ. વામનરાયભાઈ પૂનમ ભેટ

× × ×

શ્રી નવાગામ-આનંદાશ્રમમાં દત્તજયંતીની ભેટ:—

૧-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ ,, અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી
૧-૦-૦ ,, અજિતરાય હરિદાસ પારેખ
૦-૪-૦ ,, શાસ્ત્રી દયારામ મૂળજી
૦-૨-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી

વર્ષ ૧૯ મું

પૌષ

અંક ૮

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો બીલખા

येषां सन्निधिमात्रेण सदानन्दायते मनः ।
तेषां श्रीनाथगुरुणामानन्दाश्रम आश्रमः ॥ १ ॥

ભાવાર્થ.—જેઓશ્રીની સમીપતામાત્રથી મનમાં નિત્ય વિદ્યમાન (ખરો) આનંદ પ્રકટ થાય છે તેઓશ્રી સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનનો આશ્રમ આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | જીવન્મુક્તિનો આનંદ. | ૧૧૭ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૧૮ |
| ૩ | મદાલસા. | ૧૧૯ |
| ૪ | નરપતિ ઉત્તમ. | ૧૨૧ |
| ૫ | સદ્ ઉપદેશને આધારે. | ૧૨૩ |
| ૬ | બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી એકનાથજીનું જીવનવૃત્તાંત. | ૧૨૫ |
| ૭ | સંસારની અનિત્યતા. | ૧૨૭ |
| ૮ | શ્રીવિવેક વિચાર. | ૧૨૭ |
| ૯ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૩૦ |
| ૧૦ | પરચુરણ ભેટ. | ૧૩૧ |
| ૧૧ | ખેદજનક અવસાન. | |
| ૧૨ | સદ્ગુરુ પ્રાર્થના. | |


—[ * ]—

## વિજ્ઞપ્તિ

મહાપૂજનસમાચાર:— સ્થળ વિશ્રામભુવન

શ્રીમહાશિવરાત્રિ નિમિત્તે:—તા. ૯-૩-૪૮ મંગળવાર સવારના ૯ નવ વાગે.

પાટોત્સવ નિમિત્તે:—તા. ૧૫-૩-૪૮ સોમવાર સવારે ૯ નવ વાગે.

લી. શ્રીમન્નાથસત્સંગમંડળ-મુંબઈ

---

### જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ દેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૬ મું ] સંવત ૨૦૦૪ પોષ [ અંક ૮ મો

## जीवन्मुक्तिनो आनंद

પદ

અલખ લે લાગી રે, જાગીને જોયું ઘટમાં,
ભ્રમણા સર્વે ભાંગી રે, સુહાગી મળ્યા ઊલટમાં. ટેક.
અંબાડીએ ગજરાજને ગળિયો, ઘોડાને ગળી ગયું જીન,
વસતર ઉપર વાડ સૂકાણી, એમ સમદરને ગળી ગયાં મીણ;
સસે સિંહને ઘેર્યો રે, શાદૂળાને રાખ્યો પટમાં. અલખ૦ ૧
આંબાડાળે નાળિએર વળગ્યાં, કદળીએ કેરીની લૂંબ;
નાગરવેલે દ્રાખ બીજોરાં, એની શોભા બની છે અતિ ખૂબ;
ગગન દોયો ઘટમાં રે, તેનાં દૂધ પીધાં સટમાં અલખ૦ ૨
પાવક વરસે ને પથ્થર ભીંજે, થઇ ગયું ચહુદિશી પાણી,
એ રે પાણીમાં દેવી દેવતા બૂડ્યાં, રાજા રંક ને રાણી;
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર બૂડ્યા, જોગી બૂડ્યા ઝટપટમાં અલખ૦ ૩
જનક દેશના વાસી વિરલા, ગોરખ દત્ત કબીર,
એજ દેશના વાસી શુકજી, દાદુ ધીરો સધીર,
જીવન્મુક્તિ નિત્ય માણે રે, એના મન-મઠમાં અલખ૦ ૪

ધીરાભગત

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પુણ્યકર્મમાં આદર રાખવાથી ને મનમાં પુણ્યકર્મના સંસ્કારો પાડવાથી નઠારાં સ્વપ્નો આવતાં બંધ થાય છે.

પોતાના માતાપિતા વિદ્યમાન હોય તોપણ પોતાના કલ્યાણને માટે ૧૬ વર્ષની ઉપરનો માણસ ગુરુ કરી શકે. ૧૬ વર્ષની અંદરની ઉમર હોય તો માતાપિતા કે કોઈ વડિલની અનુમતિ માગીને ગુરુ કરી શકે.

માણસને જે જે દુઃખ પ્રાપ્ત થાય છે તે તે દુઃખ તેના પૂર્વના કોઈ પણ પ્રકારના પાપસંસ્કારોના ઉદયથી થાય છે. પુણ્યકર્મ કરનારને પુણ્યકર્મ કરવાથી પૂર્વના કુસંસ્કારથી જેટલું દુઃખ પ્રાપ્ત થવું જોઈએ તેટલું દુઃખ પ્રાપ્ત ન થતાં તેના કરતાં ઓછું દુઃખ પ્રાપ્ત થાય છે.

જીવાત્માનો સ્થૂલશરીરની સાથેનો સંયોગ અવધિવાળો હોય છે, અને મનુષ્યશરીર આપનારું પ્રારબ્ધકર્મ જ્યારે સમાપ્ત થાય છે ત્યારે કોઈ પણ નિમિત્તે જીવાત્મા પોતાનો વર્તમાનદેહ ત્યજી નવા પ્રારબ્ધકર્માનુસાર પ્રાપ્ત થનાર શરીર-પ્રતિ જાય છે.

શરીરની ત્રણ અવસ્થાઓમાં અને અંતઃકરણની ત્રણ અવસ્થાઓમાં અનન્વાગતભાવે રહેનારો આત્મા મરણ પામતો નથી, કેમકે તે અવિનાશી, અસંગ ને સચ્ચિદાનંદરૂપ છે, એટલે અવિનાશી આત્માના મરણને માટે શોક સંભવતો નથી, અને સ્થૂલ પંચભૂતના બનેલા સ્થૂલદેહને માટે પણ તે દેહ વિનાશ પામવાના સ્વભાવવાળો હોવાથી તેના સંબંધમાં શોક સંભવતો નથી, આવો વિચાર કરી તમે તમારા મનને ભ્રાંતિથી ઉપજતા શોકને દૂર કરી શાંત કરવા પ્રયત્ન કરતા હશો.

સગાંવહાલાંનો સંયોગવિયોગ પ્રારબ્ધકર્માનુસાર થયા કરે છે. અહીં કોઇ કોઇનું સાચું સગુંવહાલું નથી. જેમ નદીમાંના ઓવાળનાં લાકડાં નદીના તરંગોવડે ભેગાં થાય છે, ને પાછાં જૂદાં પડી જાય છે તેમ સંસારમાં કહેવાતાં સગાંવહાલાંનો સંયોગ અને વિયોગ પણ કર્મફલપ્રદાતા સત્તાના નિયમાનુસાર થયા કરે છે, એમાં કોણે કોનો શોક કરવો યોગ્ય છે? જો શોક કરનાર મનુષ્યનું શરીર પણ પડવાનું છે, અમર રહેવાનું નથી, તો મરનાર મનુષ્યનો શોક કરવો તે શાસ્ત્રદૃષ્ટિએ ઉચિત ગણાતું નથી, એ તમે સમજી શકો એમ છો.

ગૃહસ્થનું ઘર આગગાડીના ડબા જેવું છે. તેમાં ભિન્નભિન્ન સમયની સ્થિતિરૂપ ભિન્નભિન્ન સ્થળની ટીકીટો લઇને બેઠેલાં સગાંવહાલાં જ્યાં જ્યાં તેમની પ્રારબ્ધકર્મરૂપ ટીકીટ પૂરી થાય છે ત્યાં ત્યાં આગગાડીના ડબારૂપ ઘરમાંથી તે વિદાય થઇ જાય છે, ત્યાં કોણે કોનો શોક કરવો યોગ્ય છે?

મનુષ્યના સંયોગથી તેના ઉપર થતી મમતાને સ્નેહ દુઃખના હેતુભૂત થાય છે, જડ પદાર્થો પર મનુષ્યના હૃદયમાં જેટલો જેટલો સ્નેહ બંધાય છે

તેટલા તેટલા શોકના શંકુ તે મનુષ્યના હૃદયમાં નાખવામાં આવે છે, એમ વિદ્વાનો કહે છે.

સંસાર સત્ય નથી, પણ સ્વપ્નતુલ્ય છે એમ વિદ્વાનો કહે છે જેમ સ્વપ્નમાં પ્રતીત થતાં સગાઓનો સંયોગ ક્ષણિક છે તેમ દીર્ઘસ્વપ્નરૂપ જાગ્રત્‌ના સમયમાં પ્રતીત થતાં સગાંઓનો સંયોગ પણ ક્ષણિક છે એમ સમજી મુમુક્ષુઓ પોતાના વ્યાવહારિક સગાંઓના મરણથી પોતાના મનને સ્વસ્વરૂપમાંથી ચલાયમાન થવા દેતા નથી, અને આત્મવિચારવડે શાંત રહે છે

હૃદય નીચેની ભાવના કરવાને સમર્થ થાય એવો શુભ પ્રયત્ન સતત સેવવો વિચાર હશે:—

"ગેબમાંહી ગુરુદેવ મળ્યા, પાયા હમે પ્રસાદ;
મસ્તક મેરે કર ધર્યા, દેખ્યા અગમ અગાધ"

ગુરુ કૃપાલ કૃપા જબ કીન્હી, હરદેકમલ બિગાસા;
ભાગ્યા ભરમ દશોદિશ સૂઝ્યા, પરમ જ્યોતિ પ્રકાસા.

મૃતક ઊઠા ધનખ કર લીયા, કાલ અહેડી ભાગા,
ઉદિયા સૂર નિશી કિયા પયાના, સોવત તેં જબ જાગા.

અવિગત અલખ અનુપમ દેખ્યા, કહેતાં કહ્યા ન જાઈ;
સૈન કરે મનહીં મન હીસે, જ્યું ગુંગે જાની મીઠાઈ. (ચાલુ)

——[ * ]——

## मदालसा

[ અનુવાદક—શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસધાન વર્ષ ૧૫ અંક ૧૧ પૃષ્ઠ ૧૬૮ )

मृतनिर्यातकाश्चैव परदाररताश्च ये ॥

એવી રીતે કાંધુઓને દેખીને તથા પરદારા લંપટોને દેખીને પણ તારાનું દર્શન કરીને શુદ્ધ થાય.

एतदेव हि कर्तव्यं प्राज्ञै शोधनमात्मन ॥

ડાહ્યા પુરુષોએ આટલી પોતાની શુદ્ધિ અવશ્ય કરવી જોઈએ

अमोज्य सूतिका पण्ढ मार्जाराखुश्वकुक्कुटान् ।
पतिताविद्धचण्डालमृतहारांश्च धर्मवित् ॥
संस्पृश्य शुध्यते स्नानादुदक्या ग्रामसूकरौ ।
तद्वच्च सूतिकाशौचदूषितौ पुरुषावपि ॥

ભોજનને માટે શાસ્ત્રે નિષિદ્ધ કરેલો પદાર્થ, સુવાવડી સ્ત્રી, નપુંસક, બીલાડી, ઉંદર, કુતરું, કુકડું, પતિત, પાપવડે વેધ પામેલ, ચંડાળ, કાંધુ, અટકાવવાળી સ્ત્રી, ભુંડ તેમજ સૂતક તથા મરણના અશૌચવાળા પુરુષો, એટલાનો સ્પર્શ થાય તો ધર્મને જાણનારો સ્નાનવડે પાછો શુદ્ધ થાય છે.

**अलर्क उवाच** ॥ અલર્ક પૂછે છે.

> भवत्या कीर्तिता भोज्या य एते सूतिकादयः।
> अमीषां श्रोतुमिच्छामि तत्त्वतोतल्लक्षणानिह ॥

અભોજ્ય અને સૂતિકા આદિ જે જોવાથી વા જેને અડવાથી અશુચિ થવાય એમ આપે કહ્યું તે અભોજ્ય અને સૂતિકા આદિનાં ખરાં લક્ષણો સાંભળવા ઇચ્છું છું.

**मदालसोवाच** ॥ મદાલસા ઉત્તર કહે છે.

> ब्राह्मणो ब्राह्मणस्येहयावरोधत्वमागता।
> तावुभौ सूतिकेत्युक्तौ तयोरन्नं विगर्हितं ॥

બ્રાહ્મણની ઇચ્છાથી બ્રાહ્મણી તેના ( બ્રાહ્મણના ) ઘરમાં રુંધાય તો તે બ્રાહ્મણ તથા બ્રાહ્મણી બંને સૂવાવડીના અર્થમાં સમાવેશ પામે. એ બંનેનું અન્ન નિંદ્ય કહ્યું છે, એટલે એ બેમાંથી કોઈનું પણ અન્ન ખવાય તો ખાનારને અશુચિપણું થાય.

> न जुहोत्युचिते काले नाश्नाति न ददाति च।
> पितृदेवार्चनाद्धीनः पण्ढः स परिगीयते ॥

હોમ કરવાને સમયે જે હોમ નથી કરતો, પોતે ખાતો નથી, બીજાને દેતો નથી, તથા જે પિતૃઓનું શ્રાદ્ધતર્પણ અને દેવોનું પૂજનઅર્ચન કરતો નથી તે લોકમાં પંઢના નામથી વગોવાય છે.

> दंभार्थे यजते यश्च तप्यते च तपस्तथा।
> न परार्थमिहेत्युक्तः स मार्जारः स्मृतो बुधैः ॥

અહીં જે પુરુષ પરોપકારને માટે નહિ પણ કેવળ દંભને માટેજ યજ્ઞ કરે છે તથા તપ તપે છે તેને બુદ્ધિમાન પુરુષોએ બિલાડો કહ્યો છે.

> विभवे सति नैवात्ति न ददाति जुहोति च।
> तमाहुराखुः तस्यान्नं भुक्त्वा कृच्छ्रेण शुध्यति ॥

વૈભવ હોય છતાં પોતે ખાય નહિ બીજાને આપે નહિ અને હોમ પણ કરે નહિ તેને વિદ્વાનોએ ઉંદર કહ્યો છે. એવા ઉંદરનું અન્ન જમવાથી જે અશુદ્ધિ થાય તે એક કૃચ્છ્રવ્રત કર્યેથી દૂર થાય.

> सभागतानां मर्त्यानां पक्षपातं समाश्रयेत्।
> तमाहुः कुक्कुटं देवास्तस्याप्यन्नं विगर्हितं ॥

ન્યાય લેવામાટે સભામાં આવેલા પક્ષકારોમાં જે પક્ષપાત કરવાના પાપનો આશ્રય કરે તેને દેવો કુકડો કહે છે. તેનું અન્ન ખાવું પણ નિંદ્ય કહ્યું છે.

> स्वधर्मं यः समुच्छिद्य परधर्मं समाश्रयेत्।
> अनापदि स विद्वद्भिः पतितः परिकीर्तितः ॥

આપત્તિના સમયવિના જે પોતાના પરંપરાથી સાંપડેલા ધર્મનો સારી પેઠે ઉચ્છેદ કરીને પારકા ધર્મનો જે આશ્રય કરે તેને વિદ્વાનોએ પતિત કહેલો છે.

> देवत्यागी गुरुत्यागी गुरुपत्न्युज्झकस्तथा।
> गोब्राह्मणस्त्रीवधकृदपविद्धः प्रचक्षते ॥

દેવનો ત્યાગ કરનારાને, ગુરુનો ત્યાગ કરનારાને તથા ગુરુપત્નીનો ત્યાગ કરનારાને તેમજ ગાય બ્રાહ્મણ અને સ્ત્રીનો વધ કરનારાને અપવિદ્ધ કહે છે.

येषां कुले न वेदोऽस्ति न शास्त्रं नैव च व्रतं।
ते नग्नाः कीर्तिता सद्भिस्तेषामन्नं विगर्हितं ॥

જેઓના કુળમા વેદનું અધ્યયન નથી, શાસ્ત્રોનું પ્રમાણ નથી, અને વ્રતનું પાલન નથી તેમને સત્પુરુષોએ નાગા ( નગ્ન ) કહ્યા છે તેમનું અન્ન નિંદ્ય છે.

आशाकर्तुरदाता च दातुश्च प्रतिषेधक ।
शरणागतं यस्त्यजति स चांडालो नरोऽधम ॥

પોતાની આશા કરનારને જે દેતો નથી, બીજો કોઈ દેતો હોય તેને વારે, અને શરણે આવેલાનો જે ત્યાગ કરે છે, તે અધમ પુરુષજ ખરો ચાંડાલ છે.

यो बांधवैः परित्यक्त साधुभिर्ब्राह्मणैरपि ।
कुण्डाशीयश्च तस्यान्नं भुक्त्वा चांद्रायणं चरेत् ॥

જે બાંધવોથી તજાયેલો, સાધુઓથી તજાયેલો ને બ્રાહ્મણોથી પણ તજાયેલો હોય તથા જે વ્યભિચારથી ઉત્પન્ન થયેલા પુરુષ ઉપર પોતાનો નિર્વાહ કરનારો હોય તેનું અન્ન જમવાથી જે અશુદ્ધિ થાય તે દૂર કરવા એક ચાંદ્રાયણનું વ્રત કરવું પડે.

यो नित्यकर्मणो हानिं कुर्यान्नैमित्तिकस्य च ।
भुक्त्वान्नं तस्य शुद्ध्यै च त्रिरात्रोपोषितो नरः ॥

જે પુરુષ નિત્યકર્મની હાનિ કરે તથા જે નૈમિત્તિકકર્મની હાનિ કરે તેનું અન્ન જમીને તેની શુદ્ધિમાટે ત્રણ રાત્ર કેવળ જળ પીને રહેવુ જોઇએ

यस्य चानुदिनं हानिर्गृहे नित्यस्य कर्मण ।
यश्च ब्राह्मणसंत्यक्त किल्बिषी स नराधमः ॥

જેને ઘેર નિત્યકર્મની પ્રતિદિન હાનિ થાય છે તથા જેનો બ્રાહ્મણોએ સર્વથા ત્યાગ કર્યો છે તે અધમ પુરુષ પાપી છે. ( અપૂર્ણ )

———[ * ]———

## नरपति उत्तम

[ અનુવાદક –શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન વર્ષ ૧૫ અંક ૯, પૃષ્ઠ ૧૩૬ થી )

वैकल्योच्चारणात्तस्य ब्राह्मणस्य महामतेः ।
ततः स राजातिभृशं विषण्ण समजायत ॥

મોટી મતિવાળા તે બ્રાહ્મણને કર્મમા વૈકલ્ય ઉપજાવવા તેની પત્નીનું હરણ કર્યાનું કહેતાં રાક્ષસે કર્મના વૈકલ્યનો જેવો ઉચ્ચાર કર્યો તેવોજ તે રાજાને એકાએક બહુ ખેદ ઉપજ્યો.

वैकल्यमेष विप्रस्य वदन् मामेव निंदति ।
अनर्हमर्घ्यस्य च मां सोप्याह मुनिसत्तमः ॥

તે રાજા મનોમન કહેવા લાગ્યો કે એ રાક્ષસ બ્રાહ્મણને વૈકલ્ય ( વિકલતા ) ઉપજાવવાનું કહેતો ખરી સ્થિતિમાં મારી નિંદા કરે છે તે મુનિશ્રેષ્ઠ પણ હું અર્ઘ્યને માટે અયોગ્ય થયો છુ એમ કહેતા હતા.

वैकल्यं तस्य विप्रस्य राक्षसोऽप्याह मे यथा ।
अपत्नीकतया सोऽहं संकटं महदास्थित ॥

એ રાક્ષસે તે બ્રાહ્મણને કર્મની વિકલતા કહી તે સાથે મારી પણ વિકલતા કહી છે. પત્નીવિનાનો થયેલો હું ખરેખર મોટા સંકટમાં આવી પડ્યો છું.

एवं चिन्तयतस्तस्य पुनरप्याह राक्षसः।
प्रणामनम्रो राजानं बद्धांजलिपुटो हि सः॥

આમ રાજા મનોમન ચિંતવે છે ત્યાં તો પ્રણામવડે નમ્રતા દર્શાવતો તથા બંને હાથની અંજલિનો સંપુટ કરીને એ રાક્ષસ તે રાજાને પાછો પણ કહે છે.

नरेन्द्र! आज्ञाप्रदानेन प्रसादः क्रियतां मम।
भृत्यस्य प्रणतस्येत्थं युष्मद्विषयवासिनः॥

હે રાજા! આપની હકૂમતમાં રહેનારા અને આ પ્રમાણે પ્રણામ કરી ઉભેલા (આજ્ઞાની વાટ જોતા) આ સેવકને ઇચ્છા પ્રમાણેની આજ્ઞા આપવાવડે મારા ઉપર કૃપા કરો.

राजोवाच॥ રાજા કહે છે.

स्वभावं वयमश्नीमस्त्वयोक्तं यन्निशाचर।
तदर्थिनो वयं येन कार्येण शृणु तन्मम॥

હે રાક્ષસ! તેં જે કહ્યું કે અમે (રાક્ષસો) સ્વભાવ ખાઇએ છીએ તો તમારા તે કૃત્યથી અમારો અર્થ સરે એમ છે. તમારા સ્વભાવ ખાવાના કાર્યથી જે રીતે અમારો અર્થ સરે એમ છે તે હું તને કહું છું તે તું સાંભળ.

अस्यास्त्वयाद्य ब्राह्मण्या दौःशील्यमुपभुज्यताम्।
येन त्वयात्तदौःशील्या तद्विनीता भवेदियं॥

આ બ્રાહ્મણીનું જે દૌઃશીલ્ય છે તે આજ તું ખાઇ જા. તારાવડે તેનું દૌઃશીલ્ય ખવાઇ જતાં જેથી પછી તે આ બ્રાહ્મણી વિનીત થાય.

नीयतां यस्य भार्येयं तस्य वेश्म निशाचर।
अस्मिन् कृते कृतं सर्वं गृहमभ्यागतस्य मे॥

પછી આ બ્રાહ્મણી જેની ભાર્યા છે તેને ઘેર હે નિશાચર! લઇ જા. તારા આટલા કરવાવડે તારે ઘેર અચાનક આવેલા મારું સર્વ કાર્ય તું કરી ચૂક્યો જાણજે.

ततः स राक्षसस्तस्या प्रविश्यान्तः स्वमायया।
भक्षयामास दौःशील्यं निजशक्त्या नृपाज्ञया॥

રાજાએ એમ આજ્ઞા કરવાથી પછી રાક્ષસે પોતાની માયાવડે તે બ્રાહ્મણીના અંતરમાં પેસીને પોતાની શક્તિવડે રાજાની આજ્ઞાથી તે બ્રાહ્મણીનું દૌઃશીલ્ય તે રાક્ષસ ખાઇ ગયો.

दौःशील्येनातिरुद्रेण पत्नी तस्य द्विजन्मनः।
तेन सा संपरित्यक्ता तमाह जगतीपतिं॥

તે બ્રાહ્મણની પત્ની તે ઘણા ભયંકર દૌઃશીલ્યવડે મૂકાયેલી થતાં તે રાજાને કહે છે.

स्वकर्मफलपाकेन भर्तुस्तस्य महात्मनः।
वियोजिताहं तद्धेतुरयमासीन्निशाचरः॥

મારા પોતાના કોઇ કર્મનું ફળ પાક્યાથી તે મહાત્મા ધણીથી મારો વિયોગ થવા પામ્યો હતો. આ રાક્ષસ તો માત્ર તેમાં નિમિત્ત થયો છે.

नास्य दोषो न वा तस्य मम भर्तुर्महात्मनः।
ममैव दोषो नान्यस्य स्वकृतं ह्युपभुज्यते॥

આ રાક્ષસનો તેમા કોઇ દોષ નથી તેમજ તે' મારા મહાત્મા પતિનો પણ તેમા કોઇ દોષ નથી. મારોજ તેમાં દોષ છે, બીજા કોઇનો તેમાં દોષ નથી. કારણકે પ્રત્યેકને જે કાંઇ સુખનો કે દુઃખનો ભોગ થાય છે તે તેનાં પોતાનાં કરેલાનોજ ભોગ થાય છે.

अन्य जन्मनि कस्यापि विप्रयोगः कृतो मया।
सोऽयं मयाप्युपगतः को दोषोऽस्य महात्मनः॥

પૂર્વના કોઈ જન્મમાં મેં કોઇનો વિયોગ પાડ્યો હશે, તે વિયોગ આજ મને આવી મળ્યો. આ મહાત્માનો તેમાં શો દોષ છે? કાંઇજ નહિ.

राक्षस उवाच॥ રાક્ષસ કહે છે.

प्रापयामि तवादेशादिमां भर्तृगृहं प्रभो।
यदन्यत् करणीयं ते तदाज्ञापय पार्थिव॥

આપની આજ્ઞાથી હે રાજન્! આ બ્રાહ્મણીને તેના પતિને ઘેર પહોચાડું છું. બીજું કંઇ મારે કરવા જેવું હોય તો હે પ્રભો! આજ્ઞા કરો.

राजोवाच॥ રાજા કહે છે.

अस्मिन् कृते कृतं सर्वं त्वया मे रजनीचर।
आगन्तव्यं च ते वीर कार्यकाले स्मृतेन मे॥

આટલું કરવાથી હે નિશાચર! મારુ બધુ કાર્ય તું કરી ચૂક્યો જાણ. હે વીર! કોઇ કાર્યને સમયે હું તને સભારું કે તુરત તારે અવશ્ય આવવું.

तथेत्युक्त्वा तु तद्रक्षस्तामादाय द्विजांगनां।
निन्ये भर्तृगृहं शुद्धां दौःशील्यापगमात्तदा॥

રાજાએ એમ કહ્યાથી ત્યારે એમ કરુ છુ એમ કહીને દૌઃશીલ્યના નીકળી જવાથી શુદ્ધ થયેલી તે બ્રાહ્મણીને લઇને તે રાક્ષસે તેના પતિને ઘેર પહોચાડી. (અપૂર્ણ)

——[ * ]——

## સદ્ ઉપદેશને આધારે

[ સગ્રાહકઃ-શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

(૧)

આપણે જે જગત્ જોઈ રહ્યા છીએ, સાંભળી રહ્યા છીએ, કલ્પી રહ્યા છીએ ને સ્વપ્નમાં અનુભવી રહ્યા છીએ-તે જગત્ વિચિત્ર છે અને અચિંત્ય રચનાવાળુ છે.

આ જગત્ના કેટલાક પદાર્થોમાં ચેતનધર્મ પ્રકટ જણાય છે અને કેટલાકમાં ચેતનધર્મ પ્રકટ જણાતો નથી

ચેતનધર્મ જેમા પ્રકટ જણાતો નથી એ પદાર્થો જડ કહેવાય છે અને આ સર્વે જડ પદાર્થોની વ્યવસ્થા ચેતનધર્મવાળાને અધીન છે

ચેતનધર્મ જેમા પ્રકટ જણાય છે તે પ્રાણીઓ કહેવાય છે અને આ પ્રાણીઓમાં પણ મનુષ્ય સર્વોત્તમ પ્રાણી ગણાય છે, કારણકે, મનુષ્યમાં વિવેકબુદ્ધિ છે કે જે બીજાં પ્રાણીઓમાં નથી.

પ્રાણિમાત્ર-મનુષ્યમાત્ર સુખને ઇચ્છે છે ને દુઃખને ઇચ્છતાં નથી-સુખને સંપાદન કરવામાટે ને દુઃખને દૂર કરવામાટે પ્રયત્ન પણ કરે છે-એ અનુભવની વાત છે.

પરંતુ, મનુષ્યોમાં પણ જ્ઞાનનું ઓછાવત્તાપણું હોવાથી સુખના સ્વરૂપનો તથા દુઃખના સ્વરૂપનો વિવેક સૌમાં સરખો હોતો નથી.

વળી એક સ્થિતિનું સુખ બીજી સ્થિતિમાં દુઃખરૂપ જણાય છે અને એક સમયનું સુખ બીજા સમયમાં દુઃખરૂપ જણાય છે-તથા એથી ઉલટું પણ બને છે-આ પણ સૌના અનુભવની વાત છે.

દેશ, કાલ, ક્રિયા ને સંગને લીધે મનુષ્યના જ્ઞાનમાં ફેરફાર થાય છે, અને તેથી તેના સુખદુઃખસંબંધના વિચારમાં પણ ફેરફાર થાય એ સ્વાભાવિક છે. દાખલા તરીકે જંગલમાં રહેનારા અજ્ઞાની માણસના સુખસંબંધી વિચારમાં અને તત્ત્વનિષ્ઠ એવા જ્ઞાની મહાપુરુષના સુખસંબંધના વિચારમાં બહુજ અંતર હોય એ સ્વાભાવિક છે. જંગલી માણસની દિનચર્યા લગભગ પશુજેવી હોય છે, અને તેનો ઘણોખરો સમય ફક્ત દેહનિર્વાહક સામગ્રી સંપાદન કરવામાંજ વ્યતીત થાય છે, કે જ્યારે તત્ત્વજ્ઞાની મહાપુરુષની સમગ્ર જીવનચર્યા પરમસાત્ત્વિક દેવસદૃશ હોય છે અને તેનો સમગ્ર સમય પણ પરમાત્મચિંતન-આદિ ઉચ્ચકોટિનાં પારમાર્થિક કાર્યોમાંજ વ્યતીત થાય છે.

આ આખા જગતના જનસમૂહના અસંખ્ય અવાંતરભેદો હોવા છતાં તેમાં મુખ્ય બે વર્ગ જણાય છે: એક સુશિક્ષિત અને બીજો અશિક્ષિત. જ્ઞાનના ઓછાવત્તાપણાને લીધે સુશિક્ષિતના વિચારો અને અશિક્ષિતના વિચારો ઘણાએક વિષયોમાં એકબીજાથી વિરુદ્ધ પણ હોય છે છતાં સમય જતાં સુશિક્ષિતના વિચારોનેજ અશિક્ષિતો અનુસરે છે-પ્રાચીનકાલથી પણ એમજ ચાલતું આવ્યું છે એમ ઈતિહાસ સાક્ષી પૂરે છે-માટેજ સુશિક્ષિતના વિચારોજ અનુકરણ કરવાલાયક છે.

સુશિક્ષિતજનોમાં પણ જેઓમાં ભ્રમ નથી, પ્રમાદ નથી, વંચનેચ્છા નથી, ને ઇંદ્રિય-શૈથિલ્ય નથી તથા જેઓનું જીવન સત્ય-અસત્યનું સૂક્ષ્મ અવલોકન કરવામાં વ્યતીત થયેલું હોય છે એવા સત્યનિષ્ઠ સુશિક્ષિતજનોના વિચારો વિશેષ આદરણીય ને અનુકરણીય છે.

× × × × ×

સામાન્યરીતે માણસજાતમાં એવી કલ્પના કે ધારણા હોય છે કે:—પત્ની કે પતિ મળવાથી સુખ મળશે-પુત્ર કે પુત્રી મળવાથી સુખ મળશે-પૈસો મળવાથી સુખ મળશે-સત્તા મળવાથી સુખ મળશે-પંડિત થવાથી સુખ મળશે-કીર્તિમાં સુખ હશે-પરંતુ, એ પદાર્થોની પ્રાપ્તિ પછી પણ સુખ રહેતું નથી એ પણ એ પદાર્થોની પ્રાપ્તિ કરનારાંઓના અનુભવની વાત છે-કારણકે, એ પદાર્થોમાં જ સુખ નથી એટલે સુખ ક્યાંથી મળે ને સ્થિર રહે ? ન જ મળે-ન જ ટકે એ નિશ્ચિત છે.

ઘણા એમ માને છે કે:—દાન કરવાથી દુઃખ જશે-દવા કરવાથી દુઃખ મટશે-તપ કરવાથી દુઃખ ટળશે-મંત્ર જપવાથી દુઃખ શમશે-ટીલાંટપકાં કરવાથી કે ધોળાં વા ભગવાં કપડાં પહેરવાથી દુઃખ દૂર થઇ જશે-પરંતુ આ સાધનોથી પણ કોઇનું દુઃખ કાયમને માટે નિવૃત્ત થયું હોય કે થતું હોય એવો કોઇનો અનુભવ નથી લોકમાં પ્રસિદ્ધ કે નથી શાસ્ત્રમાં આલેખિત… !

'દુઃખનિવૃત્તિમાટે ને સુખપ્રાપ્તિમાટે લૌકિક પદાર્થોનું અવલંબન' લેવાતી અજ્ઞાનતાથી દેહાભિમાન પોષાય છે–અને એથી તો ઉલટો દુઃખાનુભવ થયા કરે છે—અંતરમાં અશાન્તિ ને અસુખ અનુભવાય છે—ઉંડા ઉંડા દાહ થયા કરે છે.

પરંતુ—શાસ્ત્રો ને અનુભવીપુરુષોનું કથન તો છે કેઃ—સુખની નિત્યપ્રાપ્તિ ને દુઃખની આત્યંતિકનિવૃત્તિનો ઉત્તમ ઉપાય તો છે પરમાત્માનો અનુભવ…!

× × × × ×

પરમાત્માનો અનુભવ કરવો હોય તો જગત્‌નું ભાન ભૂલવું પડે છે—ધર્મ ને અધર્મદ્વારા ઉપજતા અંતઃકરણનાં અનાત્માકાર પરિણામો બંધ થવાની પણ અપેક્ષા છે–ચિત્તનિરોધરૂપી યોગ સાધવો પડે છે… !

મનુષ્યનું અંતઃકરણ શુદ્ધ હોય, સ્થિર હોય, સૂક્ષ્મ હોય ને શાંત હોય તો પરમાત્માનો અનુભવ થઈ શકે છે–એવો સદ્‌ગુરુઓનો સ્વાનુભવ છે અને તેને શાસ્ત્રોનો સબળ આધાર છે–અને–એટલામાટેજઃ—

સદ્‌ગુરુ ને શાસ્ત્રને માનવજીવનમાં ઉત્કૃષ્ટ એવું અનેરું સ્થાન છે…!

---

## ब्रह्मनिष्ठ महात्माश्री एकनाथजीनुं जीवनवृत्तांत

[લેખક—બ્રહ્મચારી દલપતરામ શ્રીદક્ષિણામૂર્તિ નાથભગવાનના પૂજારી]

(વર્ષ ૧૬ માના અંક ૪ થાના પૃષ્ઠ ૫૯ થી)

આ પછી એકનાથ જ્યારે ઇચ્છતા ત્યારે તેમને ભગવાન દત્તના દર્શન થતાં. શ્રીદત્ત પાસેથી વરદાન પામીનેજ તેમણે પોતાનો ભાગવતગ્રંથ લખ્યો આ ગ્રંથમાં તેમણે ક્યાંક ક્યાંક પ્રેમના આવેશમાં શ્રીદત્તના મિલનનો પણ ઉલ્લેખ કર્યો છે, ઉપોદ્‌ઘાતમાં વર્ણન કરતાં લખ્યું છે કે હવે એ દત્તોત્રયને વંદન કરું છું કે જેઓ આચાર્યના પણ આચાર્ય છે, જેમણે મને આ ગ્રંથ રચનાના કાર્યમાં પ્રવૃત્ત કર્યો, કે જેનાથી આત્મજ્ઞાન થાય.

આ પ્રમાણે ભિક્ષુગીતાની છેવટે કહ્યું છે કે "મારા પોતાના ગુરુના પણ ગુરુ જે પરમગુરુ શ્રીદત્ત છે, તે યોગીઓના યોગેશ્વર આ અત્યંત સુંદર ભિક્ષુગીતાના અર્થથી સંતુષ્ટ થયા અને અદ્‌ભૂત સંતોષ તેમજ આદરપૂર્વક મને આશ્વાસન આપીને તથા પોતાના હાથવડે અભયદાન દઈને આનંદથી ડોલવા લાગ્યા એકનાથના આ ઉદ્‌ગાર મહત્ત્વનાં છે. આથી માલમ પડે છે કે સાચેજ, શ્રીદત્તભગવાન એકનાથના મુખેથી ભિક્ષુગીતા સાંભળીને પ્રસન્ન થયા અને તેમણે પોતાનો હાથ તેમની પીઠ ઉપર મૂક્યો. આ પ્રમાણે એક અભંગમાં એકનાથે બતાવ્યું છે કે 'મુક્ત મંડપમાં પોતાના નામના ઘોષ અને કીર્તનમાં દત્ત ભગવાન પ્રગટ થયા, એજ દત્ત સ્થાવરમાં, જંગમમાં સમસ્ત વિશ્વમાં વ્યાપી રહ્યા છે, અને તેઓ જ ઘેરઘેર નિત્ય ભિક્ષા પણ કરી રહ્યા છે" અસ્તુ.

સદ્‌ગુરુ જનાર્દન સ્વામીની કૃપાથી એકનાથને શ્રીદત્તનાં સાક્ષાત્ દર્શન થયાં અને ત્યારથી તેઓ નિરંતર એકનાથ સાથે રહેતા હતા એકનાથ સ્મરણ કરતા ત્યારે સગુણ રૂપથી તે પ્રગટ થતા, નહિ તો હમેશા તેમના હૃદયમાં વાસ કરતાજ હતા આ પ્રમાણે શ્રીદત્ત મહારાજ જનાર્દનની કૃપાથી એકનાથના હૃદયમાજ આવી વસ્યા હતા

એકનાથને દત્ત ભગવાનના દર્શન થયાં અને દત્ત ભગવાનનો શ્રેષ્ઠ પ્રસાદ પણ મળ્યો–વરદાન પણ મળ્યું. ત્યારે જનાર્દન સ્વામીએ વિચાર્યું કે 'હવે આની પાસે અનુષ્ઠાન

કરાવવું જોઇએ.' તે પ્રમાણે તેમણે દેવગઢ ઉપર જ વાયવ્ય દિશા તરફ શલભંજન ઉર્ફે સુલભ પર્વત ઉપર તેમને માટે સુરમ્ય સ્થાન નક્કી કરી દીધું અને કર્તવ્યાર્થનો ઉપદેશ આપીને તથા શ્રીકૃષ્ણની ઉપાસનાની દીક્ષા દઇને શુભમૂર્તમાં તેમને ત્યાં મોકલી દીધા. નાથ ત્યાં પહોંચ્યા ત્યારે માર્કણ્ડેય ઋષિનું એ પ્રાચીન તપોવન જોઇને અને ત્યાંના સૂર્યકુંડમાં સ્નાન કરીને તેમણે અતિશય આનંદ અનુભવ્યો હતો. તપને માટે પોતાનું સ્થાન સાફસુફ કરાવીને તેઓ ત્યાંજ સ્થિર આસન કરીને રહેવા લાગ્યા. ત્યાં શરદી–પાણીનો તેમને કશો ડર લાગ્યો નહિ, ભૂખની જ્વાળાને શાંત કરવા કદી કશી ચિંતા કરવી પડી નહિ, ' યોગ–ક્ષેમ ચલાવનારા ગુરુદેવ પોતેજ સમર્થ છે અને સર્વ પ્રકારે તેઓજ રક્ષા કરશે.' આજ દૃઢ નિષ્ઠાપૂર્વક તેમણે તપ શરૂ કર્યું.

'ब्राह्म मूहूर्ते चोत्थाय चिन्तयेदात्मनो हितम्'

આ વચન અનુસાર બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠીને સ્નાન–સંધ્યાદિ કરીને પૂર્વાભિમુખ થઇ, સિદ્ધાસન જમાવીને શ્રીકૃષ્ણની મૂર્તિનું ધ્યાન અને ષોડશોપચારથી પૂજા કરતા તથા ગુરુદેવે બતાવેલા માર્ગે ભગવતપ્રાપ્તિનું અખંડ સાધન કરતા. ભગવાને જેમ ગીતામાં કહ્યું છે કે, પવિત્ર પ્રદેશમાં સ્થિર આસન લગાવીનેઃ—

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ॥
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥६–१३॥
प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारी व्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥ ६–१४ ॥

તેઓ આ પ્રકારનો અભ્યાસ યોગ કરવા લાગ્યા. આ અભ્યાસ કરતાં કરતાં બાહ્ય સ્ફુરણની ગતિ બંધ થઇ ગઇ અને આજ દેહમાં તેઓ વિદેહાવસ્થાનો આનંદ ભોગવવા લાગ્યા. જનાર્દન સ્વામીએ તેમને બ્રહ્મોપદેશ આપ્યો હતો અને સગુણ ભક્તિનું રહસ્ય પણ બતાવી દીધું હતું. તેજ પ્રમાણે તેઓ ભક્તિસુખનો આનંદ ભોગવતા હતા.

બ્રહ્મજ્ઞાન બતાવીને સગુણભક્તિનો ઉચ્છેદ કરનારા જે ગુરુ હોય છે, તેઓમાંના જનાર્દન સ્વામી ન હોતા. સગુણ અને નિર્ગુણ એકજ છે, એજ એમનો ઉપદેશ હતો. પ્રાણાયામ, ધ્યાન, ધારણા એ બધાં ભક્તિનાં સાધન છે. કર્મ, જ્ઞાન, યોગ એ બધાં સાધન છે અને શ્રીહરિજ સાધ્ય છે. એ વાત તેમણે એકનાથને ઘણી સારી રીતે સમજાવી દીધી હતી. સમુદ્રમાં જેમ મીઠાનો ગાંગડો ઓગળી જાય છે, તેજ પ્રમાણે હરિરૂપમાં સળી જવું જોઇએ, એજ એમનો ઉપદેશ હતો. એકનાથે જે યોગાભ્યાસ શરૂ કર્યો, તે યોગને માટે નહિ, ભગવત્પ્રાપ્તિને માટે કર્યો. યોગને માટે યોગ, તપને માટે તપ, કર્મને માટે કર્મ અને જ્ઞાનને ખાતર જ્ઞાન પ્રાપ્ત કરવું એ ભાગવત ધર્મનું શિક્ષણ નથી. ભાગવત ધર્મનું શિક્ષણ એ છે કે યોગ, તપ, કર્મ અને જ્ઞાન એ બધું ભગવાનને માટે છે. ભગવાન વિના તેનું કંઇ પણ મૂલ્ય નથી. આનાથી જો ભગવાનનાં દર્શન થાય તોજ તેની કિંમત છે. આજ ભાગવત ધર્મનું મુખ્ય તત્વ છે.

સંસ્કૃતના શ્રીમદ્ભગવદ્ગીતા અને શ્રીમદ્ભાગવત્ તથા પ્રાકૃતના જ્ઞાનેશ્વરી અને અમૃતાનુભવ ગ્રંથ એજ શિક્ષણ આપે છે અને એ ગ્રંથોનું નિરૂપણ શ્રીગુરુ મુખેથી સાંભળીને નાથના ચિત્તમાં પણ આજ શિક્ષણ દૃઢ થયેલું હતું. તે પ્રમાણે પરમભક્તિની સાથે તે શ્રીકૃષ્ણની મૂર્તિનું ધ્યાન કરતા હતા. આ અભ્યાસનું ફળ એ આવ્યું કે, એકનાથને સાક્ષાત્ આનંદકંદ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનાં દર્શન થયાં. (ચાલુ)

## સંસારની અનિત્યતા

[ લેખકઃ—શાસ્ત્રી હરદત્ત રેવાશંકર જોષી ]

એક યોગિની પોતાની શિષ્યાને ઉદ્દેશીને બોલે છે-"હે બાલે! તું જરા નજર તો કર કે જે યુવતીઓ પોતાની જુવાનીમાં મદમસ્ત થઈ પોતાના યૌવનની ચટકમટક દેખાડવા અનેક શૃંગાર કરતી રહે છે પણ થોડા દિવસ પછી તેનું યૌવન નષ્ટ થઈ જાય છે. જેનું મુખકમલ ચંદ્રમાને પણ લજ્જિત કરતું હતું; આજ તેના મુખ ઉપર કરચલીઓનો પાર નથી; અને લાકડીના આધારથી માંડમાંડ ચાલી શકે છે. માણસો તેના મુખ સામું જોવા ઈચ્છતા નથી." તેજ પ્રમાણે ચાલતી વખતે જે યુવાનોના બલથી પડતા પદ પ્રહારોથી પૃથ્વી ધમધમ ગાજતી હતી અને તે યુવાનો પોતાના સમાન અન્ય કોઈને ગણવાની ના પાડતા હતા, તેઓ આજે પથારીમાંથી ઊઠવાના ઉત્સાહથી હીન છે એટલા માટે સંસારમાં યૌવન કોઈનું પણ નિત્ય નથી.' રૂપનો ગર્વ કરવો એ પણ વ્યર્થ છે. આજે જે યુવક અને યુવતીઓ પોતાના રૂપને જોઈ બધું ભૂલી જાય છે, પણ કાલે જરા અવસ્થાથી સાથે તેઓનો સબંધ થતાં કોઈ તેની સામે દૃષ્ટિ પણ કરશે નહિ.

કાચના વાસણની માફક આ મનુષ્ય શરીર પણ નિત્ય નથી. એક માણસને ગવર્નર થવાનો હુકમ આવ્યો ચાર્જ લેવા જવા પહેલાં તે સ્નાન કરવા ગયો સ્નાન કરતાંજ મૃત્યુ પામ્યો "संमीलने नयनयोर्नहि किञ्चिदस्ति" નેત્ર મીંચાયા પછી આપણું કંઈ પણ નથી એ પ્રત્યુત્તરથી રાજા ભોજની બધી દ્રવ્યાદિ સંપત્તિની અનિત્યતા કવિ કાલીદાસે બતાવી છે. માટે મનુષ્યે સંસારની નાશવંત અનિત્ય વસ્તુઓનું ચિંતન છોડી આત્માભિમુખ વૃત્તિ કરવા પ્રયત્ન કરવો જોઈએ.

अनित्यं यौवनं रूपं, मानुष्यं द्रव्य संचय ।
आरोग्यं प्रियसहवासस्तस्मान्नार्हतिशोचितुम् ॥

યુવાન અવસ્થા, રૂપ, મનુષ્યશરીર, દ્રવ્યાદિ સંપત્તિ શરીર સ્વાસ્થ્ય અને પ્રિયજનનો સહવાસ એ બધું અનિત્ય અને નાશવંત છે એમ માની તેનો શોક કરવો ઉચિત નથી.

---

## श्रीविवेक विचार

દોહરા

[ લેખક—શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા ]

મૂકીને ત્રણદેહને, લીધું નિજ અભિમાન;
સ્થૂલસૂક્ષ્મકારણ નહિ, સઘળે ચિદ્રૂપ ભાન ૧

એવી સ્થિતિ ક્યારે થશે? નાથ દયાળુ દેવ!
રાગદ્વેષ સઘળા ટળી, ટળીને વળી અહમેવ. ૨

સત્યદયા તો તાહરી, એજ ખરેખર નાથ!
સઘળું ટાળી હૃદયથી, સાચો દેજો સાથ. ૩

માઘ વદ ૪/૮૫; શુધ-લીંબુડા

લેતાં ભોગ ત્યજી શકે, તેનો સત્યવિરાગ;
નિ:સ્પૃહતા પરિમિતતા, રક્ષે તે મહાભાગ. ૪
અપૂર્ણતા આ વિશ્વમાં, જ્યાંત્યાં જરૂર જણાય;
ચલાવી લે સમભાવથી, તો શાંતિ સચવાય. ૫

માઘ વ. ૫/૮૫, ગુરુ-લીંબુડા

આનંદથી છૂટો ન પડ, જો તું ક્ષણ પણ એક;
દુઃખને ક્યાં પછી સ્થાન છે? ભેદ ગયો પણ છેક. ૬
ક્ષોભ ન જેને વિષયથી, તેનો દૃઢ વૈરાગ્ય;
ક્ષુભિત થાય જે વિષયથી, તેનાં છે દુર્ભાગ્ય. ૭

માઘ વ. ૬/૮૫, શુક્ર-લીંબુડા

કર ન અલ્પ વિલાપ, ભોગવતાં પ્રારબ્ધને;
હર્ષ પુણ્ય ને પાપ, સુખદુ:ખરૂપે પરિણમે. ૮

માઘ વ. ૧૧/૮૫-રાજકોટ

ભિન્નભિન્ન સંસ્કારયુત, જીવો એક ન થાય;
તો સ્તુતિ નિંદા સમગણે, નિજ કલ્યાણ સધાય. ૯
ચાલ્યો જા નિજ માર્ગમાં, ધૈર્ય મૌનને રાખ;
બહુ યત્ને સમભાવને, રક્ષી નિજાનંદ ચાખ. ૧૦
કાળપ પેસે હૃદયમાં, બહુ યત્ને તે જાય;
માટે જાગૃતિ રાખીને, રક્ષો બુદ્ધિ સદાય. ૧૧
જગત્ સામું જોવું નહિ, જોવું આત્મસ્વરૂપ;
સ્વાર્થી જગત્ બધું દીસે, તેને દેવો ધૂપ. ૧૨
સમજી ચેતે સમયસર, તે સાચો છે શૂર;
ગાફેલ કાયરને બહુ, પીડ માયા ક્રૂર. ૧૩
મન જાગ્યાવીણ નવ રહે, જાગે તો દુઃખ છેજ;
માટે મનને ટાળવું, તો સુખ રહેજ સ્હેજ. ૧૪
સૂક્ષ્મ વાસના ટાળવી, એકજ એહ ઉપાય;
નિશ્ચય મનથી છૂટવા, સાથે સદ્ગુરુ સહાય. ૧૫
જાગ્રત રહીને તો કરો, સાચો પૂર્ણ પ્રયત્ન;
દુઃખના મૂળરૂપ વાસના, હણવા સાધકરત્ન. ૧૬
મહિમા સદ્ગુરુ નાથનો, નવ પાગલ તું જાણ;
તેથી મન મુંઝાય છે, ને અંતે બહુ હાણ. ૧૭
ધર વિશ્વાસ ખરો ઉરે, બહુ બહુ કરી વિચાર;
સાક્ષાત્ ઈશ્વરરૂપ છે, એજ ઉતારે પાર. ૧૮
વળગી રહે ગુરુસ્વરૂપને, હૃદયે બાંધી રાખ;
સર્વ વૃત્તિથી સર્વદા, તો મુક્તિરસ ચાખ. ૧૯

નાથ બ્રહ્મ નહિ ભિન્ન છે, એકજ રૂપ પ્રમાણ,
નાથ નાથ હૃદયે રહી, નિજને નાથ પિછાણ  ૨૦
ફા વ ૧૩/૮૫, રવિ

માલ નથી આ વિશ્વમાં, કૂચા જેવુ જાણ,
બહુ મોહક બહુ દુ ખદ છે, જ્યાંત્યાં દુ ખની ખાણ  ૨૧
ક્ષણધ્વંસી જગ બહુ વિષમ, જીવન કારાગાર,
સ્નેહ દયા ને મોહવશ, જીવ ભમે સંસાર  ૨૨
ચૈત્ર સુ ૧/૮૫

છાડ્યો છે ધન ફાંસીથી, મહેર કરી મહારાજ,
નહિ તો તને ન ભજી શકત, રખડત, જગના રાજ !  ૨૩
ચૈત્ર સુ ૪/૮૫ શનિ–વરતેજ

હતું ન હોતું થઈ જવુ, એ તો છે નિરધાર,
તો સાચું જગ માનીને, ભટકે કેમ ગમાર ?  ૨૪
પલ પણ નવ વિસરાય, પ્રભુજી પ્રાણાધારને,
નાથ ન ઉરથી જાય, તેની જાગૃતિ રાખજે  ૨૫
ચૈત્ર સુ ૭/૮૫, ભોમ–ભાવનગર

ઘરમાં યોગ સધાય નહિ, કરવો પ્રથમ વિચાર,
ક્રોધ કરીને બાળપર, થા નહિ વધુ ખુવાર  ૨૬
કિલકિલાટ જો બાળના, ઘરમાં કદી ના હોય,
નિશ્ચય ઘર ન સ્મશાન તે, શાસ્ત્રવિષે તું જોય  ૨૭
બાળ પ્રભુના રૂપ છે, જોઇને થા તું પ્રસન્ન;
નીચે કૂદે નાથજી, ધન્ય નાથ તું ધન્ય  ૨૮
ચૈત્ર સુ ૧૫/૮૫, ભોમ

વસ્તુ ક્રિયા પ્રસગ સૌ, બ્રહ્મરૂપ તું જાણ,
શંકા કરીને અલ્પ પણ, દુ ખ ન મનમાં આણ  ૨૯
સર્વ વાસના ત્યાગ ને બ્રહ્મસ્વરૂપમાં ધ્યાન,
મહાયોગ એ જાણજે, પરમાનંદની ખાણ  ૩૦
ક્યારે પણ તું કરીશમાં, પ્રસન્નતાનો ત્યાગ,
કાકે લાગી જગતમાં, જ્યાં ત્યાં સદાય આગ  ૩૧
ઉદાસીન અંતર રહી, બહાર પ્રસન્નતા રાખ,
વિષય શત્રુથી ચેતીને, નિજાનંદને ચાખ  ૩૨
હસવાનુ અહી છે નહિ, ખસવાનુ છે જાણ,
ખરા દિલથી ખસી શકે, તો સુખ સાચું માણ  ૩૩
કારાગાર નરકવિષે જીવ માને છે સુખ,
શરીરાદિક બંધન મહી, પડી ભોગવે દુખ  ૩૪
ચૈત્ર વ ૩/૮૫, શુક્ર–ભાવનગર

# શ્રીઆનંદાશ્રમ-સમાચાર

## ( પૌષ માસ )

**શ્રીસદ્‌ગુરુમહાપૂજનઃ**—ગત મકરસંક્રાંતિને દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું વિધિવત્ મહાપૂજન સૌ આનંદાશ્રમવાસીઓએ કર્યું હતું તથા ભજનધૂન થયાં હતાં.

**મુખ્યભેટઃ**—રૂ. ૧૫-૦-૦ શ્રીકરાચી આનંદાશ્રમતરફથી હા. ડૉ. ત્રિભુવનદાસ ડી. રાજા અને શ્રી. મોરારજી છગનલાલ. રૂ. ૧૦-૦-૦ શ્રી. તુલજારામ રણછોડભાઈ-વડોદરા. રૂ. ૧૦-૦-૦ શ્રી. દોલતશંકર પ્રભાશંકર-ભાણવડ. રૂ. ૧૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી. રૂ. ૧૦-૦-૦ શ્રી. રામજી વિશ્રામ પૂજારા. તેમનાં માતુશ્રીના કલ્યાણાર્થે ભેટ. રૂ. ૭૫-૦-૦ શ્રી. અજિતરાય હ. પારેખ-મુંબઈ.

**રુદ્રાભિષેકઃ**—બાબુભાઈ પી. માણેક-રાજકોટ. શ્રી. ટોકરશી ગોવિંદજી-મોરબી. શ્રી. મંગળદાસ માધવલાલ વ્યાસ-સાદરા. વિદ્યાર્થી શાંતિલાલ. શ્રી. શિવશંકર દયાળજી લાઠી ( લઘુરુદ્ર ).

**ભોજનઃ**—રૂ. ૧૮-૧૨-૦ સ્વ. શ્રી. હરિલાલ વ્યાસના આત્મકલ્યાણાર્થે ભોજન. હા. શ્રી. છગનલાલ હરિલાલ વ્યાસ-વીલેપારલા. રૂ. ૩૪-૦-૦ સ્વ. જયકૃષ્ણ ઇંદ્રજીના આત્મકલ્યાણાર્થે ભોજન. હા. તેમના ટ્રસ્ટી શ્રી. પ્રભાશંકર જમનાદાસ-પોરબંદર. રૂ. ૩-૧૨-૦ શ્રી. ચત્રભુજ ભીમજીના અર્પણ ફંડના વ્યાજમાંથી. રૂ. ૧૧-૦-૦ સ્વ. મગનલાલભાઈના આત્મકલ્યાણાર્થે ભોજન. હા. શ્રી. જીવનલાલ મગનલાલ-સનાવદ. રૂ. ૩૭-૦-૦ શ્રી. મંગળદાસ માધવલાલ વ્યાસ-સાદરા. રૂ. ૫૧-૦-૦ સ્વ. મગનલાલભાઈના આત્મકલ્યાણાર્થે હા. શ્રી. જીવનલાલ મગનલાલ સનાવદ. રૂ. ૧૦-૦-૦ શ્રી. તુલજારામ રણછોડભાઈ-વડોદરા. રૂ. ૧૮-૦-૦ શ્રી. નારણસિંહ હરિસિંહ-કુંતિયાણાવાળા તરફથી બેન રુક્મિણીના આત્મકલ્યાણાર્થે ભોજન.

**થાળઃ**—રૂ. ૧-૪-૦ શ્રી. દેવશંકર રણછોડ જાની-કુંતિયાણા. રૂ. ૪-૦-૦ એક ભક્તજન-કુંડલા. થાળ ને મેવો ધરવામાટે. રૂ. ૧-૪-૦ શ્રી. બાબુભાઈ માણેક-રાજકોટ. રૂ. ૨-૧૦-૯ શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણા-મુંબઈ. રૂ. ૧-૪-૦ મણિબેન-બીલખા. રૂ. ૧-૪-૦ મણિબેન-દીપમાળ. રૂ. ૨-૮-૦ શ્રી. ટોકરશી ગોવિંદજી ચંદારાણા. બે થાળ. રૂ. ૨-૮-૦ શ્રી. માધવજી રામજી-ઘાટકોપર. બે થાળ. રૂ. ૧-૪-૦ શ્રી. અમૃતલાલ નગીનદાસ-સુરત. રૂ. ૧-૪-૦ સ્વ. બેન નિર્મળા હા. શ્રી. અમૃતલાલ નગીનદાસ. રૂ. ૧-૮-૦ સ્વ. ગંગાબેન મૂળજી-લીંબુડા. ( વ્યાજમાંથી થાળ. ) રૂ. ૨-૮-૦ શ્રી. ત્રિકમદાસ રામજી-ઘાટકોપર. રૂ. ૦-૧૨-૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર માંકડ. થાળ. રૂ. ૧-૪-૦ મણિબેન-બીલખા. રૂ. ૪-૮-૦ શ્રી. શંકરલાલ મોહનલાલ-જામજોધપુર. રૂ. ૦-૮-૦ ધૂપ દીપમાટે. રૂ. ૫-૪-૦ શ્રી. ટોકરશી ગોવિંદજી ચંદારાણા. રૂ. ૫-૦-૦ શ્રી. આગળજી દેવજી-મોરબી. રૂ. ૧-૪-૦ ડૉ. લક્ષ્મીશંકર લાલજી-જૂનાગઢ. રૂ. ૨-૮-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પઢીઆ-મુંબઈ. રૂ. ૧-૮-૦ શ્રીમતી ડાહીબાઈ આગળજીના કલ્યાણાર્થે થાળ ( વ્યાજમાંથી ). ૧-૪-૦ ચિ. બેન બકુલા કેશવલાલ. હા. શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા. રૂ. ૧-૪-૦ સ્વ. કનુભાઈના આત્મકલ્યાણાર્થે થાળ. હા. શ્રી. માણેકલાલભાઈ. રૂ. ૦-૧૨-૦ શ્રી. સાકરલાલ મણિશંકર-ખંભાત. શરતી થાળ ( વ્યાજમાંથી. ) રૂ. ૨-૮-૦ શ્રી. મોરારજી છગનલાલ-કરાચી. ૨-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાચી. ( શરતી રકમના વ્યાજમાંથી. ) રૂ. ૮-૧૨-૦ શ્રીમતી દેવબાઈ દામજી-બાંટવા. રૂ. ૧-૪-૦ શ્રી. સુંદરજી બહેચર તન્ના-માંગરોળ. રૂ. ૧-૪-૦ શ્રી. મગનલાલ રામજી જોશી. રૂ. ૧૦-૦-૦ શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ-મુંબઈ. રૂ. ૩-૦-૦ શ્રી. હરિલાલ હરકીશનદાસ-

મુંબઈ. હા શ્રી કરણસિંહ લાલસિંહ ઠાકોર. રૂા ૧-૮-૦ શ્રી કરણસિંહ લાલસિંહ-જૂનાગઢ.

*અખંડદીપક —રૂા. ૧-૪-૦ શ્રી મૂળશંકર નરભેરામ પંડ્યા-મુંબઈ. રૂા ૦-૮-૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ-મુંબઈ રૂા ૧-૧૨-૦ શ્રીમતી દેવબાઈ દામજી-બાટવા રૂા. ૦-૧૦-૦ શ્રી. સુંદરજી બ્રહ્મેશ્વર તના-માંગરોળ. રૂા ૦-૮-૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી-જૂનાગઢ રૂા. ૧-૪-૦ શ્રી માધવજી રામજી-ઘાટકોપર રૂા. ૧-૪-૦ ત્રિકમદાસ રામજી-ઘાટકોપર.

—— [ * ] ——

## परचुरणभेट

( સં ૨૦૦૪ના માર્ગશીર્ષ વદિ ૬ શુક્રવાર, તા ૨-૧-૪૮ થી શરૂ )

૧-૪-૦ બેન ચતુરલક્ષ્મી મગનલાલ વસાણી
૨-૮-૦ શ્રી લક્ષ્મણ વ્રજલાલ વસાણી

મેંદરડા ગુરુપૂર્ણિમાની ભેટનો —

૦-૮-૦ શ્રી ચંપકલાલ મૂળશંકર
૦-૮-૦ „ ગૌરીશંકર પ્રાણજીવન
૦-૪-૦ બેન રંભાબેન મૂળશંકર
૦-૪-૦ શ્રી મોહનલાલ પ્રાણજીવન
૦-૬-૦ „ બળવંતરાય, હિંમતલાલ, જેસુખલાલ વગેરે
૦-૮-૦ બેન સંતોકબેન મોરારજી

૨-૬-૦

× × × ×

કુતિયાણા આનંદાશ્રમ તરફથી ભેટ —

૦-૨-૦ માસ્તર જાદવજી માવજી
૧-૪-૦ શ્રી સબળસિંહ રૂપસિંહ
૧-૪-૦ „ માનસિંહ નથુસિંહ
૦-૮-૦ „ રામજી રણછોડ
૦-૮-૦ „ રઘુનાથસિંહ ભવાનસિંહ
૦-૮-૦ „ રૂપસિંહ કલ્યાણસિંહ
૦-૮-૦ „ નારણસિંહજી
૦-૫-૦ પરચુરણ

કાર્તિકીપૂજનભેટ કુતિયાણામાં —

૧-૦-૦ શ્રી રામજી રણછોડ
૦-૪-૦ „ દેવશંકર રણછોડ
૦-૧૨-૦ „ સમરસિંહજી
૦-૪-૦ „ જાદવજી માવજી
૦-૪-૦ શ્રી માનસિંહ નથુસિંહ
૦-૪-૦ „ રઘુનાથસિંહ
૦-૪-૦ „ ગોવિંદજી માવજી

× × × ×

૧-૦-૦ ચિ શશિકુમાર દયાળસિંહ
૧-૦-૦ „ નિર્મળસિંહ
૧-૦-૦ બેન હરિબાબેન
૧-૦-૦ „ પ્રભાવતી ગગજી
૧-૦-૦ ચિ નિરંજન ઉપેન્દ્રસિંહ
૧-૦-૦ શ્રી રણજિતસિંહ-કુતિયાણા
૬-૪-૦ „ છગનલાલ હરિલાલ વ્યાસ તેમના પિતાશ્રી હરિલાલભાઈના કલ્યાણાર્થે
૧-૦-૦ શ્રી. ટોકરશી ગોવિંદજી-મોરબી
૧-૦-૦ „ અમૃતલાલ ટોકરશી „
૦-૧૦-૦ „ બાબુભાઈ પી. માણેક ભેટ પૂજાપાના

શ્રીનાથ મ મંડળ-મુંબઈ દત્તજયંતીની ભેટ -

૨-૦-૦ શ્રી હરજીવન કેશવજી
૨-૪-૦ „ ચંદ્રસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ „ દયાળસિંહજી લાલસિંહજી
૦-૫-૩ „ હરજીવનભાઈ
૧-૦-૦ „ નારણદાસભાઈ
૧-૦-૦ „ ભદ્રસિંહ
૨-૦-૦ „ મોહનલાલભાઈ ભટ્ટ
૧-૦-૦ „ પ્રતાપસિંહ
૧-૦-૦ „ ગુણવંતસિંહ

* સુધારોઃ—ગતાંકમા પૃઠ ૧૧૩મા અખંડદીપકના મથાળે 'બેન ભાગીરથી મણિબેન ઓઝા' એમ છપાયું છે તેને બદલે 'બેન ભાગીરથી મણિશંકર ઓઝા' એમ સુધારીને વાંચવું.

૦-૪-૦ શ્રી. રતનજી રામજી
૧-૪-૦ „ અભાવસિંહ નવલસિંહ
૧-૪-૦ „ મૂળશંકર નરભેરામ
૧-૦-૦ „ રૂપસિંહ હરિસિંહ
૧-૦-૦ „ કરણસિંહજી ઠાકોર

૧૬-૫-૩

× × × ×

૫-૦-૦ શ્રી. ઇશ્વરભાઈ હાથીભાઈ
૧-૪-૦ સ્વામી સચ્ચિદાનંદ-બાબરા
૫-૦-૦ શ્રી. ટોકરશી ગોવિંદજી
૨-૦-૦ „ અમૃતલાલ ટોકરશી
૦-૧૫-૭ નિત્યદાન તથા ભેટ ને પૂજાપાના
૦-૩-૦ પરચુરણ
૧-૦-૦ ડૉ. ત્રિ. ડી. રાજા
૧-૦-૦ શ્રી. રામજી વિશ્રામ
૧-૦-૦ „ મોરારજી છગનલાલ
૦-૮-૩ પરચુરણ
૧-૪-૦ શ્રી. માધવજી રામજી
૦-૨-૦ „ રતિલાલ ચૂનીલાલ
૦-૮-૦ બેન મણિબેન પ્રાગજી-વેરાવળ
૦-૫-૬ પરચુરણ મંદિરેથી ભેટ
૦-૧૦-૭ „ „ હાં. લક્ષ્મીશંકર
૩૦-૦-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ
જાન્યુઆરીના જપ થાળ વગેરેના
૧-૪-૦ શ્રી. મંગળદાસ માધવલાલ
૧-૪-૦ „ ત્રિકમદાસ રામજી
૦-૪-૦ બેન કસ્તુરબેન-બીલખા

મકરસંક્રાંતિની ભેટ: આનંદાશ્રમ-નવાગામ

૦-૪-૦ બેન નાનીબેન-બીલખા
૧-૦-૦ „ મણિબેન-જોરાવરનગર
૧-૦-૦ શ્રી. અજિતરાયભાઈ
૧-૪-૦ „ માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ „ મંગળદાસભાઈ
૧-૦-૦ „ અંબાશંકર ભાઈશંકર
૦-૦-૬ પરચુરણ
૦-૨-૦ ચિ. હંસા ને નારાયણ
૦-૪-૦ બેન જડાબેન
૦-૨-૦ શ્રી. કરશનદાસ હરજી
૦-૪-૦ પૂ. બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૦-૪-૦ „ શાસ્ત્રી દયારામભાઈ
૦-૪-૦ ચિ. લલિતપ્રસાદ, અનંત અને નિરંજન જોશી
૧-૦-૦ બેન સુબજીબા-બીલખા
૫-૬-૦ દરબારશ્રી જીવાવાળા-બીલખા

શ્રીઅમદાવાદ આનંદાશ્રમ તરફથી:—

૮-૮-૦ સ્વ. ભાઈલાલ તરફથી માસિક થાળ
૧-૧૨-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાચીવાળા
૦-૮-૦ બેન વિજયાલક્ષ્મીબેન
૦-૭-૦ પરચુરણ

૧૧-૩-૦

૦-૪-૦ શ્રી. મૂળશંકર કાનજી-બીલખા
૨-૦-૦ શ્રી. કેશવલાલ જેઠાલાલ મણિયા

શ્રીઅમદાવાદ આનંદાશ્રમમાં કાર્તિકી પૂનમના ભેટના:—

૨-૦-૦ શ્રી અંબાલાલ જેઠાલાલ વ્યાસ
૨-૦-૦ „ રણછોડલાલ ગાંડાલાલ
૧-૦-૦ „ રવિશંકર મહાશંકર રાવળ
૧-૦-૦ અ. સૌ. રમાબેન રવિશંકર રાવળ
૧-૦-૦ બેન વિજયાલક્ષ્મી જે. ભટ્ટ
૧-૦-૦ „ જવલબા ગોહેલ-સાણંદ
૧-૦-૦ શ્રી. જેઠાભાઈ લલ્લુભાઈ પટેલ
૦-૪-૦ „ જેશંકર મયારામ ભટ્ટ
૦-૪-૦ ગં. સ્વ. અજુબા
૧-૪-૦ બેન રેવાબા ભાઈલાલ યાજ્ઞિક
૧-૪-૦ શ્રી. નટવરલાલ ચતુરભાઈ પટેલ
૧-૦-૦ બેન સરસ્વતીબેન ભટ્ટ
૦-૨-૦ શ્રી. ખટાઉ ભક્ત-કરાચી

× × ×

૨-૦-૦ ડૉ. ચંદ્રકાંતભાઈ-વીસાવદર
૧-૦-૦ શ્રી. નાયક કલ્યાણસિંહ લાલુભા
૯-૦-૦ શ્રી. મંગળદાસ માધવલાલ વ્યાસ
૦-૬-૦ „ „ અખંડદીપકના

વર્ષ ૧૬ મુ

માઘ

અંક ૯

॥ ૐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦

પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો બીલખા

येषां सन्निधिमात्रेण सदानन्दायते मनः ।
तेषां श्रीनाथगुरूणामानन्दाश्रम आश्रमः ॥ १ ॥

ભાવાર્થ—જેઓશ્રીની સમીપતામાત્રથી મનમાં નિત્ય વિદ્યમાન (ખરો) આનંદ પ્રકટ થાય છે તેઓશ્રી સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનનો આશ્રમ આનંદાશ્રમ છે

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | બલિહારી | ૧૩૩ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૩૪ |
| ૩ | મદાલસા. | ૧૩૫ |
| ૪ | નરપતિ ઉત્તમ. | ૧૩૭ |
| ૫ | દર્શન. | ૧૩૯ |
| ૬ | શ્રીવિવેક વિચાર. | ૧૪૧ |
| ૭ | સદ્‌ગુરુના શરણથી જીવને મુક્તિ. | ૧૪૨ |
| ૮ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૪૩ |
| ૯ | પરચુરણ ભેટ. | ૧૪૪ |

———[ * ]———

## પૂજનસમાચાર

શ્રીરામનવમી નિમિત્તે તા. ૧૮-૪-૪૮ રવિવારના દિને સાડાનવ વાગે પૂજ્ય ગુરુદેવનું મહાપૂજન થશે.

સ્થળ:—શ્રીમન્નાથસત્સંગમંડળ
વિશ્રામભુવન-મુંબઈ

## જરુરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.

મુદ્રણસ્થાન: શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।
અર્થાત્‌-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય-ઉપનિષત્‌


વર્ષ ૧૯ મું ] સંવત્‌ ૨૦૦૪ માઘ [ અંક ૯ મો


# બલિહારી

રાગ ભૈરવ

( પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્‌ )

શ્રીસદ્‌ગુરુની બલિહારી, ઉપકાર વિચારી જાઉં અહોનિશ
ચરણકમલપર વારી. ટેક

અહંતા મમતા દૂર કરાવી, મહામોહને નાંખ્યો મારી. શ્રીસદ્‌ગુરુ૦ ૧
અદ્વૈતતત્ત્વ સ્પષ્ટ સમજાવી, દ્વૈતને નાંખ્યું નિવારી. શ્રીસદ્‌ગુરુ૦ ૨
દૃશ્ય-જગત્‌ વિદ્યમાન છતાં પણ, ગુરુતા તેની વિદારી શ્રીસદ્‌ગુરુ૦ ૩
દુઃખ ને દુઃખનું મૂલ ઉપાડી, શીતલતા વિસ્તારી. શ્રીસદ્‌ગુરુ૦ ૪
પવિત્ર પરમાનંદતણી શુભ, ચખાવી મહા ખુમારી શ્રીસદ્‌ગુરુ૦ ૫
સદ્‌ગુરુ-ઋણથી મુક્ત થવાનો, ઉપાય ન એમ વિચારી. શ્રીસદ્‌ગુરુ૦ ૬
પરમપ્રેમથી નમન કરું છું, ગદ્‌ગદ ગિરા ઉચ્ચારી. શ્રીસદ્‌ગુરુ૦ ૭

——[ * ]——

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

ધીરે ધીરે તમારા અંતઃકરણને તમારે એવું કેળવવું કે તમારું અંતઃકરણ પ્રભુમાં ગલિત થાય, અને अहम् નો તથા इदम् નો બાધ થઈ સર્વત્ર રમણીય, શાંતિપ્રપૂર્ણ અને આનંદમંથર પરમજ્યોતિનું સુસ્પષ્ટ ભાન થાય.

સાચા ભક્તને પ્રભુનિમિત્તે સર્વ સુદેય છે, કંઈ પણ અદેય નથી, એ વાત અંતઃકરણના ઊંડાણમાં તમને સ્પષ્ટ સમજાઈ હશે.

પ્રભુના અનન્યભક્તના ઉદ્‌ગાર આવા હોય છેઃ—

सर्वदा सर्वदेशेषु त्वमेव शरणं मम ।
सर्वदैव स्मरिष्यामि परमादरया धिया ॥ १ ॥
भवन्मना भवद्भक्तो भवद्याजी भवन्नतः ।
भवत्स्मरणध्यानेन भवद्रूपो भवाम्यहम् ॥ २ ॥

તમારી વૈરાગ્યમય ભાવનાઓથી સંતોષ થયો. સંસારથી ઉપરામ થયેલું મનજ બ્રહ્મભણી ચાલી શકે છે, માટે દૃશ્ય વિષયોમાં દોષદર્શન કરતા રહીને હૃદયમાં નિર્મલ વૈરાગ્યને સુસ્થિર કરતા રહેશો.

સત્યને જાણવા ઇચ્છનાર જિજ્ઞાસુએ પ્રામાણિક તત્ત્વજ્ઞ પુરુષોના ગ્રંથો વાંચવા. જે તે સામાન્ય પુસ્તકોનું વાચન કરી પોતાની બુદ્ધિને બગાડવી નહિ.

પરમાર્થનાં સાધનોનું માહાત્મ્ય સમજાયા વિના મનને પરમાર્થનાં સાધનોમાં ઉત્સાહ પ્રકટતો નથી, અને નિયમિતરીતે સાધનોનું અનુષ્ઠાન થઈ શકતું નથી.

શાંતિ એટલે અંતઃકરણની દૃશ્ય વિષયોભણી દોડતી વૃત્તિનો અભાવ, અને આલસ્ય એટલે તમોગુણના વધારાવડે શરીર, ઇંદ્રિયોને અંતઃકરણનું ભારેપણું થવાથી તેમની કોઈ કામમાં પ્રવૃત્તિ ન થઇ શકે તેવી સ્થિતિ.

ઉદાર એટલે પોતાની આર્થિક સ્થિતિનો વિચાર કરી પોતાની સ્થિતિને ઘટે એવી રીતે દ્રવ્યનો ઉપભોગ કરનાર ને સુપાત્રે દાન કરનાર, અને ઉડાઉ એટલે પોતાની આર્થિક સ્થિતિનો તથા પાત્રનો વિચાર કર્યાવિના દ્રવ્યને ઉડાવી દેનાર, નિઃસ્વાર્થી એટલે અયોગ્યમાર્ગે કોઈનું દ્રવ્યાદિ નહિ ઇચ્છનાર, અને રાંક એટલે દ્રવ્યાદિથી રહિત.

શ્રીઈશ્વરે જીવોનાં પૂર્વકર્મો ઉપર આવરણ રાખ્યું છે તેમાં પણ તેમની કૃપા છે, જો સામાન્ય જીવો પોતાનાં પૂર્વનાં કર્મોને સર્વદા જોઇ શકતા હોત તો તે તેના ફલરૂપ ભવિષ્યના દુઃખના ભયવડે સર્વદા દુઃખી રહેત. ઈશ્વરી-રચનામાં ભૂલ ન જ હોય.

મનમાં આવેશ પ્રકટે તો તે વિવેકવિરાગવડે દૂર કરતા રહેશો.

શાંતિ રાખવામાં સુખ છે, પરિતાપમાં સુખ નથી, માટે પરિતાપ પામતા અંતઃકરણને પુનઃ પુન પ્રબોધ આપી, તથા વૃત્તિને શ્રી ઇષ્ટદેવના સ્વરૂપમાં સ્થાપવાવડે વિશ્રાંતિ આપતા રહી શાંત થશો.

મુમુક્ષને માટે વ્યાવહારિક આશા સર્વથા ત્યાજ્ય છે, ચિત્તશુદ્ધિમાટે તેણે વ્યવહારપરમાર્થનાં કર્મો શાસ્ત્રીય પદ્ધતિએ કરવા ખરાં, પણ તે ફલની ઇચ્છાનો તથા કર્તાપણાના અભિમાનનો ત્યાગ કરીને કરવાં. (ચાલુ)

———[ * ]———

## मदालसा

[ અનુવાદક.—શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૨૧ થી ) *

नित्यस्य कर्मणो हानिं न कुर्वीत कदाचन ॥
तस्य त्वकरणे बन्ध केवलं मृतजन्मसु ॥

નિત્યકર્મની હાનિ કોઈ દિવસ ન કરવી જોઇએ. એકલા મનુષ્યજન્મને પામેલાઓ માટેજ નિત્યકર્મનું વિધાન શાસ્ત્રે કરેલુ છે. તે મનુષ્યજન્મને પામી નિત્યકર્મમા સ્ખલન કરવાથી સ્વધર્મ ન કરવાનું પાપ લાગે

दशाहं ब्राह्मणस्तिष्ठेद्दानहोमादिवर्जितः ।
क्षत्रियो द्वादशाहं च वैश्यो मासार्धमेव च ।
शूद्रस्तु मासमासीत नित्यकर्मविवर्जित ॥
रोगग्रहादिविधिना नित्यकर्मविधिच्युत. ॥
पादकृच्छ्रं ततः कृत्वा गां दत्त्वा शुद्धिमाप्नुयात् ।
तत परं निजं कर्म कुर्युः सर्वे यथोदितं ॥

---

* ઉપરમાં ખાવાજેવા ને ન ખાવાજેવાં પ્રાણીઓનો જે વિધિનિષેધ કહેલો છે તે માંસનો આહાર કરનારાઓમાટે કહેલો છે, માંસનો આહાર ન કરનારાઓએ પણ એ વિધિનિષેધને અનુસરીને માંસનો આહાર કરવો જોઇએ એવો ઉપદેશ કરવાના હેતુથી કહેલો નથી એ દેખીતું છે કારણ કે તે વિધિનિષેધને અનુસરીને માંસનો આહાર કરવાથી લાભ થવાનું દર્શાવી માંસનો આહાર કરવાની ત્યાં પ્રશંસા કરેલી નથી, તેમજ માંસનો આહાર ન કરવાથી હાનિ થવાનું દર્શાવી માંસનો આહાર ન કરવાની ત્યાં નિંદા કરેલી નથી અને માંસનો આહાર કરવો જોઇએ એવો સ્પષ્ટ ઉપદેશ તો છેજ નહિ

એમ છતાં એ કહેલા વિધિનિષેધવડે તે વિધિનિષેધને અનુસરીને માંસનો આહાર કરવાનો ત્યાં ઉપદેશ કરેલો છે એવી કોઇને સમજ ઊભી થવાનો સંભવ છે એવી શંકાઓ વિદ્વાન્ બંધુપ્રતિથી લખાઈ આવેલી હોવાથી ઉપર પ્રમાણે તેની સ્પષ્ટતા કરવામાં આવે છે

૨ ઉપર કહેલા એ વિધિનિષેધમાં સ્મૃત્યતરનેવિષે અંતર્ગત કોઈ અંતર જોવામાં આવે એ પણ સંભવે છે. તે વિધાન કરનારાઓની દૃષ્ટિની સ્વાભાવિક વિચિત્રતાના યોગે સ્વાભાવિક છે.

બ્રાહ્મણ જો લાગલાગટ દશ દિવસ દાન હોમ આદિ તેણે નિત્ય કરવાનાં કહેલાં કર્મ ન કરે, ક્ષત્રિય લાગલાગટ બાર દિવસ તેણે નિત્ય કરવાનાં કહેલાં કર્મ ન કરે, વૈશ્ય લાગલાગટ પંદર દિવસ તેણે નિત્ય કરવાનાં કહેલાં કર્મ ન કરે, અને એવી રીતે શૂદ્ર લાગલાગટ એક માસ તેણે નિત્ય કરવાનાં કહેલાં કર્મ ન કરે, પછી તે રોગઆદિના કારણે કે ભૂતપ્રેતની બાધાઆદિના કારણે પણ શાસ્ત્રે નિત્ય કરવાનાં કહેલાં કર્મ કર્યાવિના રહે તો તેણે ચોથા ભાગેતું કૃચ્છ્રવ્રત કરવું તથા ગાયનું દાન કરવું. એ વ્રત તથા દાનવડે તેણે અવશ્ય શુદ્ધિ મેળવવી. એવી રીતે શુદ્ધિ મેળવ્યા પછી એવા સર્વેએ પોતપોતાનું નિત્યકર્મ શાસ્ત્રે કહ્યા પ્રમાણેનું કરતા રહેવાનું પાછું ચાલુ કરવું.

प्रेताय सलिलं देयं बहिर्गेहाच्च गोत्रिकैः ।
प्रथमेऽह्नि तृतीये वा सप्तमे नवमे तथा ॥

મરણ પામેલાને પહેલે દિવસે, ત્રીજે દિવસે, સાતમે દિવસે અથવા નવમે દિવસે, સગોત્રીઓએ એટલે એકવીસમી પેઢી સુધીના સંબંધીઓએ ઘરની બહાર જળદાન કરવું જોઇએ.

भस्मास्थिचयनं कार्यं चतुर्थे गोत्रिकैर्दिने ।
ऊर्ध्वसंचयनात्तेषामंगस्पर्शो विधीयते ॥

સગોત્રીઓએ ચોથે દિવસે રાખ અને હાડકાં ભેગાં કરવાં જોઇએ. રાખ અને હાડકાં ભેગાં કરી લીધા પછી તેમના અંગનો સ્પર્શ કરવાનું કહ્યું છે.

सोदकैस्तु क्रियाः सर्वाः कार्याः संचयनात् परं ।
स्पर्श एव सपिण्डानां मृताहनि तथोभयोः ॥

ભસ્મ અને અસ્થિનું સંચયન કર્યા પછી એટલે પાંચમા દિવસથી સોદકોએ એટલે સાતથી ઉપર ચૌદમી પેઢી સુધીના સંબંધીઓએ વૈદિક ક્રિયાઓ સઘળી કરવી જોઇએ. સપિંડો એટલે સાતમી પેઢી સુધીના સંબંધીઓનો અને સોદકો તથા સગોત્રીઓ એ બંનેનો અંગસ્પર્શ તો મરણના દિવસથી પણ કહ્યો છે.

वृक्षाहिगोदंष्ट्रिशस्त्रतोयोद्बंधनवह्निषु ।
विषप्रपातादिमृते प्रायोऽनाशकयोरपि ॥

ઝાડ ઉપરથી પડવાથી, સર્પ કરડવાથી, સિંહ વરુ આદિ પ્રાણીઓએ માર્યાથી, તલવાર આદિ શસ્ત્રના ઘા લાગવાથી, જળમાં ડુબવાથી, ફાંસીની સજાથી, અગ્નિવડે દાઝવાથી, ઝેર ખાધાથી, પડતું મૂક્યાથી, અને મરણપર્યંત ઉપવાસ કર્યાથી નીપજેલ મરણમાં

बाले देशान्तरस्थे च तथा प्रव्रजिते मृते ।
सद्यः शौचमथान्यैश्च त्र्यहमुक्तमशौचकं ॥

તેમજ બાળકના મરણમાં, દેશાંતરમાં રહેલ સંબંધીના મરણમાં, તથા ત્યાગી સંન્યાસીના મરણમાં, તરતજ પાછી શુદ્ધિ કરી લેવાનું કહ્યું છે. અને બીજા શાસ્ત્રકારોએ તેમને ત્રણ દિવસનું આશૌચ રાખવાનું કહ્યું છે.

नैवोर्ध्वदैहिकं कार्यं न च कार्योदकक्रिया ।
गर्भस्रावे तदेवोक्तं पूर्णकालेन शुध्यति ॥

એમનું ઔર્ધ્વદૈહિક કાર્ય એટલે મરણ પછી કરવાની ક્રિયાઓ કરવી નહિ તેમજ તેમને જળદાનની ક્રિયા પણ ન કરવી એવીજ રીતે કસુવાવડને પ્રસંગે પણ એમજ કહ્યું છે. કસુવાવડ પૂરેપૂરી થઇ રહેતા એટલે ગર્ભ સ્રવી રહેતાં તરતજ પાછી શુદ્ધિ કરી લેવાય.

ब्राह्मणानामहोरात्रं क्षत्रियाणां दिनत्रयं।
षड्रात्रमपि वैश्यानां शूद्राणां द्वादशाह्निकं॥

બ્રાહ્મણોને જે પ્રસંગે એક અહોરાત્રનું આશૌચ લાગે તે પ્રસંગે ક્ષત્રિયોને ત્રણ દિવસનું, વૈશ્યોને ૭ રાત્રિનું અને શૂદ્રોને બાર દિવસનું આશૌચ લાગે. (ચાલુ)

——[ * ]——

# नरपति उत्तम

[ અનુવાદક.—શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેસાઇ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૨૭થી )

तां प्रेषयित्वा राजापि स्वभर्तृगृहमंगनां।
चिन्तयामास निःश्वस्य किमत्र सुकृतं भवेत्॥

રાજા પણ તે સ્ત્રીને તેના પતિને ઘેર મોકલીને પછી નિઃશ્વાસ નાખીને વિચાર કરવા લાગ્યો કે હવે આ પ્રસંગે શું કરવાથી સારું કરેલું થાય?

अनर्घ्ययोग्यता कष्टं स यमाह महामना।
वैकल्यं विप्रमुद्दिश्य तथाहायं निशाचरः॥

મોટા મનવાળા તે ઋષિએ જે મારી અર્ઘ્યને માટે અયોગ્યતા કહી તેમજ બ્રાહ્મણને ઉદ્દેશીને આ નિશાચરે પણ વૈદિક કર્મમાં વૈકલ્ય કહ્યું આ ખરેખર કષ્ટની વાત છે.

सोऽहं कथं करिष्यामि त्यक्ता पत्नी मया हि सा।
अथवा ज्ञानदृष्टिं तं पृच्छामि मुनिसत्तमं॥

તે મારી પત્નીને મેં મારે હાથે કરીને ત્યાગી દીધી છે એવો હું હવે શું કરીશ? અથવા જ્ઞાનની દૃષ્ટિવાળા એ ઉત્તમ મુનિને જ હું પૂછું!

संचिन्त्येत्थं स भूपाल समारुह्य च तं रथं।
ययौ यत्र स धर्मात्मा त्रिकालज्ञो महामुनि॥

એમ વિચારીને તે રાજા તે રથમાં ચડીને ત્રણ કાળનું જાણવાવાળા તે ધર્માત્મા મુનિ જે સ્થળે રહેતા હતાં ત્યાં ગયો

अवरुह्य रथात् सोऽथ तं समेत्य प्रणम्य च।
यथावृत्तं समाचख्यौ राक्षसेन समागतं॥

પછી રથમાંથી ઉતરી તે મુનિની સમીપ જઇ તેમને પ્રણામ કરીને પોતાનો રાક્ષસ સાથેનો સમાગમ તથા જે કાંઈ બીજું બન્યુ હતું તે જેમ બન્યું હતું તેમ કહ્યું.

ब्राह्मण्या दर्शनं चैव दौःशील्यापगमस्तथा।
प्रेषणं भर्तृगेहे च कार्यमागमने च यत्॥

બ્રાહ્મણીને દેખી ત્યાંથી માંડીને તેની દુઃશીલતા નીકળી ગઇ, તેને તેના ધણીને ઘેર મોકલી અને જે હેતુથી પોતે ત્યાં આવ્યો એ સઘળું જેમ બન્યું હતું તેમ કહ્યું.

ऋषिरुवाच ઋષિ કહે છે.

ज्ञातमेतन्मया पूर्वं यत् कृतं ते नराधिप।
कार्यमागमने चैव मत्समीपे तवाखिलं॥

હે રાજા! તમે જે કાંઈ કર્યું તથા જે હેતુથી તમે મારી સમીપ આવ્યા તે બધું પહેલેથી મેં જાણ્યું છે.

प्रष्टुं मामिह किं कार्यं मयेत्युद्विग्नमानसः।
त्वमागतो महीपाल शृणुकार्यं च यत्त्वया॥

ઉદ્વિગ્ન મનવાળા તમે તમારે શું કરવું જોઇએ એમ મને પૂછવા અહિં આવેલા છો. હે રાજા! તમારે શું કરવું જોઇએ તે હું કહું છું તે તમે સાંભળો.

पत्नी धर्मार्थकामानां कारणं प्रबलं नृणां।
विशेषतश्च धर्मस्य स अत्यक्तस्त्यजता हि तां॥

મનુષ્યને ધર્મ અર્થ કામની સિદ્ધિમાં પત્ની એ પ્રબળ કારણ છે. વિશેષે કરીને ધર્મની સિદ્ધિમાં પત્નીજ મુખ્ય સાધન છે. તે પત્નીને ત્યજતાં તમે ધર્મને ત્યજ્યો છે.

अपत्नीको नरो भूप न योग्यो निजकर्मणां।
ब्राह्मणः क्षत्रियो वापि वैश्यः शूद्रोऽपि वा नृप॥

હે રાજા! પત્ની વિનાનો પુરુષ પોતાનાં કર્મો કરવાને યોગ્ય રહેતો નથી. પછી તે બ્રાહ્મણ હોય ક્ષત્રિય હોય, વૈશ્ય હોય કે હે રાજા! તે શૂદ્ર હોય.

त्यजता भवता पत्नीं न शोभनमनुष्ठितं।
अत्याज्यो हि यथा भर्ता स्त्रीणां भार्या तथा नृणां॥

તમે તમારી પત્નીનો ત્યાગ કર્યો એ તમે સારું કામ નથી કર્યું. સ્ત્રીઓને જેમ તેમનો પતિ ત્યજવાયોગ્ય નથી કારણ કે તેમનું ભરણપોષણ કરનારો તેમનો પતિ છે, તેમ પુરુષોને તેમની પત્ની ત્યજવાયોગ્ય નથી કારણ કે પત્નીનું ભરણપોષણ કરવાનો ભાર તેમના પતિ માથે છે.

राजोवाच॥ રાજા કહે છે.

भगवन् किं करोम्येष विपाको मम कर्मणां।
नानुकूलानुकूलस्य यस्मात्त्यक्ता ततो मया॥

હે ભગવન્! હું શું કરું? મારા કર્મોનો વિપાક થયો કે જેને પરિણામે હું તેને અનુકૂળ વર્તતો છતાં તે મને અનુકૂળ વર્તી નહિ તેથી મેં તેનો ત્યાગ કર્યો.

यद्यत् करोति तत् क्षान्तं दह्यमानेन चेतसा।
भगवंस्तद्वियोगार्तिविभोतेनान्तरात्मना।
सांप्रतं तु वने त्यक्ता न वेद्मि क्व नु सा गता।
भक्षिता वापि विपिने सिंहव्याघ्रनिशाचरैः॥

મનુષ્ય બળતા ચિત્તે જે જે કાંઇ કરે તેની તેને ક્ષમા મળવી જોઇએ. ભગવન્! તે મારી પત્નીના વિયોગના દુઃખથી વિહ્વલ ચિત્તવાળો હું જાણતો નથી કે વનમાં તજેલી તે રમણી ખરેખર ક્યાં ગયેલી છે અથવા સિંહ વાઘ કે નિશાચર કોઇ તેને ખાઇ ગયું છે. ઋષિરુવાચ ॥ ઋષિ કહે છે.

न भक्षिता सा भूपाल सिंहव्याघ्रनिशाचरैः ।
सा त्वविप्लुतचारित्रा सांप्रतं तु रसातले ॥

હે રાજા! સિંહ, વાઘ કે નિશાચર કોઇ તેને ખાઇ ગયુ નથી, તે તો રમણી રસાતળમાં છે અને તેનું ચારિત્ર ભ્રષ્ટ કરાયુ નથી

राजोवाच ॥ રાજા કહે છેઃ

नीता केन पातालमास्ते सोऽदूषिता कथं ।
अत्युद्भूतमिदं ब्रह्मन् यथावद्वक्तुमर्हसि ॥

તેને પાતાળમાં કોણ લઇ ગયુ? અને તે અદૂષિત કેમ રહેવા પામી? આ સર્વ અદ્‌ભુત છે હે બ્રહ્મન્! તે જેમ બન્યુ હોય તેમ આપે મને કહેવુ ઘટે છે. (ચાલુ)

——[ * ]——

## દર્શન

[ આલેખક—શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

કૃપાનાથના જીવનનું ચિંતન, જેમ જેમ કરીએ છીએ, તેમ તેમ કંઇ કંઇ નવું દર્શન થાય છે—એ નિશ્ચિત છે—અનુભવસિદ્ધ છે.

"योगिनामेव कुले"—કૃપાનાથનું પ્રાકટ્ય—"મોજીદડ" નામના નાના ગામના અકૃત્રિમ વાતાવરણમા એઓશ્રીનો બાલ્યકાળ—"અડવાણા" ને "લીંબુડા" જેવાં નાનાં ગામડાંઓમાં શિક્ષિતસમાજને સ્વીકાર્ય નહિ એવા જેવત શેઠ, માતાજી રામબાઇ, સાધુ કલ્યાણદાસજી, ફુલાગ ભગત મૂળજીભાઇ આદિ સમાજના નીચલા થરમા ગણાતા-છતાં સાચા સંતોનો સમાગમ ને સત્સંગ—અને-એ પણ એઓશ્રીની યુવા—અવસ્થામાં—!

એ સમયના સંતોના સત્સંગની સાથે સાથે સુંદરદાસ, દાદુજી, કબીરજી, ભાણસાહેબ રવિસાહેબ આદિ સાદા છતાં સાચા સંતપુરુષોની સિદ્ધવાણીરૂપ "સંત સાહિત્ય" વા "સંત દર્શનશાસ્ત્ર"નું સ્વયં શ્રવણ ને મનન પણ ચાલુ હતા...!

મોજીદડનાં શાંત ખેતરો, અડવાણાની સોરઠી નદીનો ગંભીરતટ, લીંબુડાની વિશાલ સીમ, ગિરનારની એકાંત ભવ્યતા આદિ પણ એ સમયમા શાંતિપ્રિય એવા કૃપાનાથને સ્વાભાવિક પ્રિય હતાં. અને શાંતિસ્વરૂપ પરમાત્માની સમાધિ સાધવામાં એ સર્વ એઓશ્રીને બહુ સહાયભૂત થતાં...!

જાફરાબાદ ને માંગરોળના સિંધુસાગરની વિશાલતા ને ગંભીરતાએ પણ એઓશ્રીની યોગ સાધનામા સુંદર સાથ આપ્યો ગણાય...!

વરલના આંબાવાડિયાએ પણ એઓશ્રીની એકાંત પ્રવણતાને એટલો વેગ આપ્યો ગણાય કે ત્યાંથીજ એઓશ્રીના મહાભિનિષ્ક્રમણનું મંગલાચરણ થયું—ને—એઓશ્રીના આધ્યાત્મિક જીવનનો જાહેર આવિષ્કાર આરંભાયો...!

હિમાલયના તપોવને એઓશ્રીના પરમાત્મદર્શનમાં સાથ આપ્યો—અને—પરમાત્માના આદેશ સંભળાવ્યા...!

કાશીની આનંદગુહાએ તથા ગિરનારની મુચકુંદગુહાએ એઓશ્રીને મળેલા એ આત્મ-આદેશોને દૃઢ કરાવ્યા અને એ આદેશોનું પુણ્યશ્લોક એવું પ્રધાન પ્રચારકેન્દ્ર પણ ગિરિવર ગિરનારના ગુરુક્ષેત્રમાં "આનંદાશ્રમ"રૂપે સ્થાપિત થયું ફૂલ્યું ને ફાલ્યું...!

કૃપાનાથની સાધના—અવસ્થા ને સિદ્ધિ—અવસ્થા એ બને અવસ્થામાં આરંભથી અંતસુધી એઓશ્રીનું જીવન એકધારું સરલતાભર્યું ને સમતાભર્યું વહ્યા કરેલું—એઓશ્રીના વેષ, વાણી ને વર્તનમાં એજ નિરાડંબરપણું ને નિર્મલપણું રહેલાં...!

પ્રસન્નગંભીર ને પ્રશાંત એઓશ્રીનો જીવનપ્રવાહ ખરેખર દર્શનીય હતો...!

વર્ણે બ્રાહ્મણ છતાં ને આશ્રમે બ્રહ્મચારી છતાં એઓશ્રીમાં વર્ણાશ્રમનાં આડંબર ને અભિમાન નહોતાં—માણસમાત્ર તરફ સમભાવના ને સદ્ભાવના હતાં—અને એટલેજ કોળી કુંભાર, વાળંદ, મોચી, ખોજા પારસી આદિ સમાજમાં નીચલા થરમાં ગણાતા ને અહિંદુ ગણાતા એવા સૌને પણ એઓશ્રીએ અપનાવ્યા—દીક્ષા આપી ને આત્મીય જનમાં એ સૌની ગણના કરાવી...!

સાચી સંસ્કૃતિની સમૃદ્ધિ ઉદારતા ને વિશાલતા—કૃપાનાથના જીવનમાં દૃઢીભૂત હતી. અને એટલેજ અકૃતાર્થ આમજનતાની વચ્ચે શાંતિપૂર્વક સમતાથી કૃપાનાથ જીવનભર વસેલા ને વિચરેલા—એઓશ્રીના શિષ્યમંડળમાં હિંદુ—અહિંદુ, બ્રાહ્મણ—શૂદ્ર, સ્ત્રી—પુરુષ, ભણેલ અભણ, તવંગર-ગરીબ, ખેડૂત—મજૂર આદિ સૌને એકસરખું સમાન સ્થાન મળ્યું. કુંભાર, મેર, રામાનંદી સાધુ આદિ જ્ઞાતિનાં સ્ત્રી—પુરુષોને એઓશ્રીના બ્રહ્મચારી—મંડળમાં, આશ્રમના કાર્યવાહકમંડળમાં ને ટ્રસ્ટીમંડળમાં પણ સારું એવું સ્થાન મળ્યું—એઓશ્રીનો આનંદાશ્રમ કે જ્યાં એઓશ્રી બ્રહ્મધ્યાન કરતા, વેદાંત શ્રવણ કરાવતા, યોગાભ્યાસ કરાવતા ને તાત્વિક ગ્રંથોનું લેખન કરતા—તેની તેની પડોશમાંજ કબાડી લોકો મેલડી માતાને વિના રોકટોક પૂજી શકતા, કોળી લોકોના ભૂવાભારાડી વિના રોકટોક ડાકલાં વગાડી શકતા ને ધૂણી શકતા, ને અહિંદુઓ પણ પોતપોતાની અવૈદિક એવી આરાધના વિના રોકટોક કરી શકતા...!

આ સઘળું એઓશ્રીની આત્મનિષ્ઠા, માનવતા, આત્મ—એકતા ને અદ્વૈતસિદ્ધિ દર્શાવે છે—સિદ્ધ કરે છે...!

કૃપાનાથનું અદ્વૈતદર્શન એટલું બધું દૃઢ ને સિદ્ધ હતું કે એઓશ્રીના વિચાર ને આચારને દ્વૈતદર્શન ભેદી શક્યું નહિ—સ્પર્શી શક્યું નહિ...!

કૃપાનાથના જીવનમાં એ આર્ષકાલીન "एकं सत्—विप्रा बहुधा वदन्ति"—સળંગ સૂત્ર જીવંત રહેલું ને દશ્યમાન થયેલું...!

અંદરનું આર્યત્વ-અંદરનું મનુષ્યત્વ—અંદરનું આત્મત્વ એઓશ્રીએ પોતાપરત્વે જીવનપર્યંત જીવત રાખેલાં—અને—બીજાંઓ પણ એ પ્રમાણે કરી શકે એ માટે એઓશ્રીએ જીવનપર્યંત કહ્યા કર્યું-ને-લખ્યા કર્યું... !

" Superiority-Complex " અને " Inferiority-Complex " તથા " Forms " & " Formality "થી અલિપ્ત રહી શકવાની-અનાસક્ત રહી શકવાની કલા કૃપાનાથે સાધેલી-અને-એ રીતે-ભેદબુદ્ધિ, ઉંચનીચની ભાવના, તિરસ્કારવૃત્તિ, અસૂયા આદિ જે કલેશ-કલહનાં કારણો છે તેનાથી પર રહી શક્યા—અને એ પ્રમાણે ઉપદેશ આપી શક્યા... !

સમગ્ર માનવજાતિના માનવહૃદય ને માનવબુદ્ધિ સંપૂર્ણ મયવાદિ રહે-એના અધિષ્ઠાન એવા આત્માનો પ્રકાશ એ બરાબર ઝીલતા રહે-અને એ રીતે માયાની અંધકાર ને આપઘાતથી માનવજાત અલગી રહી શકે અને પોતાના અસલ સ્વરૂપને પામી શકે-એ માટે-મનુષ્યલોકની મર્યાદામાં રહીને શક્ય એટલું મવળું કૃપાનાથ સાત્વિકપણે કરતા ગયા—અને-સ્વરચિત સદ્‌ગ્રંથોરૂપી "સંતદર્શન"-પણ આપતા ગયા... !

——[ * ]——

## શ્રીવિવેક વિચાર

દોહરા

[ લેખક—શ્રી માણેકલાલ નાનજી ચંદારાણા ]

મૂકી મહાનિધિ કોડીને, ઇચ્છે ગાંડા જન;
પરમાનંદ ત્યજી વિષય ત્યમ, ઇચ્છે પામર મન ૫૪

હોય સત્ત્વયુત મન તો, પ્રકટે પરમાનંદ,
પ્રાપ્તિ રક્ષા તેહની, કરજો તમે સજ્જન ! ૫૫

શુદ્ધાહાર વિહાર સૌ, ઇંદ્રિયના સેવાય,
બચાય સર્વ વિકારથી, તોજ સત્ત્વ રક્ષાય. ૫૬

ક્ષણ ક્ષણ જાગૃતિ રાખીને, નિજાનંદ નવ છોડ,
ધરી સત્ય વૈરાગ્યને, ટાળ દૃશ્યની દોડ ૫૭

જો મિથ્યા આ જગત્ છે, તો કરવો શો શોક !
થાવાનું થાવાજ દે, નિજાનંદ નવ રોક ૫૮

ચૈત્ર વ ૭/૮૫, બુધ

કીચડ કંટક કીટને, કુવાસથી ભરપૂર,
ખદબદતા ખાડાસમું, અનુભવ્યું જગ ઉર ૫૯

ચૈત્ર વ. ૧૦/૮૫, શનિ

પ્રભુવિણ સ્મરું ન અન્ય હું, સ્મરું કદી જો અન્ય;
તોપણ પ્રભુમાંહેજ તે, થઉં એવો હું ધન્ય. ૬૦

જ્યાં ત્યાં પ્રભુને દેખજે, પ્રભુવિણ અન્ય ન દેખ;
દેખ કદી અન્ય તો, પ્રભુસહિત તું પેખ. ૬૧

ચૈત્ર વ. ૧૪/૮૫, બુધ

ક્લેશ ઘણો ગૃહવાસમાં, વિવિધ પ્રકારે હોય;
જ્ઞાન ધ્યાન દુર્લભ ગૃહે, અનુભવથી તું જોય. ૬૨

ચૈત્ર વ. ૩૦/૮૫, ગુરુ

સંસારીના સંગમાં, બનતાંલગી ન આવ;
સદા રહી પ્રભુસંગમાં, આનંદ અંતર લાવ. ૬૩

અપૂર્ણતા પ્રતિકૂળતા, વ્યાધિ હાનિ ક્ષય ત્રાસ;
ચિંતાજવાલ સદા ખમે, જગમાં ક્યાં સુખઆશ ! ૬૪

શુભાશુભ સૌ બ્રહ્મરૂપ, કાંઇ ન બ્રહ્મથી બ્હાર;
એવું સમજી શાંત રહે, એજ બોધનો સાર. ૬૫

આગ બ્હારની જોઇને, બ્રહ્મગૃહે તું ભાગ;
ત્રિવિધ તાપનો અલ્પ પણ, જ્યાં નવ લાગે લાગ. ૬૬

———[*]———

## सद्‌गुरुना शरणथी जीवने मुक्ति

[ લેખકઃ—શ્રી. અમરશી સુંદરજી-બખરલા ]

રાગ બજારા

ગુરુશરણ સદા સુખકારી, ભવસિંધુથી લીએ તારી-ટેક

વેદ પુરાણ અનુભવ યુક્તિ, ગુરુજ્ઞાન વિના નહિ મુક્તિ;
વ્યાસ વશિષ્ઠાદિ કહે પોકારી, ગુરુશરણ સદા સુખકારી.

રવિ ઉગે જો રહે અંધકાર, ત્યારે શીદ ઇચ્છે સંસાર;
રવિ ઉગે સૃષ્ટિ ઉજીઆરી, ગુરુશરણ સદા સુખકારી.

તીર્થે નાયે ન જાય પાપ, ત્યારે તીર્થનો શીયો પ્રતાપ;
કોણ તીર્થ કરે દુનિયાદારી, ગુરુશરણ સદા સુખકારી.

પારશ પરશે ન થાય હેમ, ત્યારે પારશ કહીએ કેમ;
અગાધ પારશમાં ચમત્કારી, ગુરુશરણ સદા સુખકારી.

ગુરુશરણથી દમે અજ્ઞાન, ગુરુને કોણ કહે ભગવાન;
ત્યારે કેમ તરે સંસારી, ગુરુશરણ સદા સુખકારી.

ઈશ્વરે સૃજેલ જીવ જગમાંય, તેને મુક્ત કરે ગુરુરાય;
ગુરુમહિમા ગોવિંદથી ભારી, ગુરુશરણ સદા સુખકારી.
ગુરુનાથ પ્રભુની બલિહારી, જગતમાં બ્રહ્મવિદ્યા વધારી;
નાથે મુક્ત કર્યા અધિકારી, ગુરુશરણ સદા સુખકારી
નાથ સમ નહિ સુરેશ, વિધિ વિષ્ણુ ને મહેશ;
જેની દૃષ્ટિથી તર્યા નરનારી, ગુરુશરણ સદા સુખકારી.

---

## श्रीआनंदाश्रम-समाचार

( માઘમાસ )

**શ્રીસદ્‌ગુરુ મહાપૂજન**—મહાશિવરાત્રિના દિવસે સૌ આશ્રમવાસીઓએ મળીને પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન કર્યું હતું

**મુખ્યભેટ:**—રૂા ૧૦-૦-૦ શેઠ ધનજી શાહ અરદેશર મીસ્ત્રી-મુંબઈ રૂા. ૪૧-૦-૦ જયંતીલાલ મગળજી ચોવટીઆ-રાજકોટ રૂા ૧૦-૦-૦ ગોકળદાસ ખીમજી-રાયપુર.

**લઘુરુદ્ર:**—શ્રી શિવશંકર દયાળજી-લાઠી

**ભોજન**—રૂા. ૩૫-૦-૦ શ્રી દેવચંદ હંસરાજ-પોરબંદર. તેમના પુત્રના લગ્ન પ્રસંગે ભોજનના રૂા. ૧૨-૧૪-૦ શ્રી. હાજા રાઘવજી-જૂનાગઢવાળા તરફથી ભોજનના. રૂા. ૫-૦-૦ શેઠી ડોક્ટર એસ એમ કવિ-માણાવદર ભોજન નિમિત્તે રૂા ૨૨-૧૩-૩ ભગત વજસી દેસુર તરફથી ભોજન રૂા. ૪૯-૧૩-૩ શ્રીમતી વિજયાલક્ષ્મીબેન-અમદાવાદ. સ્વ. ગણપતરામભાઈની પુત્રવધૂ પ્રભાલક્ષ્મીબેનના આત્મકલ્યાણાર્થે ભોજન રૂા ૦-૧૩-૦ શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણા ફલ ધરાવવા માટે. રૂા. ૧-૪-૦ જોશી સાધારામ ઝીણાભાઈ-જૂનાગઢ. સ્વ પુત્રી કંચનગૌરીના કલ્યાણાર્થે રૂા ૧૫-૦-૦ શ્રી ભવાનભાઈ ભીખાભાઈ-ભાવનગર. રૂા. ૭-૮-૦ શ્રી મૂળજી પ્રાગજી-કરાચીવાળા ૬ થાળ રૂા. ૨-૮-૦ શ્રી પ્રાગજી દેવજી-કરાચીવાળા ૨ થાળ રૂા ૨-૮-૦ શ્રી. મૂળજી પ્રાગજી તરફથી દૂધ ધરાવવા માટે. રૂા ૯૩-૨-૦ શ્રી હર્ષદરાય મહાગણીદાસ દેસાઈ-મામરોળ ભોજન.

**થાળ**—રૂા ૨-૮-૦ શ્રી. ભાનુશંકર પ્રભુરામ રાવળ-મીતડી ૨ થાળ. રૂા ૧-૪-૦ બેન સુમજીમા-મીતખા રૂા ૫-૦-૦ છોટાલાલ મોરારજી અઢીઆ-રાજકોટ રૂા. ૧-૪-૦ લાલજી ઝીણાભાઈ-જૂનાગઢ રૂા. ૧-૪-૦ હેમીબેન થાળ ૧-કોલકી. રૂા. ૩-૦-૦ ચત્રભુજ ભીમજી દવે-પોરબન્દર રૂા ૧-૪-૦ શ્રી મોહનલાલ મોરારજી અઢીઆ-મીતખા રૂા ૧-૪-૦ શ્રી લાલજી ઝીણાભાઈ-જૂનાગઢ રૂા. ૨-૪-૦ બેન સુમજીમા-મીતખા રૂા ૧-૪-૦ મણિબેન-મીતખા શ્રી મગનલાલ ડાહ્યાભાઈ-રાજકોટ (વ્યાજમાંથી થાળ.) શ્રી ચત્રભુજ ભીમજી-પોરબંદર (વ્યાજમાંથી થાળ)

**અખંડદીપક**—રૂા. ૧-૪-૦ શ્રી. દિનકરરાય દુલેરાય દેસાઈ-પોરબંદર. રૂા ૧-૪-૦ શ્રી ભાણજી પરમાણંદ-મુંબઈ રૂા. ૧-૪-૦ શેઠ પ્રાગજી દેવજી-મોરબી. રૂા. ૦-૮-૦ શ્રી. પ્રાગજી દેવજી-મોરબી

---

## પરચુરણભેટ

( સં. ૨૦૦૪ના માઘ વદિ ૧૨ રવિવાર, તા. ૭-૩-૪૮થી શરૂ )

૧-૪-૦ શ્રીમતી ભારતીદેવી મણિશંકર-પોરબંદર હા. શ્રી. મા. ના. ચંદારાણા
૦-૪-૦ શ્રી. પ્રેમશંકરભાઈ-કોટડા
૦-૮-૦ ,, ,,
૦-૨-૦ બેન કસ્તુરબેન વ્યાસ-બીલખા
૧-૪-૦ શ્રી. હરિહરરાય શિવશંકર-રાજકોટ
૩૦-૦-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ ફેબ્રુઆરીના મની. થી
૦-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા વસંતપંચમીની ભેટના
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાભાઇ મજીઠીઆ-મુંબઈ
૧-૦-૦ શ્રી અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી
૦-૧૦-૦ ,, શિવશંકર દયાળજી-સાડી રુદ્રાભિષેકના પૂજાપો ને ભેટ
૧૫૧-૧૨-૦ ,, રાજશી જીવરાજ-મુંબઇ તરફથી જાન્યુઆરી ને ફેબ્રુઆરીના બે માસના સાત્ત્વિક દાનના
૧-૦-૦ ,, ભવસુખરાય છોટાભાઇ-જૂનાગઢ
૫-૦-૦ ,, મંગળપ્રસાદ ત્રિભુવન છાયા-માંગરોળ
૧-૦-૦ ,, જેચંદ બહેચર વકીલ-જૂનાગઢ
૩-૦-૦ ,, મહારાણીદાસ દેશાઇ
૨-૦-૦ ,, હર્ષદરાય મ. દેશાઇ
૧-૦-૦ ,, હરિવરરાય હર્ષદરાય
૧-૦-૦ ,, ભગવતપ્રસાદ પ્રહ્લાદપ્રસાદ
૫-૦-૦ ,, ધર્મસુખરાય જેશંકર
૧-૦-૦ શ્રીમતી ઊર્મિલા બેન
૧-૦-૦ ,, કલ્પલતા બેન
૧-૦-૦ ,, કાદંબરી બેન
૧-૦-૦ શ્રી. ઉષાબેન હર્ષદરાય
૪-૦-૦ શ્રી. પુરુષોત્તમરાય અનંતરાય
૦-૪-૦ બેન અલકનંદા ઉપેંદ્રરાય
૧-૮-૦ શ્રી. વસંતરાય છબીલારામ
૧-૦-૦ બેન અનીલકાંતા હર્ષદરાય
૧-૦-૦ શ્રી. કુલીનચંદ્ર હર્ષદરાય
૩-૦-૦ ,, મંગળપ્રસાદ ત્રિભુવનરાય
૧-૪-૦ ,, રામપ્રસાદ શંભુપ્રસાદ
૧-૦-૦ બેન સુમતી બેન-માંગરોળ
૦-૯-૩ પરચુરણ મંદિરેથી
૧-૦-૦ શ્રી. કરણસિંહભાઈ ઠાકોર
૩-૧૨-૦ ,, હર્ષદરાયભાઈ દેશાઈ
૧-૦-૦ ,, મોરારજી મંગળજી-રાજકોટ
૧-૦-૦ ,, શાંતિલાલ ધનેશ્વર વકીલ
૦-૨-૦ ,, નારણભાઈ
૧-૦-૦ ,, રમણિકલાલ દવે
૨-૦-૦ શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહ
૧-૧૨-૯ પરચુરણ ભેટ મંદિરેથી
૨-૬-૦ લીંબુડા આનંદાશ્રમમાં આવેલી ભેટના હા. શ્રી. હરજીભાઈ
૦-૬-૩ બેન જકલબેન ગૌરીશંકર-બીલખા
૦-૨-૦ શ્રી. કરશનદાસ હરજી
૦-૧૩-૯ મંદિરેથી પરચુરણ ભેટ
૫-૦-૦ ખડીઆ દરબારનાં પત્ની તરફથી ભેટના
૫-૦-૦ બેન પ્રાણકુંવરબેન-રાજકોટ
૨-૦-૦ ,, મણિબેન-રાજકોટ
૧-૦-૦ શ્રી. નંદલાલભાઈ-વડિયા
૧-૦-૦ ચોરવાડીના એક પટેલ

વર્ષ ૧૬ મુ

ફાલ્ગુન

અંક ૧૦

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે

રૂ ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ નવાગામ-પો બીલખા

येषां सन्निधिमात्रेण सदानन्दायते मनः ।
तेषां श्रीनाथगुरुणामानन्दाश्रम आश्रमः ॥ १ ॥

ભાવાર્થ.—જેઓશ્રીની સમીપતામાત્રથી મનમાં નિત્ય વિદ્યમાન (ખરો) આનંદ પ્રકટ થાય છે તેઓશ્રી સદ્‍ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનનો આશ્રમ આનંદાશ્રમ છે

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | સંતપ્રસાદી. | ૧૪૫ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૪૬ |
| ૩ | મદાલસા. | ૧૪૭ |
| ૪ | નરપતિ ઉત્તમ. | ૧૪૯ |
| ૫ | મનન. | ૧૫૦ |
| ૬ | શ્રીમન્નાથપ્રસાદી. | ૧૫૨ |
| ૭ | સંસ્થા અને પૂજ્ય ગુરુદેવ. | ૧૫૪ |
| ૮ | શ્રીવિવેક વિચાર. | ૧૫૬ |
| ૯ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૫૮ |
| ૧૦ | પરચુરણ ભેટ. | ૧૫૯ |

———[ * ]———

## શ્રીઆનંદાશ્રમ-નવાગામમાં પાટોત્સવ

ગત ફાલ્ગુન સુદિ ૫ ના દિવસે શ્રીદક્ષિણામૂર્તિસ્વરૂપ કૃપાસિંધુ શ્રીસદ્‌ગુરુદેવના શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિરમાં વિરાજતાં પૂજ્યપ્રતિમાજીનો પાટોત્સવ હોવાથી જૂનાગઢ, કરાચી, માંગરોળ આદિ સ્થળોએથી શ્રી. મહારાણીદાસભાઈ, શ્રી. પોપટલાલભાઈ, શ્રી. શાંતિલાલભાઈ, શ્રી. જયચંદ ભાઈ, શ્રી. કાનજીભાઈ દવે આદિ પચીશેક ગુરુબંધુઓએ મહાપૂજનમાં લાભ લીધો હતો. ગુરુભજન કીર્તન થયાં હતાં, ને શ્રી. મહારાણીદાસભાઈએ પ્રાસંગિક વિવેચન કર્યું હતું.

આજે શ્રી. ડૉ. વામનરાય જટાશંકર વસાવડા તરફથી આગંતુક સર્વે બંધુબહેનો તથા આનંદાશ્રમવાસીઓને મિષ્ટાન્નભોજન આપવામાં આવ્યું હતું, તેમજ આરતી થઈ ગયા બાદ શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણા તરફથી વિદ્યાલયના પૂ. શાસ્ત્રીજીઓ અને વિદ્યાર્થીઓદ્વારા વસંતપૂજન થઈ હતી. વેદમંત્રોના શ્રવણથી આનંદજનક વાતાવરણદ્વારા સર્વે બંધુઓને આનંદ થયો હતો, ત્યારબાદ સર્વે બ્રાહ્મણોનું પૂજન શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણાએ કર્યું હતું અને દક્ષિણા આદિથી સત્કાર કરવામાં આવ્યો હતો.

———[ * ]———

**જરૂરી**

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ

મુદ્રણસ્થાન: શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક: પારેખ દેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।
અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્


વર્ષ ૧૯ મું ] સંવત્ ૨૦૦૪ ફાલ્ગુન [ અંક ૧૦ મો


## संतप्रसादी

[ મં શ્રી અંબાલાલ તુલજારામ-જંબુસર ]

સાચા સંત રામ મિલાવે સબ કુચ્છ કાયામાંહિ દિખાવે

રાગ–ધીરાની કાફી

પ્રેમરસ પાયો રે સદ્ગુરુએ કરુણા કરી,
અલખ લખાયો રે ભેદ ભ્રાંતિ દૂર કરી—ટેક
જાગૃત સ્વપ્ન સુષુપ્તિમાં જે ઓતપ્રોત સંવિત,
સ્વયંપ્રકાશે સૌને પૂરણ એક એવ અદ્વૈત;
નિજાનંદરૂપે રે પરી પૂરણ વસ્તુ ભરી—પ્રેમરસ.
તત્ત્વમસિ મહાવાક્ય થકી લક્ષ્ય અભેદ લખાય,
માયા અવિદ્યા આભાસયુક્ત વિરોધી ભાગ વિહાય;
બ્રહ્મઆત્મા રહે છે રે પદદ્વય વાચ્ય હરી—પ્રેમરસ.
મુંચ મુંચ જન જીવતા અહંબ્રહ્મ અવધાર,
સાક્ષી જે ,સંઘાતનો સોઽહં સો સંભાર,
સદા પ્રકાશે સૌને રે આ ઘટોઘટ એક હરિ—પ્રેમરસ
બંધમોક્ષ સુખદુઃખ વળી મિથ્યા માયાવેશ,
જાગ્યાને સ્વપ્નું નથી એ પરમાર્થે આદેશ,
દશમ મળ્યો દશમાને રે કહો એ વાત ક્યારે ખરી—પ્રેમરસ.

બ્રહ્મઆત્મા આત્મબ્રહ્મ એક એવ નિરધાર,
વાસુદેવ સર્વ જગ કહ્યો શ્રીકૃષ્ણ મોરાર;
ડાહ્યો શ્યામ સંગે રે નિરખે નિજ રૂપ હરિ—પ્રેમરસ.

——— [ * ] ———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

મનુષ્યના અંતઃકરણમાં રહેલા વિચ્છિન્નાવસ્થાવાળા ને તન્વવસ્થાવાળા ક્લેશો બાહ્યાભ્યંતરની અનુકૂલ સામગ્રી મળતાં ઉદારાવસ્થાને પામે છે, માટે યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા ધ્યાન સમાધિ સંયમ ને સંપ્રજ્ઞાતયોગવડે-વિવેકખ્યાતિવડે-એ ત્રણે અવસ્થાવાળા ક્લેશોને દગ્ધબીજભાવને પમાડવા જોઈએ. પ્રથમ ઉદારાવસ્થાવાળા ક્લેશોને શમદમાદિના સેવનવડે તનુ-ક્ષીણ કરવા જોઈએ. પછી ધારણાદિવડે વિવેકખ્યાતિને-આત્માના ને બુદ્ધિના સાક્ષાત્કારને-પામીને તેને દગ્ધબીજભાવસ્થિતિને પમાડવા જોઈએ.

પ્રસુપ્ત ક્લેશો પણ અનુકૂળ સામગ્રી મળે એટલે ઉદારાવસ્થાને પામી જીવને અપકાર કરે છે, એટલે તેને પણ વિવેકખ્યાતિવડે દગ્ધબીજભાવને પમાડવા જોઈએ.

તનુ, વિચ્છિન્ન ને પ્રસુપ્ત અવસ્થાવાળા ક્લેશો તે તે સ્થિતિમાં જીવને-પુરુષને-અપકારક થતા નથી, પણ જ્યારે તે ઉદારાવસ્થાને પામે છે ત્યારે તે જીવને અપકાર કરે છે, માટે તેને દગ્ધબીજભાવને પમાડવા મુમુક્ષુએ પ્રયત્ન કરવો જોઈએ.

જાગ્રદવસ્થામાં કે સ્વપ્નાવસ્થામાં જ્યારે કોઈપણ, ક્લેશ વિશેષ રાગદ્વેષ નામના ક્લેશ ઉદારાવસ્થાને પામે છે ત્યારે તે જીવને અપકાર કરનારા થાય છે. એ ક્લેશનું અપકારકપણું દૂર કરવા વિવેક, વૈરાગ્ય, શમ ને દમનો જાગ્રત્માં સદાગ્રહપૂર્વક અભ્યાસ કર્યા કરવો જોઈએ એમ કરવાથી વિવેકાદિના સંસ્કાર અભ્યાસીના અંતઃકરણમાં પડે છે, ને તે સંસ્કારો બળવાન્ થાય ત્યારે સ્વપ્નાવસ્થામાં પણ તે અભ્યાસીનું તે ક્લેશોથી રક્ષણ કરે છે, પણ જ્યાંસુધી અભ્યાસીના અંતઃકરણમાં વિવેકખ્યાતિનો ઉદય ન થાય ત્યાંસુધી તે ક્લેશો નિર્મૂળ થતા નથી. અર્થાત્ ફળ આપવાના સામર્થ્યનો પરિત્યાગ કરતા નથી.

વિવેકખ્યાતિવડે એ ક્લેશો બળી જવાથી ફરી ઉદય પામતા નથી, માટે ક્લેશોની નિવૃત્તિ કરવા ઈચ્છનાર મનુષ્યે વિવેક વૈરાગ્ય શમ દમ ધારણા ને ધ્યાનાદિનો અભ્યાસ પરમાદરપૂર્વક ચાલુ રાખી વિવેકખ્યાતિ પ્રાપ્ત કરવી જોઈએ. કોઈપણ વિષયનો અભ્યાસ ઇચ્છિતની પ્રાપ્તિનો હેતુ છે.

શાસ્ત્રોક્ત કર્મઉપાસના આદિનું સેવન રાખી લોકના ભલામાટે નિષ્કામભાવથી શાસ્ત્રાનુસારિણી જે પ્રવૃત્તિ થાય તે પ્રવૃત્તિ પરિણામે હિતકર છે.

યોગ્યતા મેળવ્યા વિના કેવળ સેવામાર્ગ જોઈએ તેવો ઉપકારક થતો નથી.

( ચાલુ )

———[ * ]———

## मदालसा

[ અનુવાદક.—શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃ૪ ૧૩૭થી )

सपिण्डानां सपिण्डस्तु मृतेऽन्यस्मिन् मृतो यदि।
पूर्वाशौचसमाख्यातैः कार्यास्तस्य दिनैः क्रियाः ॥

એક સપિંડના મરણની અશુદ્ધિ ચાલતી હોય તેના અંતરમાં બીજો સપિંડ મરણ પામે તો પ્રથમ મરેલા સપિંડની અશુદ્ધિના દિવસો પુરા થતાં બીજા મરેલા સપિંડની અશુદ્ધિ પણ નિવૃત્ત થયેલી જાણી નિત્ય કરવાનાં વૈદિક કર્મો કરવાનું ચાલુ કરવું જોઈએ.

एष एव विधिर्दृष्टो जन्मन्यपि हि सूतके।
सपिण्डानां सपिण्डेषु यथावत् सोदकेषु च ॥

જન્મની અશુદ્ધિના પ્રસંગમાં પણ આજ વિધિ કહેલો છે, અને સપિંડોની અશુદ્ધિના પ્રસંગે જેમ આ વિધિ સપિંડોને માટે કહેલો છે તેમજ સોદકોની અશુદ્ધિના પ્રસંગે આ વિધિ સોદકો માટે પણ કહેલો છે.

जाते पुत्रे पितुः स्नानं सचैलं तु विधीयते।
मृते हि सर्वबन्धूनामित्याह भगवान् भृगुः ॥

પુત્રના જન્મપ્રસંગની અશુદ્ધિના દિવસો પુરા થયેથી પિતાએ વસ્ત્રોસહિત સ્નાન કરવાનો વિધિ છે, અને મરણપ્રસંગની અશુદ્ધિના દિવસો પુરા થયેથી સર્વે બંધુઓએ એ પ્રમાણે વસ્ત્રોસહિત સ્નાન કરવાનું ભગવાન્ ભૃગુએ કહ્યું છે

तत्रापि यदि चान्यस्मिन् जाते जायेत चापरः।
तत्रापि शुद्धिरुद्दिष्टा पूर्वजन्मवतो दिनैः ॥

ત્યાં પણ જો એક પુત્રના જન્મ પછી એટલાનો બીજો પુત્ર જન્મે તો તે પ્રસંગે પણ પહેલાના જન્મની અશુદ્ધિના દિવસો પૂરા થયેથી શુદ્ધિ કરી લેવાનું કહ્યું છે.

दश द्वादश मासार्धं मासं संख्यैर्दिनैर्गतैः।
स्वाःस्वाः कर्मक्रिया कुर्युः सर्वे वर्णा यथाविधिः ॥

બ્રાહ્મણે અશુદ્ધિના દશ, ક્ષત્રિયે બાર, વૈશ્યે પંદર અને શૂદ્રે ત્રીશ દિવસ પુરા થયેથી પછી પોતપોતાના વર્ણના નિત્ય કરવાનાં વૈદિક કર્મોની ક્રિયાઓ શાસ્ત્રે કહ્યા પ્રમાણે કરવાનું ચાલુ કરવું એમ સર્વે વર્ણવાળાઓએ પોતપોતાની અશુદ્ધિના દિવસો પુરા થયેથી પોતપોતાનાં વૈદિક નિત્યકર્મોની ક્રિયાઓ કરવાનું ચાલુ કરવું જોઈએ.

प्रेतमुद्दिश्य कर्तव्यमेकोद्दिष्टं ततः परं।
सपिण्डीकरणं चैव कार्यमावत्सरान्तरैः ॥

મરેલાને ઉદ્દેશીને પ્રથમ એકોદિષ્ટ ( એકને જ ઉદ્દેશીને કરવાનું ) શ્રાદ્ધ કરવું જોઇએ, તે પછી સપિંડીકરણ ( પિંડને માટેની યોગ્યતા કરવાનું ) શ્રાદ્ધ કરવું જોઇએ. એ શ્રાદ્ધ માસિક, ૭ માસિક ને સાંવત્સરિક એમ એક વર્ષપર્યંત કર્યા કરવાં જોઇએ.

ततः पितृत्वमापन्ने दर्शपूर्णादिभिस्त्रिभिः।
प्रीणयंस्तस्य कर्तव्यं यथा श्रुतिनिदर्शनं ॥

તે પછી મરનારને પિતૃપણું પ્રાપ્ત થયેથી દર્શ ( અમાસ ) અને પૂર્ણ ( પૂનમ )

આદિ ત્રણ શ્રાદ્ધોવડે તેને પ્રસન્નતા ઉપજાવતાં શ્રુતિમાં કહ્યા પ્રમાણેનું મરણ પછીનું અવશ્ય કરવા જેવું સર્વ વૈદિક કર્મ કરવું જોઇએ.

दानानि चैव देयानि ब्राह्मणेभ्यो मनीषिभिः।
यद्यदिष्टतमं लोके यच्चास्य दयितं गृहे॥

ડાહ્યાં માણસોએ મરનારની પછવાડે બ્રાહ્મણોને દાનો દેવાં જોઇએ. લોકમાં જે જે પદાર્થ કામના કરવા જેવો હોય અને ઘરમાં જે પદાર્થ મરનારને વહાલો હોય.

तत्तद् गुणवते देयं तदेवाक्षयमिच्छता॥

તે તે પદાર્થ ગુણવાન્ બ્રાહ્મણને દેવાથીજ મરનારને અક્ષય સુખ મળતું હોવાથી મરનારને તેવું અક્ષય સુખ મળે એમ ઇચ્છનારાઓ તે તે પદાર્થ ગુણવાન્ બ્રાહ્મણોને દાનમાં દેવા જોઇએ.

प्रेतं प्रेतं समुद्दिश्य भूमिधेन्वादिकं स्वकं।
दद्याद्येनास्य संप्रीताः पितरः सन्ति पुत्रक॥

પ્રત્યેક મરનારને ઉદ્દેશી ઉદ્દેશીને પોતાનાં ભૂમિ, ગાયો આદિ દાનમાં દેવાં જોઇએ કે જેથી દાન દેનારનાં પિતૃઓ હે પુત્રક! તેના ઉપર સારી પેઠે પ્રસન્ન થાય.

पूर्णैस्तु दिवसैः स्पृष्ट्वा सलिलं वाहनायुधं।
प्रतोददंडौ च तथा सम्यग् वर्णाः कृतक्रियाः॥

મરનારની પછવાડે કરવાની ક્રિયાઓ કરવાના દિવસો પૂરા થયેથી જળ વાહન આયુધ ચાબુક તથા દંડને જેને જેમ ઘટે તેમ સ્પર્શ કરી સર્વે વર્ણવાળાઓએ મરનારને પછવાડે કરવાની ક્રિયાઓ કરી લીધેલી ગણાય છે.

स्ववर्णधर्मनिर्दिष्ट मुपादानं तथा क्रियाः।
कुर्युः समस्ताः शुचिनः परत्रेह च भूतिदाः॥

પવિત્ર પુરુષોએ મરનારની પછવાડે પોતપોતાના વર્ણના ધર્મોમાં કહેલો સંયમ તથા કરવાની કહેલી બધી ક્રિયાઓ કરવી જોઇએ કે જે ક્રિયાઓ આ લોકમાં તથા પરલોકમાં સુખ આપનારી છે.

अध्येतव्या त्रयी नित्यं भवितव्यं विपश्चिता।
धर्मतो धनमाहार्यं यष्टव्यं चापि यत्नतः॥

ડાહ્યા પુરુષોએ નિત્ય વેદત્રયીનું અધ્યયન કરવું જોઇએ તથા અવશ્ય થવાના થયેલા નિર્માણને જોતા રહેવું જોઇએ. ધર્મવડે દાનનું સંપાદન કરવું જોઇએ તથા પ્રયત્નવડે યજ્ઞયાગવડે દેવોનું યજન કરવું જોઇએ.

यच्चापि कुर्वतो नात्मा जुगुप्सामेति पुत्रक।
तत् कर्तव्यमशंकेन यन्न गोप्यं महाजन॥

હે પુત્રક! જે કાંઇ પણ કરતાં આત્મા સુગાય નહિ તથા જે મહાજનથી છાનું રાખવા જેવું ન હોય તે કામ કાંઇ પણ શંકા રાખ્યા વિના અવશ્ય કરવું.

एवमाचरतो वत्स पुरुषस्य गृहे सतः।
धर्मार्थकामसंप्राप्त्या परत्रेह च शोभनं॥

હે વત્સ! આમ આચરણ કરનાર પુરુષનું તે ઘરમાં રહ્યો છતોપણ ધર્મ અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થની પ્રાપ્તિવડે આ લોકમાં સારું થાય છે તેમજ પરલોકમાં પણ તેનું સારું થાય છે. (ચાલુ)

---

# नरपति उत्तम

[ અનુવાદક –શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃ. ૧૩૯થી )

**ऋषिरुवाच ॥** ઋષિ કહે છે.

पाताले नागराजोऽस्ति प्रख्यातश्च कपोतकः ।
तेन दृष्टा त्वया त्यक्ता भ्रममाणा महावने ॥

પાતાલમાં કપોતક નામનો પ્રખ્યાત રાજા છે તેણે તેમ સજ્જ દીધેલી તથા મોટા વનમાં ભટકતી તેને દીઠી

सा रूपशालिनी तेन सानुरागेण पार्थिव ।
वेदितार्थेन पातालं नीता सा युवती तदा ॥

હે રાજા! પ્રેમપર વશ થઇને તથા પોતાના મનની ઇચ્છાને વ્યક્ત કરીને તે રૂપસંપન્ન યુવતીને તે તે સમયે પાતાલમાં લઈ ગયો.

ततस्तस्य सुता सुभ्रूर्नंदानाम महीपते ।
भार्या मनोरमा चास्य नागराजस्य धीमत ॥

તે પછી હે રાજા! બન્યું એવું કે તે બુદ્ધિમાન્ નાગોના રાજાને મનોરમા ભાર્યા છે અને સુંદરભવાવાળી નંદાનામની દીકરી છે

तया मातुः सपत्नीयं सा भविन्नीतिशोभना ।
दृष्टा स्वगेहं सा नीता गुप्ता चान्तःपुरे शुभा ॥

પણ શોભતી તે પોતાની માની શોક્ય થાશે એમ જોઇને તે નંદાએ તેને અતઃપુરમાં લઈ જઇને સંતાડી દીધી.

यदा तु याचिता नंदा न ददाति नृपोत्तरं ।
मूका भविष्यसीत्याह तदा तां तनयां पिता ॥

હે રાજા! પછી માગવા છતાં નંદાએ કાંઈ ઉત્તર ન વાળ્યો ત્યારે તે પિતાએ પોતાની તે દીકરીને તું મૂગી થઈશ એવો શાપ દીવો

एवं शप्ता सुता तेन सा चास्ते तत्र भूपते ।
नीता तेनोरगेन्द्रेण धृता तत्सुतया सती ॥

હે રાજા! એ પ્રમાણે પિતાવડે શાપ પામેલી તે દીકરી પણ ત્યાંજ છે. તે નાગનો રાજા તમારી પત્નીને લઈ તો ગયો પણ તે નાગરાજની દીકરીએ તેને અદૂષિત રાખી છે.

ततो राजा परं हर्षमवाप्य तमपृच्छत ।
द्विजवर्यं स्वदौर्भाग्यकारणं दयितां प्रति ॥

ઋષિનું કહેલું સાંભળીને રાજા મોટા હર્ષને પામ્યા અને પોતાની પત્નીના પ્રસંગના પોતાના દૌર્ભાગ્યનું કારણ તે ઉત્તમ દ્વિજને (ઋષિને) પૂછવા લાગ્યા.

**राजोवाच ॥** રાજા પૂછે છે

भगवन् सर्वलोकस्य मयि प्रीतिरनुत्तमा ।
किंतु तत् कारणं येन स्वपत्नी नातिवत्सला ॥

હે ભગવન્! લોકમાત્રની મારેવિષે અનુત્તમ પ્રીતિ છતાં એવું કયું કારણ છે કે જેવડે મારી પોતાની પત્ની મારેવિષે વહાલવાળી થતી નથી ?

मम चासावतीवेष्टा प्राणेभ्योपि महामुने ।
सा च मांप्रति दुःशीला ब्रूहि तत् कारणं द्विज ॥

મને તે ઘણીજ વહાલી છે, હે મોટા મુનિ! મારા પ્રાણથી પણ મને તે વધારે વહાલી છે જ્યારે તે મારાપ્રતિ પ્રતિકૂળ શીલવાળી છે તેનું હે દ્વિજ! કારણ કહો.

ऋषिरुवाच ॥ ઋષિ કહે છે.

पाणिग्रहणकाले त्वं सूर्यभौमशनैश्चरैः ।
शुक्रवाचस्पतिभ्यां च तव भार्यावलोकिता ॥

તમારી પત્નીનું પાણિગ્રહણ કરવાના સમયે તમારી ઉપર સૂર્ય મંગળ ને શનિની દૃષ્ટિ પડતી હતી, અને તમારી ભાર્યા ઉપર શુક્ર અને ગુરુની દૃષ્ટિ પડતી હતી.

तन्मुहूर्तेऽभवच्चंद्रस्तस्याः सोमसुतस्तथा ।
परस्परविपक्षौ तौ ततः पार्थिव ते भृशं ॥

પાણિગ્રહણના તે મુહૂર્તમાં તમારાં તે પત્નીને ચંદ્ર તથા બુધ બંને પરસ્પર શત્રુભાવે હતા તેથી હે રાજા! તમારી સાથે તમારાં પત્નીને પણ ઘણો શત્રુભાવ વર્ત્યો છે.

तद्गच्छ त्वं स्वधर्मेण परिपालय मेदिनीं ।
पत्नीसहायः सर्वाश्च कुरु धर्मवती क्रियाः ॥

તો તમે જાઓ સ્વધર્મવડે પૃથ્વીનું પાલન કરો અને પત્નીસાથે ધર્મની બધી ક્રિયાઓ પણ કરો.

इत्युक्ते प्रणिपत्येनमारुह्य स्यन्दनं ततः ।
उत्तमः पृथिवीपालः आजगाम निजं पुरं ॥

ઋષિએ એમ કહ્યાથી પૃથ્વીનું પાલન કરનાર નરપતિ ઉત્તમ ઋષિને પ્રણિપાત કરીને પછી રથમાં ચડીને પોતાને પુર આવ્યા. (ચાલુ)

---

## मनन

[ મન્તાઃ—શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

કૃપાનાથ કહેતા કેઃ—

" સૌ સાથે સાકરની જેમ ભળીને રહેવું—સૌમાં ફૂલની જેમ હળવા ફૂલ થઈને રહેવું... ! "

આ સામાજિક સિદ્ધાંતને દૃષ્ટાંત આપી સમજાવતા કેઃ—

" કોઈ એક સાધુ એક મઠમાં આવી ચડ્યા. આ મઠમાં એટલા બધા સાધુઓ તે પહેલાં આવી ચડેલા કે ત્યાં રહેવાની જરાયે જગ્યા રહેલ નહિ—આખો મઠ સાધુઓથી ઉભરાઈ પડેલો. વળી ભિન્નભિન્ન સ્થળના ને ભિન્નભિન્ન પ્રકૃતિના સાધુઓ ભેળા થઈ ગયેલા એટલે તેમનું પ્રત્યેકનું સન્માન સાંચવવું એ આ મઠના મહંત માટે ઘણું કઠિન હતું. આથી નવા આગંતુકને " ઉતરવાની સગવડ નથી " એમ કહીને હાથ જોડવા પડે એમ હતું.

આ નવા આવેલા સાધુને પણ ન છૂટકે લાચારીએ મહંત તરફથી ' નકાર ' મળ્યો—છતાં આ સાધુએ શાંતિ રાખી અને મહંતશ્રીને રૂબરૂ મળવા ઇચ્છા દર્શાવી.

આથી મહંત આ સાધુજીને મીઠાશથી મળ્યા અને પરસ્પર વિવેક-વિનય દર્શાવાયા.

પછી સાધુજીએ પાણીથી છલોછલ ટોપટ ભરેલો પ્યાલો મગાવ્યો—અને-તેમાં ધીમે ધીમે ચપટી સાકરની ભૂકી ભેળવી અને પાણી ઉપર એક નાનું ફૂલ મૂક્યું કે જે તરવા લાગ્યું.

સાકરની ભૂકી ભળી ને ફૂલ તરવા લાગ્યું છતાં પાણી છલકાયું નહિ ને પ્યાલાની બહાર ઢોળાયું નહિ

આ પ્રત્યક્ષ પ્રયોગ કરીને સાધુજીએ મહંતશ્રીને વિનતિ કરી કે:—"આપ મને આ દસોદસ ભરેલા ને ભીડવાળા મઠમાં રહેવાની અનુજ્ઞા આપો તો હું આ સૌ સાધુઓમાં સાકરની જેમ મીઠાશથી ભળીને રહીશ અને ફૂલની પેઠે હલકાફૂલ થઈને રહીશ અર્થાત્ કોઈને ભારરૂપ નહિ થાઉં—"

આથી સાધુજીની બુદ્ધિમતા ને મધુરતા જોઈને મહંતશ્રીએ પ્રસન્નચિત્તે તેમને મઠમાં નિવાસ કરવાની અનુમતિ આપી.

અને સાધુજીએ પણ પોતાના સેવાભાવી અને મધુર વર્તનથી અને સહકારવૃત્તિવાળા કર્મકૌશલ્યથી સાધુઓના અખાડામાં પોતાનો સમાસ સુંદરરીતે કરી લીધો "

× × × × ×

કૃપાનાથ આર્થિક સિદ્ધાંત પણ સમજાવતા કે:—

આવક કરતાં ખર્ચ વધવા દેવું નહિ-આવક કરતા ખર્ચ વધે તો વ્યક્તિ જોખમમાં છે, સમાજ જોખમમાં છે, દેશ જોખમમાં છે, દુનિયા જોખમમાં છે. કારણ, વધેલા ખર્ચને "યેન કેન પ્રકારેણ" પહોંચી વળવામાટે "અન્યાયેન અર્થસંચયાન્" કરવું પડે છે...મીઠું ને રોટલો ખાઈને ચલાવી લેવું, પણ કરજ કરવું નહિ...કરકસરથી રહેવું... કોઈ ચીજનો બગાડ કરવો નહિ કે બગાડ થવા દેવો નહિ..."

અર્થતંત્ર સુવ્યવસ્થિત હોય તો જગતની નીતિમત્તા જળવાઈ રહે છે અને જીવનની શાંતિ બની રહે છે, કલેશ ને કલહ શમી જાય છે અને સુખશાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહે છે.

× × × × ×

ધર્મ, નીતિ ને શિક્ષણ સબંધે પણ કૃપાનાથે મૂળભૂત પાયાના સિદ્ધાંતો સમજાવેલા છે કે:—

"બાહ્યવિધિ ને બાહ્ય આચાર એ જ ધર્મ નથી-ધર્મનું આંતરસ્વરૂપ સમજવાનું છે અને તેને બરાબર સમજીને જીવનમાં ઉતારવાનું છે એટલે સહિષ્ણુતા સુદ્રઢપણે કેળવાશે ને ઈશ્વર, અલ્લાહ ને ગોડના નામરૂપના મતભેદો રહેશે નહિ 'એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર' એ બરાબર સમજાઈ જશે તેમજ આત્મૈક્ય ને બ્રહ્મત્વનું રહસ્યદર્શન પણ પમાશે..."

× × × × ×

"અતિપણું તેમજ ઓછાપણું કે અભાવ એ બંને ત્યાજ્ય છે-મધ્યમાર્ગ એ નીતિનો માર્ગ છે, એટલે એ અનુસરવાયોગ્ય છે દ્રષ્ટાંતરૂપે, અતિદયાથી રાગવડે બંધન થાય છે અને નિર્દયતાથી અંતઃકરણ મલિન થાય છે માટે મધ્યસ્થભાવવાળી સામાન્ય દયા રાખવી તેમજ ઉડાઉપણું ને કંજુસાઈ એ દોષ છે પરંતુ કરકસર એ સદ્‌ગુણ છે.

પરોપકાર એ પુણ્ય છે અને પરપીડન એ પાપ છે.
પરદોષદર્શન ને પરિગ્રહવૃત્તિ એ પણ સર્વથા ત્યાજ્ય છે.
સહનશીલતા ને સાવધાનતા સદા રાખવા યોગ્ય છે.
કર્તવ્યનિષ્ઠા ને કર્તવ્યપાલન એ પણ બહુ ઉપકારક છે.
કર્તાપણાનું અભિમાન ને ફલની ઇચ્છા એ પણ કર્તવ્યપાલનમાં વર્જ્ય છે.
ધૈર્ય ને ઉત્સાહપૂર્વક કર્તવ્યપાલન કરવું જોઈએ.
સિદ્ધિમાં હર્ષને તથા અસિદ્ધિમાં શોકને વશ થવું નહિ.
સદા સુપ્રસન્ન ને શુદ્ધ સાત્ત્વિક રહેવું. પોતાને પ્રતિકૂલ હોય એવું વર્તન પરપ્રતિ કદી ન કરવું.
ઉદારતા ને ક્ષમા રાખવાં છતાં તેજસ્વી રહેવું.
એવા કડવાં ન થવું કે જેથી થૂંકી નાંખે, તેમ એવા મીઠા પણ ન થવું કે જેથી કરડીને ખાઈ જાય...!
શાંત ને ગંભીર રહેવું છતાં આનંદપૂર્ણ રહેવું.
નિર્વૈર છતાં નિર્ભય રહેવું. નિખાલસ રહેવું. નિર્મમ, નિરહંકાર ને નિઃસ્પૃહ રહેવું.
વીર્યરક્ષાદ્વારા શરીરમનનું સ્વાસ્થ્ય જાળવી રાખવું.
વ્યવસ્થિત નિયમિત, સ્વચ્છ ને સુઘડ રહેવું."

× × × × ×

"નાના બાળકમાં પણ એ જ જ્ઞાનસ્વરૂપ આત્મા રહેલો છે એમ સમજીને શિક્ષણ આપવું જોઈએ.
શરીર બુદ્ધિ ને હૃદય એ સર્વનો સર્વાંગી વિકાસ સધાય એવું શિક્ષણ હોવું જોઈએ.
જીવનનાં સઘળાં અંગોને સ્પર્શે એવું શિક્ષણ હોવું જોઈએ.
અંતઃકરણને શાંત શુદ્ધ સ્થિર ને સૂક્ષ્મ કરે એવું શિક્ષણ હોવું જોઈએ.
અંતઃકરણમાં શાંતિ ને સાત્ત્વિકતા પ્રકટાવે એવું શિક્ષણ હોવું જોઈએ.
સેવા ને ત્યાગ શીખવે એવું શિક્ષણ હોવું જોઈએ.
સ્વાશ્રયી ને સ્વાધીન બનાવે એવું શિક્ષણ હોવું જોઈએ.
ભવ્ય ને ઉદાત્ત આદર્શને આત્મસાત્ કરવાની આત્મશક્તિ પ્રકટાવે ને અજ્ઞાન–અંધકારને અલોપ કરે એવું શિક્ષણ હોવું જોઈએ..."

---

## * શ્રીમન્નાથપ્રસાદી *

[ સં. શ્રી. અંબાલાલ તુલજારામ-જંબુસર ]

### મનુષ્ય જન્મ પામી સ્વહિત સાધવાની અગત્ય

" महता पुण्यपण्येन क्रीतेयं कायनौ स्त्वया ।
पारं दुःखोदधेर्गन्तुं तर यावन्नभिद्यते ॥ "

ભાવાર્થઃ—દુઃખરૂપ સંસારસમુદ્રનો પાર પામવાને તે મોટા પુણ્યરૂપ મૂલ્યવડે આ શરીરરૂપ નૌકા વેચાતી લીધી છે, માટે તે ભાંગી ન જાય ત્યાં સુધીમાં તું સંસાર સમુદ્રને તરી જા.

બડે ભાગ્ય માનુષતન પાવા—સુરદુર્લભ સંદગ્રંથન ગાવા
સાધન ધામ મોક્ષકર દ્વારા—પાઈ ન ગતિ પરલોક સંવારા.
સોપરત દુ:ખ પાવહી શીર ધૂની ધૂની પછતાઈ,
કાલહી કર્મહી ઈશ્વરહી મિથ્યા દોષ લગાઈ

અનેક જન્મોમા કરેલાં પુણ્યકર્મોનો પરિપાક થયે જીવને આ આર્યવર્તમાં, આ મનુષ્યજન્મની પ્રાપ્તિ થાય છે તેમાં પણ અંગોપાંગસંપન્ન અધિકારી મનુષ્યશરીરનો જન્મ પ્રાપ્ત થવો દુર્લભ છે. ધર્મ સાધનોનું અનુષ્ઠાન કરવા માટે મનુષ્યશરીર વિશેષ અનુકૂલ છે.

એવા ઉત્તમ પ્રકારના મનુષ્યજન્મને પામીને વિવેકીજને ત્રણ પ્રકારનાં દુ:ખની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિરૂપ ને પરમાનંદની નિત્યપ્રાપ્તિરૂપ મોક્ષ મેળવવા માટે પરિપૂર્ણ યત્ન કરવો જોઇએ.

જે પોતાનું અવશ્ય કર્તવ્ય પ્રાપ્તવ્ય અને જ્ઞાતવ્ય છે તેને ક્રમથી જાણવું આચરવું ને પ્રાપ્ત કરવું જોઇએ શરીર માત્ર ક્ષણભંગુર છે. ઘડી પછી શું થશે તે જ્ઞાત નથી. એટલા માટે મનુષ્યજન્મને પામી પ્રમાદાદિને લીધે જેમણે સ્વકર્તવ્યનો આરંભ ન કર્યો હોય તેમણે તેનો સત્વર આરંભ કરવો જોઇએ. અને જેમણે યથાવિધિ તેનો આરંભ કરેલો હોય તેમણે યથાયોગ્ય પ્રયત્ન કરી ક્રમથી ઉત્તર ઉત્તર ભૂમિકાઓની પ્રાપ્તિ કરવી જોઇએ શરીરપ્રાણનો વિયોગ થવાના સમય પહેલાં વિવેકી સાધક જાણવાયોગ્ય જાણી પ્રાપ્ત કરવાયોગ્ય પ્રાપ્ત કરી કર્તવ્યના અંતને પામવુ જોઇએ. જેઓ એ પ્રમાણે વર્તવામા પ્રમાદ આલસ્ય અને દીર્ઘસૂત્રતાને સેવે છે, તે વાસ્તવિક સાધક નથી. બ્રહ્મતત્ત્વ સૂક્ષ્મતમ હોવાથી નેત્રેંદ્રિયવડે અથવા મલિન ને ચપલ બુદ્ધિવડે ન દેખાય તે પરથી તે નથી એમ ધારવુ મિથ્યા છે જેમ જન્મથી બધિરને શબ્દ ગ્રહણ કરવાના કરણનો અભાવ હોવાથી શબ્દનું અસ્તિત્વ નથી એમ લાગે, પણ તેથી તે નથી એમ કેમ કહેવાય? પરમાણુઆદિ સૂક્ષ્મતત્ત્વને સ્થૂલ બુદ્ધિવાળા ગ્રહણ ન કરી શકે તેથી પરમાણુના અભાવનો અંગીકાર કેમ કરી શકાય? તથા જડ વસ્તુઓ ઇંદ્રિયો ને અંત:કરણના અભાવથી વિશ્વમાંની સ્થાવર જંગમ વસ્તુઓને ગ્રહણ કરવાને સમર્થ ન થાય તેથી તે વસ્તુઓનો અસદ્ભાવ કેમ સ્વીકારાય? તેમ હૃદયની યોગ્યતાના અભાવથી બ્રહ્મસાક્ષાત્કાર ન થાય તેથી બ્રહ્મનો અસદ્ભાવ કેમ સ્વીકારી શકાય? નજ સ્વીકારી શકાય સાધન કરવા ઇચ્છનાર સામાન્ય બુદ્ધિવાળાએ કુતર્કમા કાલક્ષેપ નહિ કરતા બની શકે તેટલી અનુકૂલ બુદ્ધિ રાખી યથાયોગ્ય યત્ન કરવો ઉચિત છે. જો તેમ કરવામા આવે તો તેને યત્નના પ્રમાણમાં ફલસિદ્ધિ થયા વિના રહે નહિ. સ્વધર્મપાલન સાથે જ્ઞાન ભક્તિ કે યોગ એમાથી જેમાં સંસ્કારવશાત્ રુચિ ઉપજે તેમા યથાસામર્થ્ય ભાવ રાખી પ્રવેશ કરવો ને ઉત્તરોત્તર આગળ વધી કૃતાર્થ થવું જોઇએ સાધકે જે પ્રવૃત્તિ કરવી તે નિર્દોષ હોવી જોઇએ. દંભ અને કપટ એ ધર્મસાધનના શત્રુ છે માટે તેમા મુમુક્ષુએ પોતાના ચિત્તને કદી પણ પ્રવૃત્ત થવા નજ દેવુ જોઇએ. ॐ

———[ * ]———

# संस्था अने पूज्य गुरुदेव

## ( પાટોત્સવના દિવસે કરેલા વ્યાખ્યાનનો સાર )

[ લેખકઃ—શ્રી. જયશંકર મયારામ ભટ્ટ—અમદાવાદ ]

**વ્હાલા ઉપસ્થિત સભાજનો !**

વર્ષોના ગાળા બાદ આપ સૌની સમક્ષ મને આજે મારી આન્તરિક ભાવનાઓ મૂકવાની એકાએક ઇચ્છા ઉદ્ભવે છે. અમદાવાદ શહેર ભારે વિશાળ છે તેટલાજ પ્રમાણમાં તે આર્યસંસ્કૃતિમાં રસ લેવામાં પણ મોખરે છે. અનેકવિધ સંસ્થાઓ પોતપોતાની મર્યાદામાં રહેતા અને સંસ્થાની પ્રગતિ સાધતા જાહેર સમાજને સદાચરણ તેમજ જ્ઞાનોપદેશ આપી મનુષ્યજીવનનું મુખ્ય કર્તવ્ય સમજાવી રહેલ છે. એમ કરી તે પોતાની ફરજ પૂરી કરે છે.

લોકો પોતપોતાના અધિકાર પ્રમાણે તે સદુપદેશો ગ્રહણ કરી આત્મકલ્યાણ મેળવતા હશે.

સંસ્થા શબ્દનો મૂળ અર્થ જો આપણે જાણવાનો પ્રયાસ કરીએ તો તે દ્વારા ઘણુંજ જાણવાનું મળી શકે. **सं** ઉપસર્ગપૂર્વક **स्था-तिष्ठ** ધાતુમાંથી સંસ્થા શબ્દની ઉત્પત્તિ થાય છે. સંસ્કૃતના નિયમ પ્રમાણે તેને એટલે સંસ્થા શબ્દનો એ અર્થ થાય છે કે જે બરાબર સ્થિર રહે તે સંસ્થા કહેવાય.

અહીં જરૂર આપણને શંકા ઉપસ્થિત થશે કે સંસ્થા તો તેના મકાનમાં સ્વરૂપથી એટલે કે માટી, પાણી, ઇંટ ઇત્યાદિ ઇત્યાદિ જે જે વસ્તુથી તે પોતાના સ્વરૂપમાં ઊભી થતી હોય તે બધા પદાર્થોવડે બરાબર સ્થિર હોય છે. તેનો પાયો બરાબર મજબૂત કરેલ હોય છે એટલે તે કાંઈ ભાંગી પડે તેવી હોતી નથી. સંસ્થાનું મકાન આ રીતે બરાબર મજબૂત બાંધવામાં આવેલ હોય છે. એટલે તે પોતાના ઇમારતસ્વરૂપમાં સ્થિર હોય છે.

પણ અહીં આપણે જડ વસ્તુનો વિચાર કરવાનો નથી પરંતુ જે ચેતનાશક્તિવાળા સંસ્થા શબ્દથી તેનું એટલે સંસ્થાનું મકાન ઉત્પન્ન થયેલ છે તે ચેતનાશક્તિવાળા સંસ્થા શબ્દમાં ચેતનસ્વરૂપે રહેલી ક્રિયાયુક્ત ભાવનાનો વિચાર કરવાનો છે. તાત્પર્ય કે જે સંસ્થા પોતાની કાર્યશક્તિ પ્રમાણે પોતાના હેતુઓમાં સારી રીતે સ્થિર રહે તે સંસ્થા. આવો સંસ્થા શબ્દનો ખરો અર્થ થાય છે.

કોઇ પણ સંસ્થા હેતુ એટલે ભાવના રહિત હોયજ નહિ, કારણ વગર કાર્યની ઉત્પત્તિ ન હોય એટલે સંસ્થાનો ઉદ્દેશ બરાબર સરે તોજ તેને સંસ્થા કહી શકાય.

આપણે આગળ કહી ગયા પ્રમાણે માટી ચૂના વગેરેથી ઊભી કરેલી ઇમારતને સંસ્થા નજ કહી શકાય. ભલે તે નામની સંસ્થા કહેવાય પણ ખરી સંસ્થા તો તેનેજ કહી શકાય કે જે પોતાની ભાવનામાં સ્થિર હોય.

સંસ્થાનો ઉદ્દેશ સારી રીતે જાળવી રાખી તેને પ્રગતિને માર્ગે ચલાવવાની મુખ્ય ફરજ તેના ઉત્પાદકોની અને તેને માનનારા વર્ગની છે. થોડી થોડી તેના પ્રશંસકોની પણ કહી શકાય. આ બધા પોતાની સંસ્થા જોડે બહુજ નીકટના સંબંધથી જોડાએલા છે. એટલે તેઓએ સંસ્થાનું સંચાલન વ્યવસ્થાથી થતું જોવું જોઇએ. એટલુંજ નહિ પરંતુ પોતે તેના ઉત્કર્ષમાં અને હેતુ સિદ્ધ કરવામાં રસ લઈ તેની પ્રગતિ કરવી જોઇએ. અને એ રીતે સંસ્થાના ઉદ્દેશનો સમાજમાં પ્રચાર કરી તે દ્વારા લોકોનું હિત કરવાનો સંસ્થાનો

ઉદ્દેશ યથાર્થ સાર્થક કરવો જોઈએ જો આમ ન બને તો એવી ભાવના વગરની નામમાત્ર સસ્થાનો કશોજ અર્થ નથી, અને ફરજવાળો વર્ગ કર્તવ્યરહિત ગણાય.

મનુષ્યમાત્રની એ પ્રાથમિક ફરજ ઊભી થાય છે કે તેણે કર્તવ્યભ્રષ્ટ ન થવુ. એ વિષે મહાભારતનું યુદ્ધ સચોટ દ્દષ્ટાંત પૂરુ પાડે છે અને ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્રજીએ ગીતામાં અર્જુનને એજ વારંવાર ઉપદેશ આપેલ છે

મનુષ્ય દુનિયામાં પ્રવેશ કરે છે તેની સાથેજ તે સુખ અને દુઃખની પ્રવૃત્તિ લઈનેજ આવે છે શાસ્ત્રોમાં પણ એવું કહેવામાં આવ્યુ છે કે **प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला**–હેતુપૂર્વકની પ્રવૃત્તિ એ તો દરેક પ્રાણીમાત્રનો સ્વભાવજ છે પણ તેમાથી નિવૃત્તિ મળે તોજ જીવ સાચુ સુખ મેળવી શકે અને દુનિયામાં આવાગમનનું દુઃખ ટાળી શકે પરંતુ તેની એટલે કે નિવૃત્તિની પ્રાપ્તિ ક્યારે થઈ શકે કે જ્યારે જીવના અનેક જન્મના પુણ્યોનો ઉદય થાય અને સુકૃત સંસ્કારોથી સાચા સદ્દગુરુની શરણાગતિ થાય એજ ભાવનુ મુડકોપનિષદ્દમા પણ કહેવામાં આવ્યું છે **तद् विज्ञानार्थं सः गुरुमेवाऽभिगच्छेत् समित्पाणि. श्रोत्रियं ब्रह्मनिष्ठम्!** તાત્પર્ય કે નિવૃત્તિની —બ્રહ્મનો અને તેના દ્વારા પ્રાપ્ત થતા આત્યંતિક સુખનો માર્ગ જાણવા સારૂ તે એટલે મુમુક્ષુ મુક્ત થવાની ઇચ્છાવાળો સુખેચ્છુ મનુષ્ય વિદ્વાન્ અને બ્રહ્મનો જેમને સાક્ષાત્કાર થયેલ હોય એવા બ્રહ્મજ્ઞાની ગુરુને વિહિત વિનયપૂર્વક શરણે જાય. સદ્દગુરુ જીવને શિવ બનાવી દે છે, એ શક્તિ સદ્દગુરુમાંજ રહેલી છે અન્ય કોઈ દેવોમાં રહેલી નથી.

ઈશ્વર ઈશ્વરરૂપે જગતને સૃજી શકે છે તેનું પાલન કરી શકે છે અને અંતે જગતનો નાશ પણ કરી શકે છે પરંતુ ઈશ્વર જગતનો ઉદ્ધાર તો ગુરુરૂપેજ કરી શકે છે; કારણ તે સામર્થ્ય ઈશ્વરના ઈશ્વરરૂપમાં નથી રાજા રાજાનું કાર્ય કરે અને દિવાન દિવાનનુ કાર્ય કરે. અહીં જરૂર શકા ઉત્પન્ન થાય કે જુદા જુદા અવતારો જેવા કે નૃસિંહ, વામન, રામ, કૃષ્ણ, ઇત્યાદિદ્વારા ઈશ્વરે પ્રહલ્લાદ, બલિરાજા, શબરી, અહલ્યા, યમાલ્લાર્જુન, વસુદેવ વગેરે ભક્તોનો અને સસર્ગમાં આવેલા અભક્તોનો ઉદ્ધાર પણ ઈશ્વરરૂપે કરેલ છે એમ ઇતિહાસ સાબિતિ આપે છે તો એ વખતે ઈશ્વરે અવતારસ્વરૂપે આવિર્ભૂત થઈ ગુરુરૂપેજ એ બધાંનો ઉદ્ધાર કરેલો છે એટલે શાસ્ત્રમાં કહેવામા આવ્યુ છે કે:

**गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वर गुरु' साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नम**

અર્થાત્ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણે દેવો જેમના સ્વરૂપમા રહેલ છે તેવા ગુરુને નમસ્કાર.

ગુરુનો મહિમા વર્ણવી શકાય તેમ નથી. ગુરુમહિમાનું પૂરેપૂરૂં જો વર્ણન કરવા બેસીએ તો અનેક જન્મ વીતી જાય તોપણ તેનો પાર ન પામી શકાય. અહીં એટલો અવકાશ પણ નથી એટલે કહેવાનું કે દરેક મનુષ્યે સ્વસુખ માટે–પોતાની મુક્તિ માટે આગળ કહી ગયા પ્રમાણે સદ્દગુરુનું શરણ ગ્રહણ કરવું જોઈએ અને તેઓશ્રીની અનન્ય ભાવથી સેવા કરવી જોઈએ. સદ્દગુરુની અનન્યભાવે સેવા કરવાનો એ અર્થ થાય છે કે જ્યાંસુધી તેઓશ્રી સ્થૂલ દેહે આપણી સમક્ષ બીરાજતા હોય ત્યાંસુધી તો તેઓશ્રીની સ્થૂલ સેવા કરવી, પરંતુ જ્યારે આપણા સદ્દગુરુશ્રીનું પંચભૂતથી બનેલું સ્થૂલ શરીર અવિદ્યમાન હોય ત્યારે તેઓશ્રીના ઉપદેશનો વિચાર આચાર તથા પ્રચાર કરી પોતે પોતાની સેવા કરવાની ફરજ બરાબર બજાવવી જોઈએ અને તોજ ખરુ કલ્યાણ મેળવી શકાય.

એમ તો જીવનમાં અનેકાનેક ગુરુઓ કરીએ અને શિષ્ય થઈએ. ખૂબ જ્ઞાનની, ભક્તિની અને ઉપાસનાની કથા દોડી દોડીને જઈ સાંભળીએ, સારાં સારાં ભજનો, કીર્તનો સાંભળીએ એથી કંઈ દહાડો વળે નહિ અને બ્રાહ્મણ્યની પ્રાપ્તિ થાય નહિ. ભલે ઉપરની બધી વસ્તુઓ બ્રાહ્મણ્યની પ્રાપ્તિ તરફ લઈ જવાની શક્તિ ધરાવે છે, પરંતુ એ બધા દ્વારા જો એકનિષ્ઠાથી બોધનો એકજ શબ્દ હૃદયમાં સચોટ થઈ જાય તેવી રીતે ગ્રહણ થઈ જાય તો તેવો એક જ શબ્દ ગ્રહણ થયે સમજો કે બેડો પાર કરી દીયે છે. પરંતુ આ ઘણું કપરું છે. એ માટે તો મનની સ્થિરતાનીજ બહુજ જરૂર છે. મનની સ્થિરતારૂપી જરૂરની ચીજ કંઈ બજારુ નથી કે જેથી તે પૈસાવડે ખરીદી શકાય. એ ચીજ તો શ્રીસદ્‌ગુરુની કૃપાથીજ મેળવી શકાય. અને શ્રીસદ્‌ગુરુની તેવી કૃપા તો ત્યારેજ થાય કે જ્યારે આપણે આગળ કહી ગયા તે પ્રમાણે સદ્‌ગુરુની ખરા દિલથી સેવા થાય અને એ રીતે ફરજ બજાવી શકાય.

સંસ્થા શબ્દનું આટલું બધું લાંબું ચૌડું વિવરણ એટલા ખાતર કરવામાં આવેલ છે કે આપ સૌ જાણતા હશો કે આપણી આ સંસ્થા મકાનના રૂપમાં ૧૯૯૫ ના આસો શુદી ૪ ના પવિત્ર દિવસે અસ્તિત્વમાં આવેલ છે. આ દિવસ પવિત્ર એટલા માટે છે કે આજ દિવસ પૂજ્ય ગુરુદેવના પુણ્યલીલા શરીરના જન્મનો દિવસ છે. આજે પણ એજ ગુરુદેવની આપણે સૌ ઉત્સાહભેર જયંતિ ઉજવી આનંદ પામી તેઓશ્રીના સુખદ પ્રબોધપૂર્ણ કલ્યાણપ્રદ સદુપદેશનું સ્મરણ તાજું કરી તેઓશ્રી પ્રત્યેની યતકિંચિત પણ સેવાની પૂર્તિ કરીએ છીએ.

આજે આપણી અમદાવાદ આનંદાશ્રમની આ સંસ્થાને બરાબર આઠ વર્ષ પૂરાં થાય છે અને તે નવમાં વર્ષમાં પ્રવેશ કરે છે, નવ એ સંસ્કૃતમાં **नवं नवं** એટલે નૂતનતા સૂચક શબ્દ કહેવાય છે. એટલે આપણે પણ આપણી આંતર ભાવનાઓને નૂતન બનાવીએ અને પૂજ્ય ગુરુદેવની તેમજ તેઓશ્રીના લોક હિતકર ઉપદેશની અને પુસ્તકોની સેવા કરી તેઓશ્રીની એટલે આપણી આ સંસ્થાની પ્રગતિમાં આગળ વધીએ.

અહીંની આ સંસ્થાનું મકાન ઉભું કરવામાં આપ સૌની ઇચ્છાપૂર્વકની મદદ હશે. ઘણીખરી સેવા શ્રી. ચતુરભાઇને ફાળે જાય છે. અને તે બદલ ખરેખર તેઓ ધન્યવાદને પાત્ર છે. હવે આપણે સૌએ મળીને સંસ્થાનો ઉદ્દેશ કાર્યમાં મૂકી કર્તવ્યપરાયણ બનીએ અને એ રીતે જીવનનું સાર્થક્ય પૂજ્ય ગુરુદેવની કૃપાથી મેળવીએ.

---

## श्रीविवेक विचार

દોહરા

[ લેખકઃ—શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા ]

( ગતાંકથી ચાલુ )

મિથ્યાપણું જગતનું અને, સત્યપણું પ્રભુનું ન ભૂલ;<br>
જો વ્યવહારે વર્તતાં, તો ટળશે ભવ શૂલ. ૬૭

આંખ વીંચ સંસારથી, પ્રભુમાં આંખ ઉઘાડ;<br>
સદા પ્રભુમાં મસ્ત રહે, તો ટળશે ભવખાડ. ૬૮

ભણતર આ ભણવું હવે, સહન કરી લે સર્વ;
પ્રસન્નતાને રક્ષવી, મૂકી મનનો ગર્વ. ૬૯

બાલક જો મોટરતણી, કરે નકલ જો સઘ;
તો સંતોની નકલ તું, કેમ ન કરતો અઘ? ૭૦

રાગી રહે સમભાવને, રાખી રહે મનનાથ!
સ્મરણ રાખ ભવદાપને,તો પરપદ પ્રાસજ હાથ. ૭૧

વિષયદાપન જોઇને, આતુરતાને ટાળ;
બહાર વેગે દોડતી, વૃત્તિ સ્વરૂપે વાળ. ૭૨

લેતાં ભોગ ત્યજી શકે, તેનો સત્ય વિરાગ;
નિસ્પૃહતા પરિમિતતા, રક્ષે તે મહાભાગ. ૭૩

વૈ. સુ. ૧/૮૫, શુક્ર

કોની પુત્રી ક્યાં મળી, સંગ વાધ્યો સ્નેહ;
કાળે જીવ જુદા પડે, દેહો અંતે ખેહ. ૭૪

કઇક કાળના જીવડા, પક્ષીપેરે પુત્ર;
આવી મળ્યા ગૃહવૃક્ષમાં, પુત્રી પૌત્ર દૌહિત્ર ૭૫

ઋણાનુબંધ પૂરો થતાં, તૃણસમ જીવ ઊડી જાય;
મળવું હળવું ના રહે, સ્નેહસંબંધ વિલાય. ૭૬

દુઃખમય આ સંસારની, રચના એવી છેજ,
તૂટી બંધન સ્નેહનાં, અંતે સર્વ સરેજ ૭૭

ઇચ્છા ને ફળનો સદા, વિરોધ ઊભો છેજ,
તપાવતો જીવ હૃદયને, ત્યાં ક્યાં શાંતિ રહેજ? ૭૮

કોઇ કોઇનું છે નહિ, પણ મમતા બંધાય,
પ્રેમપાશમાં જીવડા, પડીને પરવશ થાય. ૭૯

શાંતિનો સંસારમાં, એકજ આજ ઉપાય,
મમતા મૂકી સર્વની, સ્વરૂપે રહેવું સદાય ૮૦

સ્વરૂપે રહે જો સર્વદા, મૂકી જગની કૂટ;
સેવી સાત્ત્વિક આહારને, તો ભવબંધન છૂટ. ૮૧

વૈ સુ. ૧૦/૮૫ શનિ

(ચાલુ)

——[ * ]——

# શ્રીઆનંદાશ્રમ-સમાચાર

( ફાલ્ગુનમાસ )

**મુખ્યભેટ**—રૂ. ૧૦-૪-૦ શ્રી ત્રિભુવનદાસ ડી. રાજા-કરાચી. રૂ. ૧૦-૦-૦ શ્રી. બાઈશ્રી કમરીબાઈ કાંથડવાળા સાહેબ શ્રી. ઈશુભાઈનાં લગ્નનિમિત્તે. રૂ. ૧૦-૦-૦ શ્રી. તુલસીદાસ જેઠાભાઈ-કરાચીવાળા. રૂ. ૩૦-૩-૦ શ્રી. એકભક્તજન. રૂ. ૧૫-૦-૦ શ્રી. દેવશંકર શ્યામજી રાવળ, ભીંડારામાં ગાયત્રીપુરશ્ચરણ કરતાં પૂજ્યપાદશ્રીનાં છબીજી તથા પાદુકાજીની પધરામણી કરી તે ભેટ. હા. શ્રી. મોરારજી છગનલાલ. રૂ. ૧૧-૦-૦ શ્રી પુનિત મહારાજ-અમદાવાદ.

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેક:**—શ્રી. તુલસીદાસ જેઠાભાઈ ( લઘુરુદ્ર ). શ્રી. વામનરાય જટાશંકર-પાટણ. ( ત્રણ રુદ્રાભિષેક. ) એક ભક્તજન ( રુદ્રાભિષેક ). શ્રી. ગોકુળદાસ પોપટલાલ રંગરેજ-જામનગર ( લઘુરુદ્ર તથા શનિ અને મંગળના જપ. )

**ભોજનો:**—રૂ. ૨૫-૦-૦ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુંડલા. રૂ. ૨૫-૮-૦ શ્રી. પ્રભાશંકર જમનાદાસ તે સ્વ. જયકૃષ્ણ ઈંદ્રજીના ટ્રસ્ટીઓ તરફથી મા. સુ. ૧૩ના ભોજન ખર્ચના-પોરબંદર. રૂ. ૬૩-૨-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળ. રૂ. ૧૮-૧૨-૦ શ્રી. જગમોહનદાસ નારણદાસ-મુંબઈ. હા. શ્રી અં. ના. જોશી. રૂ. ૯-૧૨-૩ શ્રી. ગોકળદાસ પોપટલાલ-જામનગર. શિવરાત્રિના ફલાહાર. રૂ. ૧૪-૧૪-૯ તેમના તરફથી શિવરાત્રિના પારણાના ભોજનના.

**થાળ:**—રૂ. ૧-૪-૦ શ્રી. ચત્રભુજ ભીમજી દવે. ( વ્યાજમાંથી થાળ ૧. ) રૂ. ૧-૪-૦ શ્રી. સોમજી વાલજી-ખડિયા થાળ. રૂ. ૧-૪-૦ શ્રી. ખેચર ભવાનભાઈ-વર્ધા. રૂ. ૧-૪-૦ શ્રી. રામશંકર પ્રભાશંકર-વર્ધા. રૂ. ૧-૪-૦ શ્રી. વિનુભાઈ વસંતરાય-થાળ. હા. શ્રી. રાજેન્દ્રરાયભાઈ-માંગરોળ. રૂ. ૫-૦-૦ શ્રી. દેવશંકર શ્યામજી રાવળ-ભીંડારા ( ૪ થાળ ) રૂ. ૧-૦-૦ શ્રી. રતિલાલ કાનજી દવે-વંથલી. રૂ. ૫-૦-૦ શ્રી. પુરુષોત્તમરાય અનંતરાય-માંગરોળ. રૂ. ૨-૮-૦ શ્રી. ચત્રભુજ ભીમજી દવે-પોરબંદર. રૂ. ૧-૪-૦ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ. ( વ્યાજમાંથી થાળ. ) રૂ. ૧-૪-૦ શ્રી. મોરારજી છગનલાલ-કરાચી. રૂ. ૧-૪-૦ શ્રી. નરોત્તમ પરભુ-ગણદેવી. રૂ. ૧-૪-૦ શ્રી. લાલજી ઓધવજી-ખીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. ગોરધનદાસ હીરજી ચંદારાણા-ટરોરો ( આફ્રિકા ) થાળ. રૂ. ૧-૪-૦ શ્રી. ભાનુશંકર ગિરધરલાલ-વીસાવદર. રૂ. ૫-૪-૦ શ્રી. કરણસિંહ લાલસિંહ-જૂનાગઢ. ( ૪ થાળ. ) રૂ. ૧-૪-૦ એકભક્તજન. રૂ. ૨-૮-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા તેમના પિતાશ્રીની સંવત્સરીના થાળના. રૂ. ૧-૪-૦ તેમનાં માતુશ્રીની સંવત્સરીનો થાળ. રૂ. ૧-૪-૦ શ્રી. પ્રભાશંકર મૂળશંકર-પોરબંદર. રૂ. ૧-૪-૦ શ્રી. વાસુદેવ મણિશંકર જાની-દેલવાડા.

**અખંડદીપક:**—રૂ. ૦-૧૨-૦ શ્રી. ચત્રભુજ ભીમજી દવે-પોરબંદર. રૂ. ૧-૦-૦ શ્રી. નરોત્તમ પરભુ-ગણદેવી. રૂ. ૨-૧૦-૦ શ્રી. ગોરધનદાસ હીરજી ચંદારાણા-ટરોરો. રૂ. ૦-૮-૦ કરણસિંહ લાલસિંહ ડાકોર.

——[ * ]——

## પૂજન સમાચાર

શ્રીશંકરજયંતી નિમિત્તે વૈશાખ સુદિ ૧૦ને મંગળવાર તા. ૧૮-૫-૪૮ ના દિવસે પૂજ્યપાદશ્રીનું માધવબાગમાં મહાપૂજન થશે.

લિ. શ્રીમન્નાથસત્સંગમંડળી-મુંબઈ

## परचुरणभेट

(માઘ વદિ ૩૦ થી ફાલ્ગુન વદિ ૩૦ સુધી)

૦-૨-૦ શ્રી કરશનદાસ હરજી
૧-૮-૦ ,, પટેલ સવજી ભુરા-નવાગામ
૫-૦-૦ ,, ત્રિભુવનદાસ ડી રાજા
૧-૪-૦ બેન પાર્વતીબેન નાથુભાઈ-માટુંગા
૦-૩-૦ પરચુરણ
૭-૦-૦ શ્રી લાભશંકર ભવાનીશંકર માંકડ -પોરબંદર
૧-૦-૦ ,, અમરશી સુંદરજી બખરલા
૧-૪-૦ ,, મગનલાલ દામોદર-ડેવાગોવાળે લઘુરુદ્રની ભેટના
૨-૮-૦ ,, જેશંકર કેશવજી-ભાણવડ
૦-૨-૦ ,, દેવશંકર મોરારજી
૧-૮-૦ ,, ખેતશી કેશવજી
૦-૧૪-૦ પરચુરણ હા વિ લક્ષ્મીશંકર
૧-૪-૦ બાઈ સુખજીમા-બીલખા
૧-૦-૦ પ્ર. શ્રી આત્મપ્રકાશજી
૫-૦-૦ શ્રી હીરા દાના-ભીંડિરા હા. શ્રી દેવશંકર શ્યામજી
૧-૦-૦ શ્રી. દેવશંકર શ્યામજી રાવળ
૧-૦-૦ શ્રી ચતુરભાઈ આશાભાઈ પટેલ

× × × ×

જૂનાગઢમાં શ્રી પોપટલાલ તારાચંદ વકીલને ઘેર મહાશિવરાત્રિના દિવસે પૂજન ભેટ:—

૧-૦-૦ શ્રી કેશવજી ઝીણાભાઈ
૧-૦-૦ ,, પોપટલાલ તારાચંદ વકીલ
૦-૪-૦ ,, જટાશંકરભાઈ
૧-૪-૦ ,, લાલજી ઝીણાભાઈ
૦-૮-૦ ,, જમનાદાસ કેશવજી
૦-૮-૦ ,, પુરુષોતમ રામજી
૧-૦-૦ ,, જેચંદ બહેચર વકીલ
૦-૮-૦ ,, ભાનુલાલ પોપટલાલ વકીલ
૦-૮-૦ ,, ઈશ્વરલાલ પોપટલાલ
૦-૪-૦ ,, ચંદુલાલ મોરારજી
૦-૮-૦ ,, મોરારજી લાનજી
૦-૪-૦ બેન હંસાબેન ભાનુલાલ
૧-૦-૦ શ્રી. સુમતીલાલભાઈ
૧-૦-૦ બેન રુક્ષ્મણિ ભાણજી

---

૯-૮-૦ કુલ હા શ્રી પોપટલાલભાઈ

× × × ×

શ્રીઆનંદાશ્રમ-નવાગામમાં પાટોત્સવના દિવસે મહાપૂજનમાં આવેલી ભેટ:—

૫-૦-૦ શ્રી. ડૉ વામનરામ જટાશંકર વસાવડા
૨-૦-૦ શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ
૧-૪-૦ ,, માણેકલાલ નાનજી ચદારાણા
૧-૪-૦ ,, અવનીલાલ ગૌરીશંકર-જૂનાગઢ
૦-૮-૦ ,, હરદત્ત રેવાશંકર જોશી
૧-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ચદારાણા
૧૨-૪-૦ શ્રી રવજી દેવજી ગાંધી હા. પૂ. પ્ર. શ્રીબ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ પૂ પ્ર શ્રીબ્રહ્મપ્રકાશજી
૧-૦-૦ શ્રી. હરખચંદ લક્ષ્મીચંદ શાહ
૨-૦-૦ ,, દેવશંકર શ્યામજી-ભીંડિરા,
૦-૮-૦ ,, મણિશંકર ઇચ્છાશંકર-મોજીદડ
૧-૦-૦ ,, મોરારજી છગનલાલ-કરાચી
૧-૦-૦ ,, નથુરામ લક્ષ્મીરામ પંડ્યા,
૦-૮-૦ , શાસ્ત્રી દયારામ મૂળજી
૧-૦-૦ પૂ પ્ર શ્રીઆત્મપ્રકાશજી
૧-૦-૦ શ્રી રૂપસિંહજી હરિસિંહજી રાણા
૧-૦-૦ ,, કાનજી પુરુષોત્તમ દવે
૧-૦-૦ ,, અમરશી સુંદરજી-બખરલા
૧-૦-૦ ,, પોપટલાલ તારાચંદ વકીલ
૦-૪-૦ ,, નારણજી રવજી
૧-૦-૦ ,, ગિરધરલાલ જેશંકર વ્યાસ
૧-૦-૦ ,, દેવશંકર મોરારજી દેવરાણા
૧-૦-૦ ,, કરણસિંહજી લાલસિંહજી
૧-૦-૦ ,, મૂળશંકર કાનજી વકીલ
૦-૪-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦-૮-૦ ,, હરગોવિંદ રામજી જોશી
૦-૨-૦ ,, શાંતિલાલ કરશનદાસ
૦-૮-૦ ,, જટાશંકર હીરજી

૨-૮-૦ શ્રી. નાથાલાલ તુલસી ભાટ-લીંબુડા
૧-૦-૦ ,, ઈશ્વરજી શ્યામજી
૧-૦-૦ ,, રામપ્રસાદ ઈશ્વરજી
૨-૦-૦ ,, શાંતિલાલ ધનેશ્વર વકીલ
૨-૦-૦ ,, વકીલ જેચંદ બહેચરભાઈ
૧-૦-૦ ,, તુલસીદાસ જેઠાભાઈ
૦-૪-૦ ,, જગદીશચંદ્ર મગનલાલ
૦-૪-૦ શાસ્ત્રી મગનલાલ રામજી
૦-૮-૦ શ્રી. મનહરસિંહ રૂપસિંહ
૦-૮-૦ શ્રી. રણજીતસિંહ ખેંગારસિંહ
૧-૦-૦ ,, મુકુંદરાય ચંદુલાલ
૦-૪-૦ ,, જયંતીલાલ તુલસીદાસ
૧-૦-૦ બેન કસ્તુરબેન વ્યાસ-બીલખા
૦-૮-૦ બેન પાર્વતીબેન-વંથલી
૧-૪-૦ ,, પાર્વતીબેન-લીંબુડા
૦-૫-૦ શ્રી. હરગોવિંદ તથા દયાળજી
૦-૪-૦ ,, કેશવલાલ વ્યાસ-બીલખા
૦-૩-૦ ચિ. લલિતપ્રસાદ તથા અનંતરાય
૦-૩-૦ બેન ચંદ્રબાળા તથા ભગવતી જોશી
૧-૪-૦ ,, જડીબેન-લીંબુડા
૦-૪-૦ ,, લાભુબેન નરભેરામ
૧-૦-૦ શ્રી. નરભેરામ ઓધવજી અઢિયાનાં પત્ની-બીલખા
૦-૨-૦ ચિ. નિરંજન અંબાશંકર જોશી
૦-૪-૦ બેન મણિબેન તે સ્વ. શ્રી. ત્રિભુવનભાઈ દવેનાં પત્ની
૦-૨-૦ ,, જયાગૌરી જીવરામ
૦-૮-૦ ,, મણિબેન-કોડીનાર
૧-૦-૦ શ્રી. જયેંદ્રલાલ શાંતિલાલ
૦-૨-૦ ચિ. હંસાગૌરી રમણિકલાલ
૦-૩-૦ બેન ગોમતીબાઈ-લીંબુડા
૦-૪-૦ શ્રી. કેશવલાલ ચંદુલાલ
૦-૪-૦ બેન અરુણા શાંતિલાલ
૦-૪-૦ શ્રી. નટવરલાલ શાંતિલાલ
૧-૦-૦ શ્રી. નરભેરામ ઓધવજી અઢિયા
૦-૪-૦ પ્ર. શ્રી. દલપતરામભાઈ

---

૬૨-૧૪-૦

૨-૦-૦ શ્રી. નારણજી રવજી
૦-૨-૦ ,, દેવશંકર મોરારજી
૧-૦-૦ ,, કરણસિંહજી લાલસિંહજી
૨-૦-૦ ,, રૂપસિંહ હરિસિંહ રાણા
૧-૦-૦ ,, મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ
૧-૪-૦ ,, તુલસીદાસ જેઠાભાઈ
૫-૦-૦ ,, કેશવલાલ નથુભાઈ-કોટડાવાળા
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાભાઈ-મુંબઈ
૨-૦-૦ ,, ચત્રભુજ ભીમજી-પોરબંદર
૧-૦-૦ ,, મહારાણીદાસભાઈ દેશાઈ વસ્ત્રનિમિત્તે ભેટના
૧-૪-૦ ,, ટોકરશી કેશવજી-રાજકોટ
૦-૨-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા પૂજાપાના
૬-૪-૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા ભાવનગરવાળા તરફથી પાટોત્સવના દિવસે આનંદાશ્રમના પૂ. શાસ્ત્રીજીઓ અને વિદ્યાર્થીઓની વસંતપૂજા કરાવતાં દક્ષિણા વગેરેના હા. શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૫-૦-૦ શ્રી. જમનાદાસ તુલસીદાસ-પોરબંદર
૫-૦-૦ ,, મથુરાદાસ જમનાદાસ-પોરબંદર
૧-૦-૦ ,, ચતુરભાઈ આશાભાઈ પટેલ
૨-૦-૦ પૂ. પ્ર. શ્રીઆત્મપ્રકાશજી-બખરલા
૫-૦-૦ ચિ. બેન નિર્મળાનાં લગ્ન પ્રસંગે ભેટ શ્રી. મણિશંકર હરખજી પંડ્યા-મુંબઈ હા. પ્ર. દલપતરામભાઈ
૧-૦-૦ શ્રી. ભાનુશંકર જટાશંકર રાવળ
૨-૦-૦ ,, ગોરધનદાસ જેરામ મીસ્ત્રી
૨-૦-૦ ,, સુંદરજી બહેચર તન્ના-માંગરોળ
૦-૮-૦ ,, વ્રજલાલ વનમાળી-દહાણુ
૦-૪-૦ બેન દિવાળી વ્રજલાલ
૦-૪-૦ શ્રી. હર્ષદભાઈ વ્રજલાલ
૦-૨-૦ બેન હંસા વ્રજલાલ
૦-૨-૦ શ્રી. મહેંદ્ર વ્રજલાલ
૧-૦-૦ ,, નરોત્તમ પરસુ-ગણદેવી
૦-૧૨-૦ શ્રી. વામનરાય જટાશંકર-પાટણ રુદ્રાભિષેકના પૂજાના ભેટના
૦-૬-૦ ,, ,, ભેટના

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | જીવબ્રહ્મનો અભેદ. | ૧૬૧ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૬૨ |
| ૩ | મદાલસા. | ૧૬૩ |
| ૪ | નરપતિ ઉત્તમ. | ૧૬૪ |
| ૫ | દૃઢ ભાવના. | ૧૬૬ |
| ૬ | સ્મરણ. | ૧૬૮ |
| ૭ | જીવના અંતઃશત્રુઓ. | ૧૭૧ |
| ૮ | શ્રીવિવેકવિચાર. | ૧૭૩ |
| ૯ | કજિયાનું મોં કાળું. | ૧૭૪ |
| ૧૦ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૭૫ |
| ૧૧ | પરચુરણ ભેટ. | ૧૭૬ |
| ૧૨ | શોકજનક અવસાન. | ... |

———[ * ]———

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-આંબરોળ-કાઠિયાવાડ

મુદ્રણસ્થાન: શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.

માલિક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત


વર્ષ ૧૬ મું ] સંવત ૨૦૦૪ ચૈત્ર [ અંક ૧૧ મો


## जीवब्रह्मनो अभेद


[ લેખક —શ્રી અમરશી સુંદરજી–ખખરલા ]


( રાગ કાયમાના ભજનનો )

તું તો બ્રહ્મરૂપ છે પ્રાણી, ગુરુગમ લેને જાણી,
સુણો વેદાંતની વાણી, છૂટે કરમની કહાણી ટેક.

રામ તે તારા હૃદયમાં વસે ને, શીદને શોધે બહાર; (૨)
ઘટોઘટ વ્યાપી રહ્યો, એવો દૃશ્યનો આધાર,
જાણીને પ્રયુક્તિ કરી, ફેરો ન થાએ ફેરી. તું તો૦ ૧

અવિદ્યા પડદા આડો આવે, તેમાં ભૂલ્યો તારું રૂપ, (૨)
આવરણને અળગું કરે તો, બ્રહ્મ તારું સ્વરૂપ,
જેને જીવન્મુક્ત જાણે, વેદ સદા વખાણે તું તો૦ ૨

ભ્રાંતિમાં તારું ભાન ભૂલીને, ભમે ભવમોઝાર; (૨)
ગુરુબ્રહ્મનો બોધ કરીને, ઊતારે ભવપાર,
સદ્ગુરુમહિમા ભારી, પહોંચે નહિ મતિ મારી તું તો૦ ૩

તું છે અવિનાશી આત્મા રે, આ જગને મિથ્યા જાણ, (૨)
અમરશી કહે ગુરુકૃપાથી, પામો પદનિર્વાણ,
સદ્ગુરુ નથુરામ વખાણું, ગોવિંદથી અધિક જાણું. તું તો૦ ૪

——[ • ]——

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

યોગ્યતા મેળવ્યાવિના કેવલ સેવામાર્ગ જોઈએ તેવો ઉપકારક થતો નથી.

કૃષ્ણ, રક્ત અને શુક્લ બ્રહ્મચર્યપર્યંત પહોંચી પછી વિમલ બ્રહ્મચર્યનું પરિપાલન કરવું ઉપકારક છે. ઇંદ્રિયસંયમ ક્રમપૂર્વક શરીરને વ્યથા ન થાય તેમ કરવો જોઈએ. શરીરમાં અશક્તિ આવી જાય એવા ઉપવાસ કે વ્રત કરવાં એ શાસ્ત્રીય દૃષ્ટિએ યોગ્ય નથી.

આરોગ્ય માટે તળેલી વા શેકેલી પવિત્ર વસ્તુ ખાવામાં અડચણ નથી. આહાર પરિમિત અને પથ્ય રાખવો. સાત્ત્વિક અને પરિમિત આહાર ઉપવાસથી પણ વધારે સારું ફળ આપે છે.

ધૂમ્રપાન કરનારા મંડળમાં બેસવાનો પ્રસંગ આવે ત્યારે સાચવીને બેસવું કે, જેથી પોતાની દિશામાં ધૂમ્રનો પ્રવાહ ન આવે.

ઇંદ્રિયોનું દમન ક્રમપૂર્વક કરી તે નિર્દોષ પ્રવૃત્તિ કરે તેવી સ્થિતિમાં તેમને લાવી મૂકવી. શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો પ્રત્યેક ઇંદ્રિયને પોતાના અધિદેવસાથે અભેદભાવવાળી કરવી.

મુમુક્ષુએ સેવામાર્ગને માટે પૈસા એકઠા કરવાના પ્રયત્નમાં પડવું તે યોગ્ય જણાતું નથી. શુભકર્મ અને જપતપ વગેરે કરતાં અનાયાસે અન્ન, વસ્ત્ર ને દ્રવ્ય આદિ જે મળે તે ઉપર નિર્વાહ ચલાવવો, અને અનુકૂળતા પ્રમાણે પરોપકારરૂપ સેવાધર્મ ચાલુ રાખવો. પોતાને અન્ન, વસ્ત્ર કે પુસ્તક જેટલું અપેક્ષિત હોય તેટલું કોઈ સુયોગ્ય પાસે માગતાં પ્રત્યવાય નથી.

ખેડુતોને નીતિને માર્ગે ચાલવા, પોતાની ખેડ સારી રીતે કરવા, કરકસરથી વર્તવા, નિત્યકર્મ ને પ્રભુભજન કરવા, અને ઉપયોગપૂરતું ભણવા ઉપદેશ અપાય તે હિતકર છે.

સનાતનધર્મનો ઉદ્ધાર કે પ્રચાર કરવા પ્રયત્ન કરવો એ સમજુ બ્રાહ્મણનું કર્તવ્ય છે.

શ્રદ્ધાભક્તિથી કોઈ અન્ન આપી જાય તો તે લેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી, કોઇને ઘેર લેવા જવું કે ન જવું એ તમારી ઇચ્છાનો વિષય છે. કોઈ નિમંત્રણ કરે તો તેને ઘેર જઈ અન્નાદિ લાવવામાં શાસ્ત્રીય રીતે બાધ નથી.

યોગ્ય વેપાર કરનાર વેપારી પોતાની કમાઈમાંથી શ્રદ્ધાપ્રીતિથી કંઈ અર્પણ કરે તો તે લેવામાં કે કોઈ શૂદ્ર પણ ભાવથી અર્પણ કરે તો તેમનું અન્નાદિ લેવામાં પણ ધર્મ પાળનાર બ્રાહ્મણને બાધ નથી.

દેવપાસે કોઈ ધરી જાય, અને તેનો પૂજક ઉપયોગ કરે તો તેમાં પણ બાધ નથી.

તમારે તમારું મુખ્ય કામ પડતું મૂકીને તેમાં પ્રવૃત્તિ કરવી એ જો તમારા જીવનના મુખ્ય ઉદ્દેશને વ્યાઘાત પહોંચાડે તેમ હોય તો તે ઇષ્ટ નથી.

અંતઃકરણની શુદ્ધિ, સ્થિરતા અને સૂક્ષ્મતામાં વધારો કરતા રહેશો. ( ચાલુ )

## मदालसा*

[ અનુવાદક.-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃ૪ ૧૪૮ થી )

स एवमनुशिष्टः सन् मात्रा संप्राप्य यौवनं ।
ऋतुध्वजसुतश्चक्रे सम्यग्दारपरिग्रहं ॥

ઋતુધ્વજના એ પુત્રને તેની માએ એ પ્રમાણે અનુશાસન (શાસ્ત્રોપદેશ) આપ્યા પછી યુવાન અવસ્થા સાંપડતાં તેણે શાસ્ત્રવિધિ અનુસાર યોગ્ય કન્યાસાથે લગ્ન કર્યું.

पुत्रांश्चोत्पादयामास यज्ञैश्चाप्ययजद्विभु ।
पितुश्च सर्वकालेषु चकाराज्ञानुपालनं ॥

શાસ્ત્રની આજ્ઞાઓને અનુસરીને તેણે પુત્રો ઉત્પન્ન કર્યા, યજ્ઞો કરવાનું સામર્થ્ય મેળવીને યજ્ઞોવડે ઈશાદિના ઈશ્વરોનું તથા દેવાદિના દેવોનું યજન કર્યું, અને સર્વ પ્રસંગોમાં પિતાની આજ્ઞાઓનું યથાવત્ પરિપાલન કર્યું

ततः कालेन महता संप्राप्य चरमं वय ।
चक्रेऽभिषेकं पुत्रस्य तस्य राज्ये ऋतुध्वज ॥

તે પછી લાંબે કાળે વૃદ્ધાવસ્થા આવતાં ઋતુધ્વજે તેના રાજ્યમાં પુત્રનો અભિષેક કર્યો ( પુત્રને રાજ્ય સોંપ્યું )

भार्यया सह धर्मात्मा यियासुस्तपसे वनं ।
अवतीर्णो महीरक्षो महाभागो महीपति ॥

પૃથ્વીનું રક્ષણ કરવાવાળો મોટા ભાગ્યવાળો તે ધર્માત્મા રાજા તપનું સેવન કરવા વનમાં જવાની ઇચ્છાવાળો થઈને તપનું સેવન કરવા પછી વનમા જવા નીકળ્યો

मदालसा च तनयं प्राहेदं पश्चिमं वच ।
कामोपभोगसंसर्गप्रहाणाय सुतस्य वै ॥

તે સમયે પોતાના પુત્રને કામના ઉપભોગમાંથી તથા કામના સંસર્ગમાંથી છોડાવવાના આશયથી મદાલસાએ પુત્રને આ છેલ્લું વચન કહ્યું.

**मदालसोवाच ॥** મદાલસા કહે છે.

यदा दुःखमसह्यं ते प्रियबन्धुवियोगजं ।
शत्रुबाधोद्भवं वापि वित्तनाशात्मसंभवं ।
भवेत्त्वत्कुर्वतो राज्यं गृहधर्मावलंबिनः ।
दुःखायतनभूतो हि ममत्वालंबनो गृही ।

---

* ગત અંકના પૃ૪ ૧૪૭ મે ત્રીજા શ્લોક નીચેનો અનુવાદ સ્પષ્ટતા માટે નીચે પ્રમાણે સુધારી વાંચવાનો છે

" પુત્રનો જન્મ થતાં પિતાએ સ્પર્શની યોગ્યતામાટે વસ્ત્રોસહિત સ્નાન કરવાનો વિધિ છે અને મરણપ્રસંગે પણ સ્પર્શની યોગ્યતા માટે વસ્ત્રોસહિત સ્નાન કરવાનો વિધિ છે."

એવી રીતે છઠ્ઠા શ્લોકનો અનુવાદ પણ નીચે પ્રમાણે સુધારી વાંચવાનો વિધિ છે.

" મરેલાને ઉદ્દેશીને એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવા જોઈએ પ્રથમ સપિંડીકરણ ( પિંડ માટેની યોગ્યતા કરવાનું ) શ્રાદ્ધ કરવું જોઈએ તથા પછી માસિક, ૭ માસિક ને વાર્ષિક એમ એક વર્ષપર્યંત એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવાં જોઈએ

तदास्मात् पुत्र निष्कृष्य मद्दत्तादंगुलीयकात्।
वाच्यं ते शासनं पट्टे सूक्ष्माक्षरनिवेशितं॥

મમતાના આલંબનવાળો ગૃહસ્થ દુઃખોના આયતન(ઘર)ભૂત છે તેથી ગૃહસ્થધર્મને અવલંબ કરી રહેનારા તમને રાજ્ય કરતાં ક્વચિત્ પ્રિય બંધુઓના વિયોગને કારણે શત્રુઓએ કરેલી બાધા(નડતર)ને કારણે ધનના નાશને કારણે કે રોગઆદિને કારણે અસહ્ય દુઃખ થાય તે સમયે મેં તમને આપેલી આ વીંટીમાંથી ઝીણા અક્ષરે લખેલું શાસનપટ્ટ (આજ્ઞાનો લેખ) બહાર કાઢી તમારે વાંચવું.

इत्युक्त्वा प्रददौ तस्मै सौवर्णं सांगुलीयकं।
आशिषश्चापि या योग्याः पुरुषस्य गृहे सतः॥

એમ કહીને સોનાની વીંટીમાં રાખેલું તે શાસનપટ્ટ પુત્રને આપ્યું અને ઘરમાં રહેનારા ગૃહસ્થ પુરુષને ઉપયોગી આશિષો આપી.

ततः कुवलयाश्वोऽसौ सा च देवी मदालसा।
पुत्राय दत्वा तद्राज्यं तपसे काननं गतौ॥

પછી તે કુવલયાશ્વ ઋતુધ્વજ અને તે દેવી મદાલસા બંને તે રાજ્ય પુત્રને આપીને તપ કરવા વનમાં ગયાં.

(ચાલુ)

---

## नरपति उत्तम

[અનુવાદકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ]

(અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૫૮થી)

ततः स्वनगरं प्राप्य तं ददर्श द्विजं नृपः।
समेतं भार्यया चैव शीलवत्या मुदान्वितं॥

પછી રાજા પોતાના નગરમાં આવીને શીલવાળી ભાર્યા સમેત રાજી થયેલા તે બ્રાહ્મણને મળ્યા.

**ब्राह्मण उवाच॥** બ્રાહ્મણ કહે છે.

राजवर्य कृतार्थोऽस्मि यतो धर्मो हि रक्षितः।
धर्मज्ञेनेह भवता भार्यामानयता मम॥

હે ઉત્તમ રાજા! મારી ભાર્યાને લઈ આવીને ધર્મને જાણનારાવાળા તમે અહીં મારા ધર્મનું રક્ષણ કર્યું તેથી હું ખરેખર કૃતાર્થ થયો છું.

**राजोवाच॥** રાજા કહે છે.

'कृतार्थस्त्वं द्विजश्रेष्ठ निजधर्मानुपालनात्।
वयं संकटिनो विप्र येषां पत्नी न वेश्मनि॥

હે ઉત્તમ બ્રાહ્મણ! તમારા ધર્મનું પાલન કરવા તમે સમર્થ થયા તેથી તમે તો ખરેખર કૃતાર્થ થયા પણ હે બ્રાહ્મણ! હું પોતે સંકટમાં છું કે જે મારી પત્ની મારા પોતાના ઘરમાં નથી.

**ब्राह्मण उवाच॥** બ્રાહ્મણ કહે છે.

नरेन्द्र सा हि विपिने भक्षिता श्वापदैर्यदि।
क्रोधस्य वशमागम्य धर्मो नावेक्षितस्त्वया॥

હે રાજન્! તે તમારાં પત્નીને તો જંગલી જાનવરો કદાચ ખાઈ પણ ગયાં હોય. ક્રોધને વશ વર્તીને તમે તે સમયે તમારા ધર્મના પાલનમાં બાધા આવશે એવો વિચાર પણ ન કર્યો.

अलं तया किमन्यस्या न पाणिर्गृह्यते त्वया।
सन्ति राज्ञां गृहे कन्या शोभना नृपनंदन ॥

હવે તમે તમારાં તે પત્નીનો વિચાર કરવાનું માંડી વાળો. અન્ય કોઈ કન્યાનું તમે પાણિગ્રહણ (લગ્ન) કેમ કરતા નથી? હે રાજપુત્ર! રાજાઓના ઘરમાં રૂપાળી કન્યાઓ ઘણી છે.

**राजोवाच** ॥ રાજા કહે છે

न भक्षिता मे दयिता श्वापदै सा हि जीवति।
अविधूपितचारित्री कथमेतत् करोम्यहं ॥

મારી તે પત્નીને જંગલી જાનવરો ખાઈ ગયાં નથી, તે જીવે છે, અને તેનું ચારિત્ર પણ દૂષિત થયું નથી એવી સ્થિતિમા હું બીજી કન્યાનું પાણિગ્રહણ (લગ્ન) કેમ કરું?

**ब्राह्मण उवाच** ॥ બ્રાહ્મણ કહે છે

यदि जीवति ते भार्या न चैव व्यभिचारिणी।
अपत्नीकत्वजो जन्म किं पापं क्रियते त्वया ॥

જો તમારાં પત્ની જીવે છે અને જો તેણે વ્યભિચારદોષ પણ કરેલો નથી તો પછી પત્નીરહિત અવસ્થામાં રહેવાથી ઉપજતું પાપ તમે શા માટે કરી રહ્યા છો?

**राजोवाच** ॥ રાજા કહે છે.

आनीतापि हि सा विप्र प्रतिकूला सदैव मे।
दु खाय न सुखायालं तस्या मैत्री न वै मयि ॥

હે વિપ્ર! તેને લઈ અવાય તોપણ તે મને નિત્ય પ્રતિકૂળજ રહેનારી છે તેથી તેને લઈ આવું તોપણ તે મને સુખ આપનારી થાય એમ નથી પણ સંપૂર્ણ દુઃખનેજ આપનારી થાય એમ છે, તેને મારે વિષે જરાય મૈત્રી નથી

यथा ते ब्राह्मणी विप्र वशगा तव सुंदरी।
तथा त्वं कुरु यत्नं मे यथा सा वशगामिनी ॥

હે વિપ્ર! જેમ મારા પ્રયત્નથી તમારા પત્ની પ્રથમ સ્વચ્છંદ વર્તનારા હતાં તે હવે તમને વશ વર્તનારા થયાં છે તથા પ્રથમ કુરૂપ હતાં તે હવે સુરૂપ થયાં છે તેમ તમે પણ એવો કોઈ પ્રયત્ન કરો કે જેથી મારી પત્ની પણ મને વશ વર્તનારી થાય.

**ब्राह्मण उवाच** ॥ બ્રાહ્મણ કહે છે

त्वयि संप्रीतये तस्या वरेष्टिरुपकारिणी।
क्रियते मित्रकामैर्या मित्रविन्दां करोमि तां ॥

તેની તમારામા પ્રીતિ થવા માટે મિત્રની કામનાવાળાઓ જે વરેષ્ટિ (ઇચ્છિત આપે એવો યજ્ઞ) કરે છે તે વરેષ્ટિ ઉપકારક છે. મિત્રને મેળવનારી ઇષ્ટિ હું તમારે માટે કરીશ.

अप्रीतयो. प्रीतिकरी सा हि संजननी परा।
भार्यापत्योर्मनुष्येन्द्र तां तवेष्टिं करोम्यहं ॥

જે બે વચ્ચે પ્રીતિ ન હોય તે બે વચ્ચે પ્રીતિ પેદા કરનારી તે ઇષ્ટિ છે હે રાજન્! પુરુષને વિષે તેની ભાર્યા તથા છોકરાંઓની પ્રીતિને ઉપજાવનારી તે મોટી ઇષ્ટિ છે. તમારે માટે હું તે ઇષ્ટિ કરું છુ

यत्र तिष्ठति सा सुभ्रूस्तव भार्या महीपते।
तस्मादानीयतां सा ते परां प्रीतिमुपैष्यति॥

સારાં ભવાંવાળી તમારી તે પત્ની હે રાજન્! જ્યાં હોય ત્યાંથી તેડાવી લાવો, તે તમારે વિષે મોટી પ્રીતિને કરનારી થાશે.

इत्युक्तः स तु संभारानशेषानवनीपतिः।
आनिनाय चकारेष्टिं स च तां द्विजसत्तमः॥

બ્રાહ્મણે રાજાને એવું કહ્યાપરથી પછી તે રાજાએ અને તે બ્રાહ્મણે સંપૂર્ણ સામગ્રીઓ લાવીને તે ઇષ્ટિને કરી.

सप्तकृत्वः स तु तदा चकारेष्टिं पुनः पुनः।
तस्य राज्ञो द्विजश्रेष्ठ भार्यासंपादनाय वै॥

તે રાજાની ભાર્યાના સંપાદનમાટે તે બ્રાહ્મણે પાછી પાછી કરતાં જ્યારે સાત વાર તે ઇષ્ટિ કરી.

यदारोपितमैत्रीं ताममन्यत महामुनिः।
स्वभर्तरि तदा विप्रस्तमुवाच नराधिपं॥

અને જ્યારે પોતાના પતિને વિષે તે પત્નીને પૂરેપૂરી મૈત્રીનું આરોપણ થયું છે એમ તે મોટા મુનિએ માન્યું ત્યારે બ્રાહ્મણ તે રાજાને કહે છે.

आनीयतां नरश्रेष्ठ या तवेष्टात्मनोऽन्तिकं।
भुंक्ष्व भोगांस्तया सार्द्धं यज यज्ञांस्तयादृतः॥

હે રાજા! હવે જે તમારી વહાલી છે તેને તમારી પાસે લઇ આવો, તેની સાથે ભોગોને ભોગવો અને આદરવાળા થઇને યજ્ઞોનું યજન કરો. (ચાલુ)

——— [ * ] ———

## દ્દઢ ભાવના

[ લેખકઃ—શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા ]

અવિદ્યા સહિત વાસના દૂર થાય તો મોક્ષ છે.

રજ્જુને સર્પરૂપે દેખું એમાં મારી સમજની અને પુરુષાર્થની ખામી છે, તેમ બ્રહ્મ છે છતાં બ્રહ્મને જગત્‌રૂપે માનું અને વ્યવહાર કરૂં તેમાં મારી સમજની અને મારા પુરુષાર્થનીજ ખામી છે.

અનુચિત પ્રવૃત્તિ અને સાંસારિક વાસના બધા અનર્થોનું કારણ છે. અભ્યાસ વૈરાગ્યથી જ્યારે જીવ બ્રહ્મની એકતાનો બોધ થઇ જાય અર્થાત્ સર્વત્ર સર્વસમયે બ્રહ્મદૃષ્ટિ થાય તો જીવન્મુક્ત થયો ગણાઉં.

નભમાં, પાતાલમાં કે ભૂતલ ઉપર મોક્ષનું કોઇ સ્થાન નિયત નથી. મોક્ષને સ્થળ કે કાળની અપેક્ષા નથી. બ્રહ્મનું જ્ઞાન થાય ને તેથી વાસનાનો નાશ થાય તો મોક્ષ સ્વાભાવિક છે.

આ દેખાતા પદાર્થો લેવા જેવા, સંઘરવા જેવા કે ત્યાગવા જેવા છે, આવી બુદ્ધિ બંધ છે. ભેદબુદ્ધિ દૂર થાય તો મોક્ષ છે.

ઉત્તમ લોકોની પ્રાપ્તિ એ ગૌણરૂપ મુક્તિ છે. કૈવલ્ય મુક્તિ મુખ્યરૂપ છે. તે જીવ-બ્રહ્મની એકતાના વિચારથી પ્રાપ્ત થાય છે.

મનના સ્ફુરણથી જગતની ઉત્પત્તિ છે મનનો સ્વસ્વરૂપમાં લય તે સંસારનો લય છે. મન બાધ પામે તો જગત્ બાધ પામે છે.

બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ એ મુક્તિ છે.

કોઈ સ્થળે જઈને મુક્તિ લાવી શકાતી નથી. જીવબ્રહ્મની એકતાનો નિશ્ચય કરી લેવાથી મુક્ત થવાય છે.

જો જગત્ જેવુ કાંઈ હોય તો તેનો નાશ સભવે જગતરૂપ પ્રપચ મિથ્યા છે. જેમ દોરડીમાં સાપ કલ્પિત છે, તેમ બ્રહ્મમા જગત્ કલ્પિત છે. જગત સ્થાયિ નથી જગત્ તો વ્યાવહારિક છે. શુદ્ધ બ્રહ્મ પારમાર્થિક છે

સંસારના તમામ પદાર્થ અસત્ જડ દુઃખરૂપ વિકારી અને અસ્થિર છે ને મર્યાદિત છે. સંસારને ને સંસારના પદાર્થને સત્ય માનવા એજ અજ્ઞાનતા છે. બ્રહ્મમાં માયા અને માયિક પદાર્થો કલ્પિત છે કલ્પિત છે એટલે નથી છતા સ્વીકારાય છે. કલ્પના એ મનની છે. મનનો નાશ કરવાથી મનને શાસ્ત્રીય રીતે કાબુમાં રાખવાથી મન બ્રહ્મરૂપ થાય છે. મન બ્રહ્મરૂપ થયે માયા અને માયિક પદાર્થો બ્રહ્મથી અભિન્ન છે એમ વિચારને અંતે સમજાય છે. વિચાર એ સાર છે

પ્રત્યક્ષ દેખાતું જગત્ સ્વપ્ન સમાન છે. સ્વપ્નમાં દેખાતા પદાર્થો સ્વપ્નુ દૂર થયે જાગ્યા પછી મિથ્યા લાગે છે તેમ જાગ્રતનો સસાર મહાજાગ્રત(કેવળ જ્ઞાનદશા)માં મિથ્યા જણાવા લાગે છે અંતઃકરણની બધી અવસ્થાનું અધિષ્ઠાન બ્રહ્મજ છે. અધ્યસ્ત હોય તે અધિષ્ઠાનથી ભિન્ન ન હોય.

અદ્વૈત આત્મામાં જગતનું હોવું સભવિત નથી. રજ્જુ સર્પરૂપે ભાસે તેથી રજ્જુમાં સર્પનું હોવું સંભવિત નથી. બ્રહ્મમાં પ્રપચનો દેખાવ મિથ્યા છે, પ્રપંચ નથી છતાં ભાસે છે. બ્રહ્માત્માનો બોધ થાય તો જગત્‌ના મિથ્યાત્વમાં સંશય રહેશે નહિ

જેમ દરિયામાંના મોજાં, લહરીઓ, ફીણ, તરંગ એ સર્વે દરિયાના પાણીરૂપ છે દરિયાના પાણીથી ભિન્ન નામમાત્ર-કહેવામાત્ર છે તેમ માયિક જગત્ વાસ્તવિક બ્રહ્મજ છે માયિક જગત્ નામમાત્ર-કહેવામાત્ર છે. પરમાર્થદૃષ્ટિ મેળવ્યા પછી અસ્તિ ભાતિ અને પ્રિયરૂપે સર્વે કાંઈ બ્રહ્મરૂપ થાય છે બુદ્ધિદૃષ્ટિને એ પ્રકારની કેળવણી આપવી જોઈએ

જેમ ભૂષણોનાં નામ રૂપ અને વ્યવહાર કલ્પિત છે, વસ્તુતઃ સુવર્ણ બધાં અલકારો (ઘરેણાં)માં એક છે, તેમ જગતનાં પ્રાણિપદાર્થોના નામ રૂપ અને વ્યવહાર કલ્પિત છે. પરમાર્થતઃ બ્રહ્મ બધાં પ્રાણિપદાર્થોમાં સળગસૂત્ર જેવુ એક અનુસ્યૂત છે.

સંસાર સત્ય હોત તો વિકારી ન હોત. જો સસાર સત્ય હોત તો જડરૂપ ન હોત જો સંસાર સત્ય હોત તો દુઃખરૂપ ન હોત. જો સસાર સત્ય હોત તો તત્ત્વજ્ઞાનથી તે બાધ ન પામત સંસાર સ્વપ્ન સમાન છે જેમ સ્વપ્નના તમે દ્રષ્ટા છો તેમ તમારા સંસારના તમે દ્રષ્ટા છો સ્વપ્નનો દ્રષ્ટા પોતેજ સ્વપ્નના પ્રાણિપદાર્થરૂપે થાય છે તેમ જાગ્રતનો દ્રષ્ટા પોતેજ જાગ્રતના પ્રાણિપદાર્થરૂપે થાય છે છતાં જાણે બહાર હોય એમ દેખાય છે

જેમ ઘડો, કોડીઉ, સકોરૂં ઈત્યાદિ નામરૂપ વિકારોમાં માટીજ એક, સત્ય છે તેમ સર્વે જગતમાં વ્યાપક એક બ્રહ્મ સત્ય છે બ્રહ્મમા સર્વે કલ્પિત છે

વેદાન્તમાં જગતનો અત્યંતાભાવ લખ્યો છે, એથી સર્વ શબ્દો અને શબ્દોવડે સમજાતા વિષયો મિથ્યા હોવાથી એક બ્રહ્મ સત્ય છે. બ્રહ્મ સિવાય બધું વાચારંભણ છે.

દ્રષ્ટા દર્શન દૃશ્ય આદિ ભેદથી રહિત શુદ્ધ સચ્ચિદાનંદ બ્રહ્મ હું સદા નિર્વિકાર છું આવી ભાવના મુક્તપ્રદ છે.

જેમ ઝાડનું ઠૂંઠું અંધકારમાં ચોરરૂપે દેખાય છે તેમ બ્રહ્મ સ્વ અજ્ઞાનવડે જગત્‌રૂપે ભાસે છે. બ્રહ્મજ્ઞાન થાય ત્યારે જગત્ બ્રહ્મરૂપે ભાસે છે.

સંસારમાં શબ્દ અને શબ્દથી નીકળતો અર્થ કલ્પિત છે અને પરબ્રહ્મ સદા અદ્વૈત (એક) છે. ભેદ માનવો એજ અજ્ઞાન છે.

જેમ બુદ્‌બુદા તરંગ, લહરી, ચક્ર (ભ્રમરી) આદિ બધું જલરૂપ છે, તેમ જગતમાં નામ, રૂપ ને ક્રિયા વાસ્તવિક સ્થિતિમાં એક બ્રહ્મ છે.

જગતનું મૂળ બ્રહ્મની અણસમજ છે. બ્રહ્મની સમજ મળે છે ત્યારે જગત્ જગત્‌રૂપે ટકતું નથી.

જ્ઞાનાગ્નિથી સંસારની સ્થિતિ રહેતી નથી.

બ્રહ્મચૈતન્યમાંજ આ સંસાર મિથ્યારૂપે પ્રતીત થાય છે.

ઉપદેશમાટે ગુરુ, શિષ્ય આદિ ભેદ છે. વાસ્તવે દ્વૈત નથી. દ્વૈત નથી તો જગત્‌ની સત્યતા કેવી? જગત્ મિથ્યા છે.

——[ * ]——

## સ્મરણ

[ સ્મરણ કરનારઃ—દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

કૃપાનાથનું જીવન એટલે મહાજીવન. એ મહાજીવનના મહાપ્રસંગોનું સ્મરણ થાય છે ત્યારે આત્માનંદ અનુભવાય છે!

કૃપાનાથ એક અવતારી મહાપુરુષ થઈ ગયા—અને—મહાપુરુષ હોય છે તે સદા-સર્વદા પરમાત્મા સાથે સંલગ્ન રહેતા હોય છે—એટલે એમના જીવનના નાનામોટા પ્રત્યેક પ્રસંગમાં પારમેશ્વરી ઝલક અવશ્ય આવી જાય છે—અને—એમને અભિમુખવૃત્તિવાળા એની ઝાંખી પણ કરી શકે છે.

**સં.** ૧૯૮૭-ગ્રીષ્મ ઋતુ-વૈશાખ-માસ-ગુજરાત દેશ-કપડવંજથી ઉત્કંઠેશ્વરની યાત્રા-મોટરબસ એટલે પેટ્રોલ નામના તેલ જેવા ખનીજ પદાર્થથી ચાલતું યાંત્રિક વાહન-તેમાં કૃપાનાથ સાથે અમે-થોડાંએક ભાઈઓ અને બહેનો પણ હતાં. કપડવંજના ગુરુબંધુ ત્રિકમલાલભાઈ તરફથી આ યાત્રા-પ્રસંગ યોજવામાં આવ્યો હતો. આ મોટરબસમાં વચ્ચે આરામખુરશી ગોઠવી હતી અને તેમાં કૃપાનાથ બિરાજ્યા હતા. આસપાસ અમે સૌ ગોઠવાઈ ગયાં હતાં. એ ચાલતી મોટરબસમાં કૃપાનાથનું આનંદસ્વરૂપ કેમ જાણે પૂર્ણપણે પ્રકટયું ન હોય!-કૃપાનાથના પૂર્ણ પ્રસન્ન મુખારવિંદમાંથી આનંદવાર્તારૂપી દિવ્ય સરસ્વતી સરવા લાગ્યાં—એ દિવ્યસ્રોતમાં અમે સૌ તરબોળ થવા લાગ્યાં—અમારે માટે તો જાણે એક દિવ્યરસ સૃષ્ટિ ખડી થઈ-અમે સૌ જાણે એ દિવ્યરસમાં ઓળપાઈ ગયાં-આત્મભાન ભૂલ્યાં-જાણે સૌને રસસમાધિ લાગી ગઈ-"**रसो वै सः**"-નો-જાણે સાક્ષાત્કાર થયો... !

આ પ્રસંગના અનુભવ પછી શ્રીકૃષ્ણ ભગવાનની રાસલીલાનું રહસ્ય વધારે સમજાવા લાગ્યું એમ…હજી પણ…એ પ્રસંગનું સ્મરણ થાય છે, ત્યારે રોમાંચ થાય છે–કોઈ અદ્ભુત આનંદ અનુભવાય છે… !

× × × × ×

શાસ્ત્રીજીનાં વ્યાખ્યાનોમાં કંઈક 'નવું' અનુભવાય છે…'અનુભવવું' કહેવાતું હોય એમ લાગે છે…'Words are Born & Reborn' એ ઉક્તિ અનુસાર શાસ્ત્રના શબ્દો સ્વાનુભવમાં ઝબોળાઈને પુનઃ પ્રકટતા હોય એવું એમની વાણીમાં જણાય છે…"

× × × × :—આ પ્રમાણે સુરતના બાલાજીના મંદિરમાં–સં. ૧૯૮૭–ગ્રીષ્મ વ્યાખ્યાનમાળા પરત્વેનાં કૃપાનાથનાં વ્યાખ્યાનોના શ્રવણ પછી વિદ્વાન્ શ્રોતાજનોની પરસ્પરની વાતોમાંથી ઉપલબ્ધ થયેલું… !

આ અભિપ્રાય શિષ્યમંડળમાં નહિ એવી તટસ્થ વ્યક્તિઓનો અને–તે–પણ ગુજરાતના અગ્રણી વિદ્વાનોમાં જેમની ગણના થાય એવા સુરતના સંસ્કારી સજ્જનોનો… !

આ ગ્રીષ્મવ્યાખ્યાનમાળાને અંગે કૃપાનાથના વ્યાખ્યાન પછી શ્રી તાપી બ્રહ્મચર્યાશ્રમવાળા સ્વામીજીનું વ્યાખ્યાન ગોઠવાયેલું–એટલે–કૃપાનાથ સ્વસ્થાને પધારી ગયા પછી સ્વામીજી વ્યાખ્યાન આપતા–અને–તે પણ કૃપાનાથના આસન પાસે ઊભા રહીને… !

અને તેના કારણમાં સ્વામીજી કહેતા કે—".. ઐસે શ્રોત્રિય ઔર બ્રહ્મનિષ્ઠ મહાત્માકે આસનપર બૈઠ જાના–યહ શાસ્ત્ર ઔર શિષ્ટાચારકી દૃષ્ટિસે જરાભી ઉચિત નહિ હૈ……… "

બાલાજીના મંદિરમાં ચોગાનમાં કૃપાનાથના ચરણસ્પર્શ માટે ભાવિકોની પડાપડીનું અનેરું દૃશ્ય હજી પણ સ્મરણપટપર તાજુંજ તર્યા કરે છે… !

સુરતમાં કૃપાનાથનો ઉતારો ગુજરાતના એક સાક્ષર ને કેળવણીકાર સ્વ. ગણપતરામ અનુપરામ ત્રવાડીને ઘરે હતો–આ ગણપતરામભાઈ પણ કૃપાનાથના અનન્ય શિષ્યોમાંના એક હતા.

આ વખતે સુરતમાં કૃપાનાથના યજમાનતરીકે સ્વ ગણપતરામભાઈના ભત્રીજા શ્રી. જમિયતરામભાઈ વકીલ હતા–તેમણે કૃપાનાથની શરીરપ્રકૃતિ શિથિલ જોઈને ગ્રીષ્મવ્યાખ્યાનમાળાનો શ્રમ ન લેવામાટે પ્રાર્થના કરી–પરંતુ પ્રત્યુત્તરમાં કૃપાનાથે કહેલું કે —

" આગળથી આ વ્યાખ્યાનમાળાનો ક્રમ ગોઠવાઈ ગયો છે–અને–પ્રસિદ્ધ પણ થઈ ગયો છે–એટલે–હવે–તેમાં ફેરફાર કરાવવો એ ઠીક નહિ… ? "

કૃપાનાથની આ કર્તવ્યનિષ્ઠા–અને કર્તવ્યપાલનમાટેનો એઓશ્રીનો સદાગ્રહ… !

× × × × ×

ઈ. સ. ૧૯૩૧–સં ૧૯૮૭–ચૈત્ર માસ–કરાચીમાં–કોંગ્રેસનું અધિવેશન–તે વખતે તેની પડોશમાં–સનાતન ધર્મ સભાનું પણ અધિવેશન–હતું–તેના પહેલા દિવસના અધિવેશનના અધ્યક્ષપદે કૃપાનાથ બિરાજેલા… !

અધ્યક્ષપદેથી કૃપાનાથે હિંદી ભાષામાં પ્રવચન કરેલું–પ્રસન્નગંભીર ને ઓજસ્પૂર્ણ એવી એઓશ્રીની સાત્ત્વિક વાણીનો પ્રવાહ હજી જાણે સૂક્ષ્મભાવે ગુંજે છે…!

કૃપાનાથની મંડનાત્મક શૈલી દૃષ્ટાંત ને દ્યોતન–ન ડંખ ન દંભ–સનાતન સિદ્ધાંતોનું તર્કશુદ્ધ પ્રતિપાદન હૃદયંગમ ને બુદ્ધિગમ્ય–વિશ્વશાંતિ ને વિશ્વકલ્યાણમાટેનીજ ભાવના પ્રેરણા ને પ્રાર્થના…!

આથી, અનેરું અલૌકિક એવું શુદ્ધસાત્વિક વાતાવરણ અનુભવાયેલું-દિવ્યપ્રકાશને દિવ્યસુવાસ અનુભવાયેલાં-કૃપાનાથનું દિગ્દર્શન અનુભવાયેલું.

હજી જાણે એ સઘળું અનુભવાય છે...!

× × × × ×

સં. ૧૯૮૬-ચૈત્ર માસ-ગુજરાતના મહેસાણામાં અતિરુદ્ર-મહાયજ્ઞ...!

કૃપાનાથની દિવ્યદ્રષ્ટિતળે આ અતિરુદ્ર મહાયજ્ઞનો યજનપ્રબંધ યોજાયેલો. ગુરુબંધુ મયાચંદભાઈ આ યજ્ઞના યજમાન હતા...!

ગુજરાતમાં આવો અતિરુદ્ર ઘણાં વર્ષો પછી થવા પામેલો વૃદ્ધોને પણ સાંભરે નહિ એટલે દર્શનમાટે આસપાસના ને દૂરના લોકોનાં ટોળેટોળાં ઉભરેલાં. પ્રારંભથી પૂર્ણાહુતિપર્યંત સ્ત્રીઓ ને પુરુષો-વૃદ્ધો ને બાળકો એમ ભાવિક દર્શનાતુરોનો પ્રવાહ સતત ચાલુ રહેલો અને એ રીતે માનવની જિજ્ઞાસાવૃત્તિ, નવીનપ્રિયતા, ધર્મપ્રેમ ને પૂજન ભાવનાનાં દર્શન થયેલાં...!

આ યજ્ઞસત્ર દરમ્યાન કૃપાનાથનાં દર્શનમાટે પણ લોકો ઉભરાતા-ઉતારાનાં દ્વાર આખો દિવસ ઉઘાડાં રાખવા પડતાં-પ્રાતઃકાલના ઉત્થાનથી માંડીને રાત્રિના શયનપર્યંત-શૌચસ્નાન કરવા પધારે ત્યારે, ભોજન કરીને પધારે ત્યારે, કથાશ્રવણ કરાવવા પધારે ત્યારે, યજ્ઞમંડપમાં પધારે ત્યારે-એમ-સર્વ પ્રસંગે લોકો દર્શનમાટે ઉભાજ હોય-ચરણસ્પર્શ માટે પણ પડાપડી કરે-ભાવિકોના મંદિરમાં ધરે છે તેમ કૃપાનાથના આસન આગળ પાઈ પૈસો ધરે ને ચોખાની ઢગલી કરે...!

આ સમયે કૃપાનાથની સ્વસ્થતા, સુપ્રસન્નતા ને સુવ્યવસ્થાશક્તિનાં દર્શન થયેલાં-તેજસ્વી એવા સાત્વિક કર્મયોગી સ્વરૂપે કૃપાનાથનાં દર્શન થયેલાં...!

"યોગઃ કર્મસુ કૌશલમ્।" આ સૂત્ર કૃપાનાથમાં ચરિતાર્થ થયેલું અનુભવાયું...!

યજ્ઞનું કાર્ય પાર પાડવા માટે અલૌકિક સહાયની અપેક્ષા રહે છે-એટલેજ-સંત મહાત્માઓની પ્રત્યક્ષ છાયાતળે યજ્ઞોનું યજન કરવું-કરાવવું એ અગત્યનું ને ઉપકારક ગણાય છે.

યજ્ઞ કરવો કે કરાવવો એ સહેલું નથી-સંતોષી ને સાત્વિક ઋત્વિજો મેળવવા ને યોજવા એ પણ સહેલું નથી-યજમાને આરંભથી અંતપર્યંત યત્નશીલ, શાંત ને ઉદાર રહેવું એ પણ સહેલું નથી-સાધનસામગ્રી શુદ્ધ હોવી ને વિધિવિધાન યથાવત્ જાળવવાં એ પણ ઘણું કષ્ટસાધ્ય છે.

ટૂંકામાં યજ્ઞનો આત્મા જો ન સમજાય, તો પછી જડ ક્રિયાનો કોઈ અર્થ નથી...!

અને-એટલા માટેજ યજ્ઞ જેવા મહાકાર્યમાં કુનેહથી કાર્યપણ સાથે દૈવી પ્રકારની પણ અત્યંત અપેક્ષા રહે છે-અને તેથીજ સંત મહાત્માઓની પ્રત્યક્ષ દૃષ્ટિ તળે યજ્ઞોનું યજન પૂર્ણ સફળતા ભર્યું થઈ રહે છે...!

અતિરુદ્ર મહારુદ્ર, વિષ્ણુયાગ, શતચંડી, ગાયત્રીપુરશ્ચરણ, ભાગવતપારાયણ, ગીતાપાઠ ને વેદપાઠ હોમાત્મક ને પાઠાત્મક કે જપાત્મક યજ્ઞાદિક-અનેકવાર-કૃપાનાથની દિવ્યદ્રષ્ટિતળે થયેલાં-અને-એ રીતે આસુરી સત્ત્વોને શમાવવાને શ્રેયસ્કર એવાં દૈવી તત્વોને પુષ્ટ કરવામાં એઓશ્રી જગત્કલ્યાણ ફાળો આપી ગયા છે...!

યજ્ઞ એટલે-ત્યાગ, દાન, આત્મસમર્પણ, પરાર્થજીવન, વિરાટ્‌માં ઓળપાઈ જવું. વિરાટ્‌માટે હોમાઈ જવુ... !

આવું યજ્ઞજીવન જીવી જવું એમાંજ મનુષ્યાવતારની મહત્તા છે—અને—આવું યજ્ઞજીવન જીવી શકે છે તેજ મનુષ્યોમાં મહાપુરુષ .. !

કૃપાનાથનું જીવન પણ આવું યજ્ઞજીવનજ હતું... !

---

## जीवना अंतःशत्रुओ

[ લેખકઃ—શાસ્ત્રી હરદત્ત રેવાશંકર જોશી ]

આજે મહારાજા ભર્તૃહરિ પોતાના અશ્વ ઉપર સ્વાર થઈ એકાએક વનમાં ફરવા નીકળ્યા હતા. એક વનમાંથી બીજા વનમાં એમ વનોપવનમાં વિહાર કરતા કરતાં તેમની દૃષ્ટિ એક સુંદર આશ્રમ ઉપર પડી દૂરથી આશ્રમ શાંત અને રમણીય જણાતો હતો, આશ્રમના પવિત્ર શાંત અને અહિંસામય વાતાવરણની અસર આશ્રમની આજુબાજુના પ્રાણીઓપર પણ થએલી જણાતી હતી "अहिंसाप्रतिष्ठायां तत्संनिधौ वैरत्यागः" અહિંસાની સંપૂર્ણપણે પ્રતિષ્ઠા જે અંતકરણમા થઈ જાય છે તે અંતઃકરણવાળા મનુષ્યના સાંનિધ્યમાં આવતા અન્ય જીવોના અંતઃકરણ ઉપર પણ એવી અસર થાય છે કે તેઓના અંતઃકરણમાં બીજરૂપે પણ રહેલ હિંસાના—સ્વાભાવિક વૈરના સંસ્કારો નાશ પામી જાય છે; તેથી સ્વાભાવિક વૈરભાવવાળાં સિંહ અને હરિણ, વાઘ અને વાછરડાં જેવા વનપશુઓ ઋષિમુનિઓના પવિત્ર આશ્રમોમાં સાથે જલ પીતાં અને નિવાસ કરતાં દેખાય છે, તેવાંજ દર્શન ભર્તૃહરિ રાજાને આજે આશ્રમની અંદર અને બહાર વસતાં પશુઓમાં થયાં.

જેમ જેમ આશ્રમની સમીપમાં જતા ગયા તેમ તેમ રાજા ભર્તૃહરિના મનના સંકલ્પો શાંત થવા લાગ્યા. જ્યાં મહાન્ તપસ્વી બ્રહ્મદર્શી મહાત્માઓનો નિવાસ હોય છે; તે સ્થાન એટલા બધા સાત્વિક પરમાણુઓથી ભરપુર હોય છે કે તે સ્થાનમાં પ્રવેશ પામનાર, અન્ય જીવાત્માઓનાં મન પણ શાંત થઈ જાય છે આવી સ્થિતિની કંઈક સમજણ રાજા ભર્તૃહરિને પડી કે અહીં કોઈ મહાત્મા પુરૂષ વસતા જણાય છે કે જેના પ્રભાવથી મારૂ મન શાંતિને પ્રાપ્ત થએલ હોય તેમ જણાય છે તેથી તે આશ્રમનાં ભાવપૂર્વક દર્શન કરવાની ઇચ્છા થઈ તેઓ આશ્રમના દરવાજા આગળ આવી ઉભા રહ્યા, પણ ત્યાં તેઓએ એક આશ્ચર્ય જોયું કે આશ્રમના સિંહદ્વારની બહાર બને બાજુએ એક એક એમ બે ભયંકર રાક્ષસની પત્થરની પ્રતિમાઓ ઊભી છે. તેનાં સ્વરૂપો વિકરાળ અને ભયંકર જણાતાં હતાં, તેની દાઢો અને પંજાઓ એવાં જણાતાં હતાં, કે જાણે એકવાર તેની દાઢ કે પંજામાં આવ્યા પછી તેમાંથી નીકળવું એ બહુજ દુષ્કર જણાતું હતું.

આ પ્રતિમાઓને સાશ્ચર્યનેત્રે જોઈ રાજા આશ્રમની અંદર ગયા; તો ત્યાં તેમને એક શાંત અને આત્માનંદમાં મસ્ત ધ્યાનસ્થ યોગીરાજનાં દર્શન થયાં. રાજાને આ યોગીરાજની શાંતિ અને મુખપરના ઐશ્વર્ય આગળ પોતાની લૌકિક સમૃદ્ધિ તુચ્છ જણાવા લાગી રાજાના મનમાં એમ તો થયું કે મારી પાસે લૌકિક રાજ્યાદિ સંપત્તિ છે, તેના કરતાં અતિ ઉચ્ચ કોઈ વસ્તુ આ યોગીમહારાજ પાસે હશે કે જેને લઈ તેઓ મારા સંસારના અલ્પ આનંદ કરતાં અનંતગણા આનંદમાં મસ્ત છે.

આ પ્રમાણે રાજા વિચાર કરે છે ત્યાં યોગીરાજનાં નેત્ર શનૈઃ શનૈઃ ઉઘડ્યાં, અને સ્વસ્થ થયા પછી રાજાને જણાવ્યું કે રાજન્! રાજ્યનાં કામકાજ કરતાં છતાં મનુષ્યજીવનનું મુખ્ય કર્તવ્ય જે પોતાના આત્મસ્વરૂપને ઓળખવું તે માટે કંઈ પ્રયત્ન કરો છો કે કેમ? રાજન્! જે મનુષ્યને હિત અને અહિતની ખબર નથી, શ્રુતિ શાસ્ત્રે જે વિષયી પુરુષનો વારંવાર તિરસ્કાર કરેલો છે, અને જેને માત્ર પોતાનું પેટ ભરવા પુરતીજ ખેવના છે તે પુરુષરૂપ પશુમાં અને ખર બળદ આદિ પશુમાં કંઈ પણ તફાવત નથી.

**अहितहितविचारशून्यबुद्धेः श्रुतिशास्त्रैर्बहुभिस्तिरस्कृतस्य तस्य उदरभरणमात्रकेवलेच्छोः पुरुषपशोश्च पशोश्च को विशेषः? ॥ श्रीशंकराचार्यः ॥**

રાજા—યોગીરાજ! આપની વાત સત્ય છે, પણ આત્મસ્વરૂપને ઓળખવા માટે મારાથી કંઈ બનતું નથી. **बाल्यं मया केलिकलापकैर्नीतं च नारी निरतेन यौवनम्।** 'મારી બાલ્યાવસ્થા રમતગમતમાં વ્યતીત થઈ અને યુવાવસ્થા યુવતીસ્ત્રીઓમાં આસક્ત થઈ વ્યતીત કરી રહ્યો છું.' માટે મારા ઉપર આપ દયા કરી મારો આ ભવસાગરમાંથી ઉદ્ધાર કરવા કૃપા કરો! અને આપને હું એક પ્રશ્ન પૂછું છું તેનો ઉત્તર આપવા આપ કૃપા કરો! "આપ આવા શાંત ધીર ગંભીર ને યોગની પ્રત્યક્ષ મૂર્તિરૂપ મહાત્મા છો; અને આ આશ્રમ પણ સાત્વિક વાતાવરણથી ભરપુર પવિત્ર અને શાંત છે; પણ આશ્રમના સિંહદ્વાર આગળ અસુરોની બે વિકરાળ ને ભયંકર મૂર્તિઓ શા માટે રાખવામાં આવી છે?

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥

'રજોગુણમાંથી જેની ઉત્પત્તિ છે, વિષયોરૂપ ભોજનથી કદીપણ સંતોષ નહિ પામનાર અને મહાન્ પાપી એવા અસુર' અને કામ ક્રોધની એ પ્રતિમાઓ છે. તે જીવાત્માના મહાન્ વૈરી છે.'

ત્રિવિધ નરકનાં દ્વારનાં બંને મોટાં દ્વારોમાં આ બંને અસુરો બેઠા છે. જે મનુષ્યો તેના પંજામાં આવી જાય છે, તે તેના વિકરાલ અને જટિલ પંજા અને દાઢોમાંથી શ્રીઈશની મહાન્ કૃપા વિના નીકળી શકવા સમર્થ થઈ શકતા નથી. જે દ્વંદ્વોના મોહથી જીવો આ સંસારચક્રમાંથી નીકળી શકતા નથી તે દ્વંદ્વોમાં મોહ ઉત્પન્ન કરાવનારા પણ આ બંને અસુરોજ છે.

રાજન્! તે અસુરોને તમે તમારા હૃદયમાં સ્થાન આપી રહ્યા છો; અને અમે તે અસુરોને અમારા પવિત્ર આશ્રમ બહાર રાખ્યા છે. તે એવો ઉપદેશ આપવા કે આ આશ્રમમાં યોગસાધન કે બ્રહ્મચિંતન કરવા આવનાર મનુષ્યે આ કામ ક્રોધરૂપ બંને અસુરોને ચિત્તમાંથી આશ્રમ બહાર મૂકીનેજ આશ્રમમાં આવવું. રાજન્! જ્યાંસુધી તમારા હૃદયમાં આ બંને અસુરોનું અત્યંત પ્રાબલ્ય છે, ત્યાંસુધી તમારા ઉદ્ધારની વાત દૂર રહે છે. ઉદ્ધારની ઇચ્છા હોય તો તે બંને અસુરોને અંતઃકરણમાંથી દૂર કરીને અહિં આવજો! આ યોગી તે પ્રસિદ્ધ યોગીરાજ ગોરક્ષનાથ હતા.

રાજા ભર્તૃહરિના મનમાં તે દિવસથી કામાદિ વાસના વધારનારી સંસારની નાશવંત માયિક સંપત્તિ ઉપર અભાવ આવી ગયો હતો. તેમાં રાણી પિંગલાવિષયક અશ્વપાલનો પ્રસંગ બનતાં સંસારનો ત્યાગ કરી રાજા ભર્તૃહરિ યોગીરાજના શરણે ગયા અને યોગયુક્ત બ્રહ્મચિંતનથી આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરી કૃતાર્થ થયા હતા.

—[*]—

# શ્રીવિવેકવિચાર

દોહરા

[ લેખક:—શ્રી માણેકલાલ નાનજી ચંદારાણા ]

( ગતાંકથી ચાલુ )

"જાગત જગપતિ દેખીએ, પૂરન પરમાનંદ;
સોવત મેં સાંઈવા મિલે, દાદુ સદા આનંદ."
આનંદ કદી ન છોડવો, આનંદ પ્રભુનું રૂપ;
આનંદ જો વિસરાય તો, પડાય ભવદુ:ખકૂપ
શબ્દાદિકને અનુભવે, કર્ણેન્દ્રિયાદિ જેમ;
સતચિત્સુખને અનુભવે, સ્પષ્ટપણે મન તેમ.
મનુષ્યજન્મની સફળતા, એજ ખરી કહેવાય;
પામે પૂર્ણ પ્રયત્નથી, મુક્તિ તેની થાય
સાધક! સત્વર ચેતજે, આણી દઢ વિશ્વાસ;
બહુ બળથી મન મારીને, છોડ વિષયની આશ
અલ્પાનંદ દેખાડીને, પૂર્ણાનંદનો નાશ;
વિષયવેરીઓ અહીં કરે, ત્યજજે તેની આશ.
માએ ધીયાં મુખડાં, તેપર મૂકે આગ;
રાચી રહ્યો શું જીવડા! ભાગી શકે તો ભાગ
( કાં નવ ચેતે જીવડા! વહ્યો જાય છે લાગ. )
આનંદસાગરમાં અહીં, ચાલે હોડી કાય;
તું તો સાગરરૂપ છે, તું હોડી ક્યમ થાય?
હર્ષ ન અસ્થિરમાં ઘટે, ઘટે ન રોવું તેમ;
શાંતિ સમભાવે રહો, શાસ્ત્રસંત કહે જેમ
કોઈ ફૂંકે બાણને, મુંને ન લાગે અલ્પ;
વજ્રતણું તનમન થયું, હવે નથી ભય સ્વલ્પ
આવશ્યક સૌથી અધિક, નિત્ય સ્મરણ આ એક;
સ્વાત્મા અદ્વૈત સત્ય છે, મિથ્યા છે ભવ છેક
આશા માયિક વસ્તુની, અંતરમાંથી કાઢ;
જીવનની પણ છોડ તું, તો ઊડે દુઃખ ટાઢ
અંતર બહાર સ્વરૂપ, તારું સત્યભર્યું અહીં,
જોઈ મિથ્યારૂપ, માયાનાં મોહીશ માં
આ સર્વે આકાર, સ્થિર અને વળી ચાલતા,
મિથ્યા દુ:ખદ ધાર, ને ધૃતિ સ્વરૂપે ...

વિષયનરકમેં કીટવત્, ખદબદતેં સબ લોક;
શ્રીગુરુચરન પ્રતાપતેં, ઉદ્ધરત સુભાગી કોક.
ઉપાધિ સો આપત્તિકા, ગૃહ પૂરેં ભંડાર;
શ્રીગુરુચરનકૃપાહુતેં, નીકસત સુભાગી બહાર.
પરોવ તત્ત્વે ચિત્ત, સૌથી ઉત્તમ વાત આ;
સાચું મેળવ વિત્ત, આનંદ એથી અનવધિ.
શાંત સુખી સંતોષી રહે, સ્વરૂપમાં થઈ સ્થિર;
વિકારવશ ક્યારે ન થા, રહી શૂરવીર સુધીર.
અસંતોષ શા કારણે? સેવે છે તું મન;
નિશ્ચય ને વિશ્વાસ ધર; સ્વરૂપ સચ્ચિદાનંદ. (ચાલુ)

——[ * ]——

## कजियानुं मों काळुं

કજિયો નામ કુવાડા સરખું, ધારા તીક્ષ્ણવાળું;
હરખવૃક્ષને હણે હમેશાં, કજિયાનું મોં કાળું. ૧
કજિયે કાઢયો વંશ કૈકનો, ઘર ઘણાંનું ઘાલ્યું;
રાજ્ય તજાવી કર્યાં રખડતા, કજિયાનું મોં કાળું. ૨
કજિયે કૌરવનું કુળ છેદ્યું, જાદવકુળ પરજાળ્યું;
રાવણ પણ રોળાયો રાણો, કજિયાનું મોં કાળું. ૩
વિષમવૃક્ષ છે કજિયાનું મોં, વચમાં કાંટાવાળું;
ઝેર ભરેલાં ફળ છે તેમાં, કજિયાનું મોં કાળું. ૪
આ જગમાં નથી કાંઇ આપણું, તન ધન સૌ જાનારું;
માટે માથાકુટ નવ કરશો, સમાધાનમાં સારું. ૫

## પરચુરણ

જેમાં આપણે હરિયે ફરિયે, જેને લાગે હાથ;
કહે અખો નરહરિ! એજ મારો નાથ.
અખાએ કર્યો ડખો, ગોપાલે રાંધી ઘેંશ;
નરહરિ કહે બૂટિયા! ઝટ શિરાવા બેશ.*

શ્રી. ખેરાજભાઈના સંગ્રહમાંથી
(શ્રી. માણિક્ય વર્માએ ઊતરાવેલું)

——[ * ]——

* અખો ભક્ત, નરહરિ, ગોપાળ અને બૂટો કાપડી એ ચાર કાશીવાળા પ્રસિદ્ધ બ્રહ્માનંદ સ્વામીના સહાધ્યાયી વેદાંતી શિષ્યો હતા.

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

[ આનંદાશ્રમ-બીલખા ]

( ચૈત્રમાસ )

**મહાપૂજન**—ગત શ્રીરામનવમીના દિવસે તથા સૂર્યગ્રહણના દિવસે સૌ આનંદાશ્રમ-વાસીઓએ મળીને પૂજ્યપાદ શ્રીમદ્‌ગુરુદેવનું મહાપૂજન કર્યું હતુ

**મુખ્યભેટ**—રૂા ૧૨-૦-૦ શ્રી હરિલાલ હરકીશનદાસ-મુંબઈ. રૂા ૧૦-૦-૦ સ્વ. શ્રી. મગનલાલ ડાહ્યાભાઈનાં વિધવા-રાજકોટ રૂા ૧૫-૦-૦ શ્રી રાજસી લખમેં-મુંબઈ

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેક**—શ્રી રતનશી લલ્લુભાઈ-ઉમરાળા રુદ્રાભિષેક. શ્રીમતી સવિતા-બેન પ્રભાશંકર-ગોંડલ રુદ્રાભિષેક

**ભોજન**:—રૂા ૨૩-૪-૦ શ્રી. મેવાજી ર ભરૂચા-મુંબઈ તરફથી હા શ્રી મગળદાસ-ભાઈ રૂા ૯-૪-૦ બેન સવિતાબેન પ્રભાશંકર તરફથી તેમના સ્વ પિતાશ્રીના આત્મકલ્યાણાર્થે ભોજન ને થાળ રૂા. ૧૦-૦-૦ શ્રી. ચદુલાલ અંબાશંકર ત્રિવેદી-જોરાવરનગર. તેમના પુત્રના લગ્નપ્રસંગે ભોજન

**થાળ**—રૂા ૨-૦-૦ શ્રી હરિલાલ હરકીશનદાસ-મુંબઈ રૂા ૧-૪-૦ શ્રી સુંદરજી બહેચર તન્ના-માંગરોળ રૂા ૧-૪-૦ શ્રી. દયાળજી સુંદરજી તન્ના-માંગરોળ રૂા ૧-૪-૦ શ્રી. પ્રભુદાસ દયાળજી-માંગરોળ રૂા ૧-૪-૦ શ્રી રતનશી લલ્લુભાઈ-ઉમરાળા રૂા ૫-૦-૦ શ્રી. જીવનરામ મકનજી ભટ્ટ-ભાવનગર ૪ થાળ હા શ્રી માણેકલાલ નાનજી ચદારાણા રૂા ૧-૪-૦ બાઈશ્રી સુમરજીમા-બીલખા રૂા. ૧-૮-૦ શ્રીમતી સાકરબાઈ તે વિશ્રામ લધાનાં ધર્મપત્ની. શરતી રકમના વ્યાજમાંથી રૂા. ૧-૪-૦ શ્રી મોહનલાલ મકનજી-રાજકોટ. રૂા ૫-૦-૦ શ્રી શંકરલાલ મોહનલાલ-જામજોધપુર ( ૪ થાળ ) રૂા ૧-૪-૦ શ્રી માનસિંહ નથુસિંહ રૂા. ૫-૪-૦ બેન માનકુવરબેન દયાશંકર-બીલખા ( ૪ થાળ ) ( સપ્તાહનિમિત્તે ) રૂા ૧-૪-૦ શ્રી મણિલાલ છોટાલાલ-મુંબઈ રૂા ૧-૪-૦ શ્રી જગમોહનદાસ ધર્માણિકલાલ-મુંબઈ રૂા. ૧-૪-૦ બેન સવિતાબેન લલ્લુભાઈ-મુંબઈ રૂા ૧-૪-૦ બેન લલિતાબેન લલ્લુભાઈ-મુંબઈ. રૂા. ૫-૦-૦ શ્રી કેશવલાલ માણેકલાલ ચદારાણા દૂધ ધરાવવા રૂા ૫-૦-૦ શ્રી કેશવલાલ માણેકલાલ ચદારાણા પ્રભુશ્રીને સાંજે નૈવેદ્ય ધરાવવા હા શ્રી માણેકલાલ નાનજી ચદારાણા.

**અખંડદીપક**—રૂા ૧-૦-૦ શ્રી હરિલાલ હરકીશનદાસ-મુંબઈ રૂા ૦-૮-૦ શ્રી. સુંદરજી બહેચર તન્ના-માંગરોળ રૂા ૦-૬-૦ શ્રી દયાળજી સુંદરજી તન્ના-માંગરોળ રૂા. ૦-૬-૦ શ્રી પ્રભુદાસ દયાળજી-માંગરોળ રૂા ૧-૪-૦ શ્રી જીવાભાઈ ધાધલ-બીલખા. રૂા. ૧-૦-૦ શ્રી રતનશી લલ્લુ-ઉમરાળા રૂા ૧-૪-૦ શ્રી. શંકરલાલ મોહનલાલ-જામજોધપુર. રૂા. ૦-૧૨-૦ શ્રી માનસિંહ નથુસિંહ રૂા. ૫-૦-૦ શ્રી કેશવલાલ માણેકલાલ ચદારાણા-ભાવનગર.

---

## પૂજનસમાચાર

શ્રીગંગાદશહરાનિમિત્તે જેઠ સુદિ ૧૦ બુધવારના દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન થશે.

લિ શ્રીમન્નાથસત્સંગમંડળ, વિશ્રામભવન-મુંબઈ

—[ * ]—

# परचुरणभेट

( સંવત્ ૨૦૦૪ના ચૈત્રમાસ )

૨–૦–૦ શ્રી. કાલિદાસ હીરજી–પોરબંદર

૨–૮–૦ ,, જેશંકર કેશવજી–લાણવડ

૧–૪–૦ શ્રીમતી બાઈશ્રી કસરીબાઈ–બીલખા

૦–૪–૦ બેન મણિબેન દવે–બીલખા

૧–૮–૬ પરચુરણ ભેટ મંદિરેથી હા. જયંતીલાલ વિદ્યાર્થી

શ્રીરામનવમીના દિવસે પૂજન ભેટ:–નવાગામ આનંદાશ્રમ:—

૧–૪–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા

૦–૪–૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી

૦–૪–૦ શ્રી. કરશનદાસ હરજી

૦–૨–૦ ચિ. જયંતીલાલ

૧–૦–૦ શ્રી. રતનશી લક્ષ્મુભાઈ

૨–૮–૦ ,, મોહનલાલ મૂળજી–મુંબઈ

૦–૬–૦ ,, રતનશીભાઈ–ઉમરાળા. પૂજાપો તથા ભેટના

૦–૪–૯ પરચુરણ મંદિરેથી

૦–૬–૬ બા શ્રી સુખજીબા વગેરે

૧–૪–૦ શ્રી. મોરારજી છગનલાલ–જૂનાગઢ

૦–૪–૦ ,, મા. ના. ચંદારાણા

૦–૧–૩ મંદિરેથી પરચુરણ

૨–૦–૦ શ્રી. કેશવલાલ જેઠાલાલ–મુંબઈ

૦–૫–૦ ,, અંબાશંકર નાનજી જોશી

૧–૦–૦ બેન સવિતાબેન–રાજકોટ

૨–૦–૦ શ્રી. મનહરલાલ પ્રાણજીવનદાસ–ભાવનગર

૦–૪–૦ શ્રી. વ્રજલાલ હરિલાલ–જૂનાગઢ

૧–૪–૦ બેન મણિબેન જીવરામ–જૂનાગઢ

૧–૦–૦ ચિ. બકુલાબેન કેશવલાલ ચંદારાણા

૦–૪–૦ શ્રી. મનહરલાલ પ્રાણજીવન–ભાવનગર

૦–૪–૦ ,, જયંતીલાલ હરિલાલ–જૂનાગઢ

૨–૦–૦ એક ભક્ત

શ્રીબીલખા આનંદાશ્રમની ભેટ:—

૧–૪–૦ શ્રી. લક્ષ્મણ રાજા

૧–૦–૦ ,, ચંદુલાલ માવજી

૦–૮–૯ પરચુરણ

---

૨–૧૨–૯ હા. શ્રી. હરજી કરશન

શ્રીઅમદાવાદ આનંદાશ્રમની ભેટ:—

૮–૮–૦ શ્રી. સ્વ. ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિક તરફથી માસિક થાળના

૦–૪–૦ શ્રી. જયશંકર મયારામ ભટ્ટ

૦–૮–૦ ખટાઉ ભક્ત

૦–૮–૦ શ્રી. નટવરલાલ ચતુરભાઈ પટેલ

૦–૨–૦ ,, પ્રવીણચંદ્રકુમાર

૦–૩–૦ ,, અશ્વિનીકુમાર તથા દયાગૌરી ભટ્ટ

૦–૩–૦ બેન શાંતાગૌરી તથા વસરામભાઈ

૧–૦–૦ પરચુરણ

૦–૪–૦ પૂજારી બ્ર. દલપતરામ પાટોત્સવની ભેટના:—

---

૧૧–૮–૦ હા. શ્રી. જયશંકર શાસ્ત્રી

× × × ×

૦–૪–૦ બેન કસ્તુરબેન વ્યાસ–બીલખા

૧–૪–૦ શ્રી. સુરેશચંદ્ર જગજીવનદાસ–મુંબઈ

૧–૪–૦ ,, રમેશચંદ્ર જગજીવનદાસ ,,

× × ×

શ્રીનવાગામ–આનંદાશ્રમમાં સૂર્યગ્રહણનિમિત્તે પૂજન ભેટ:—

૨–૦–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા

૦–૪–૦ ,, મગનલાલ રામજી શાસ્ત્રી

૦–૪–૦ ,, દયારામ સૂરજી શાસ્ત્રી

૦–૪–૦ પૂ. બ્ર. બ્રહ્મ પ્રકાશજી,

૦–૨–૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી

૦–૨–૦ ચિ. લલિતપ્રસાદ અંબાશંકર, જોશી

૦–૪–૦ શ્રી. સુરેશચંદ્ર જગજીવનદાસ–મુંબઈ

વર્ષ ૧૬ મું

વૈશાખ

અંક ૧૨

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂ ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પી. બીલખા

येषां सन्निधिमात्रेण सदानन्दायते मनः।

तेषां श्रीनाथगुरूणामानन्दाश्रम आश्रमः॥ १ ॥

ભાવાર્થ—જેઓશ્રીની સમીપતામાત્રથી મનમાં નિત્ય વિદ્યમાન (ખરો) આનંદ પ્રકટ થાય છે તેઓશ્રી સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનનો આ આશ્રમ આનંદાશ્રમ છે

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીઆનંદાશ્રમ. | ૧૭૭ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૭૮ |
| ૩ | મદાલસા. | ૧૭૯ |
| ૪ | નરપતિ ઉત્તમ. | ૧૮૧ |
| ૫ | જલાશયનું માહાત્મ્ય. | ૧૮૩ |
| ૬ | પરમજ્યોતિ દર્શન. | ૧૮૮ |
| ૭ | જ્ઞાન દીવો. | ૧૮૯ |
| ૮ | શ્રીનાથસુબોધમાળા. | ૧૯૦ |
| ૯ | શ્રીઆષાઢી ગુરુપૂર્ણિમા મહાપૂજનમહોત્સવ. | ૧૯૨ |
| ૧૦ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ... |
| ૧૧ | પૂજ્ય ગુરુબંધુ બ્રહ્મચારી શ્રીગહનસ્વરૂપજીનું-શ્રીગંભીરશર્માનું સ્વરૂપાવસ્થાન. | ... |

——[ * ]——



જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ

મુદ્રણસ્થાન: શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्‌गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।
અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૯ મું ] સંવત્ ૨૦૦૪ વૈશાખ [ અંક ૧૨ મો

## श्रीआनंदाश्रम

[ લેખક—નવાસૂર્યદેવળ લઘુમહંત ત્રિકમદાસજી ભગવાનદાસજી ]

( ઝીલણિયું, રાગ—ઓધવજી સંદેશો કે’જો શ્યામને )

આનંદ આશ્રમ જોતાં શ્રીગુરુનાથનો, આનંદદરિયો ઉરમાંહિ ઉભરાય જોઃ
પુણ્યનદી સુખજલ લઇ આવે વેગથી, આનંદ આશ્રમ, જલનિધિમાંહિ સમાય જો ૩
આનંદ આશ્રમ જોતાં. ટેક—

નીલગિરિપર આશ્રમ રૂડો કાગનો, નહિ અવિદ્યા માયાનો ત્યાં લેશ જોઃ
પ્રતાપ તેવો નાથગુરુનો ભાળિયો, શાંતિ દિલમાં આનંદ થાય અશેષ જો.૩
આનંદ આશ્રમ જોતાં—૧

કલિ કુટિલ પાપી જીવોના કારણે, નાથગુરુએ લીધેલો અવતાર જોઃ
વચનામૃતનો લાભ દઈ કંઇ જીવને, હરિ સનમુખ કરી દીધેલો ઉદ્ધાર જો
આનંદ આશ્રમ જોતાં—૨

અટન કરી અવનીમાં આનંદ આપિયો, દેશવિદેશે ગુરુના ગુણ ગવાય જોઃ
અધિકારી જન આવે દરશન કારણે, તેનાં સઘળાં પાતક દૂર પળાય જો.
આનંદ આશ્રમ જોતાં—૩

મંત્રમૂલ ગુરુવચન કહ્યું છે વેદમાં, મોક્ષમૂલ તે ગુરુકૃપા કહેવાય જો
ત્રિકમ તેથી ગુરુકૃપા સૌ મેળવો, ગુરુકૃપાથી સે’જે મુક્તિ થાય જો
આનંદ આશ્રમ જોતાં—૪

———ooOOoo———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

અસત્‌માંથી સત્‌માં જવું, અંધારામાંથી પ્રકાશમાં જવું, મરણમાંથી અમરણમાં જવું, અને અશુદ્ધિમાંથી શુદ્ધિમાં જવું એ તમારા જીવનનો ઉદ્દેશ રાખી પ્રયત્નશીલ રહેશો.

આપના અંતઃકરણની શુભ ઉત્કંઠાને સંતોષવા સર્વે મોક્ષશાસ્ત્રોના સારભૂત થોડાં વાક્યો નીચે લખાય છે:—

નિત્ય શ્રદ્ધાપ્રીતિથી સૂર્યોપાસન, મંત્રજપ, દેવપૂજન, ચિત્તસંશોધન, પરમાત્મધ્યાન, આત્મવિચાર, શાસ્ત્રવાચન ને શાસ્ત્રશ્રવણવડે અંતઃકરણની શુદ્ધિમાં, સ્થિરતામાં, સૂક્ષ્મતામાં ને શાંતિમાં વધારો કરવા પ્રયત્ન સેવતાં હશો. સાત્ત્વિકી શ્રદ્ધા, એકનિષ્ઠા ને સદાગ્રહવાળો શુભપ્રયત્ન જિજ્ઞાસુનું પરમ હિત સાધવામાં મુખ્ય હેતુરૂપ મનાય છે.

સ્વકર્તવ્યપરાયણ રહી, મનની શાંતિ વધારવાથી કામક્રોધાદિ મનના દોષો દૂર થઈ મનુષ્યનું મન સહજ ને નિરવધિ સુખનો અનુભવ કરવા ભાગ્યશાળી થાય છે.

વિવેકવિરાગવાળી સૂક્ષ્મબુદ્ધિવડે અહંતામમતાને નિઃશેષ નિવૃત્ત કરી પરમપવિત્ર ને નિરવધિ નિજાનંદનો અનુભવ કરવા સતત સદાગ્રહપૂર્વક શાસ્ત્રોક્ત શુભપ્રયત્ન સેવતાં હશો.

અનાદિકાલથી જીવના અંતઃકરણમાં સુસ્થિર થઇ ગયેલી જીવભાવની વાસના દીર્ઘકાલ, અંતરાયવિના, પરમાદરપૂર્વક બ્રહ્મભાવનાનો અભ્યાસ કરવાથી દૂર થાય છે.

શરીરનું આરોગ્ય ને મનની પ્રસન્નતા જાળવી, બ્રહ્મવિચારમાં યોગ્ય સમય વ્યતીત કરો, દેહાધ્યાસને શિથિલ કરી સ્વોપકાર-પરોપકારવડે ઉત્તમ મનુષ્યજન્મને સફલ કરશો.

જો બની શકે તો દિવ્યપ્રભાસાથે અંતર્યામીના આદેશોનું વાચન મનન કરતાં રહેશો.

તમારા હૃદયની શુભભાવનાથી અંતઃકરણને સંતોષાનુભવ થયો. શુભભાવના આ ભવસાગર તરવાની દૃઢ નૌકા છે એમ સમજી તેને અડગ સેવવી.

આહાર પથ્ય તથા પરિમિત રાખી શરીરનું આરોગ્ય સાચવવાથી ને વિવેકવિરાગવડે શોકક્રોધાદિથી મનને મોકળું રાખવાથી પ્રભુની અનન્યભક્તિ ને આત્મસ્વરૂપનો વિચાર સારીરીતે કરી શકાય છે.

મનને અંતર્મુખ કરી, જોવું બ્રહ્મસ્વરૂપ;
વિવેકવિરતિના બલવડે, ભૂલવું સૌ જડરૂપ. ૧

પરમપ્રીતિથી પ્રભુતણું કરજો સમરણધ્યાન;
દૃશ્ય સકલ બાધિત થઈ, થશે સ્વરૂપનું ભાન. ૨ (ચાલુ)

# મદાલસા

[ અનુવાદકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેસાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૬૪થી )

सोऽप्यलर्को यथान्यायं पुत्रवन्मुदिताः प्रजाः।
पालयामास धर्मात्मा स्वे स्वे कर्मण्यवस्थिता ॥

સંબંધના સુયોગ્ય વિનિમયથી પ્રસન્ન થયેલી અને પોતપોતાના નિયત કર્મમાં નિષ્ઠાવાળી પ્રજાઓનું તે ધર્માત્મા અલર્ક પણ પોતાની ઔરસ પ્રજાની પેઠે ન્યાયપુરઃસર પાલન કરવા લાગ્યો.

दुष्टेषु दंडं शिष्टेषु सम्यक् च परिपालनं ।
कुर्वन् परां मुदं लेभे इयाज च महामखैः ॥

દુષ્ટ જનોને માટે દંડનો અને શિષ્ટ જનોને માટે સુરક્ષાનો સુયોગ્ય પ્રબંધ કરીને તે અલર્ક મોટી પ્રસન્નતાને અનુભવવા લાગ્યો અને મોટા યજ્ઞોવડે દેવોનું યજન કરવા લાગ્યો.

अजायन्त सुताश्चास्य महाबलपराक्रमा ।
धर्मात्मानो महात्मानो विमार्गपरिपंथिनः ॥

અને મોટા બળવાળા મોટા પરાક્રમવાળા ધર્માત્મા મહાત્મા અને અવળે માર્ગે ચાલનારાઓના શત્રુભૂત એવા પુત્રો પણ એ અલર્કને જન્મ્યા.

चकार सोऽर्थं धर्मेण धर्मंमर्थेन वा पुन ।
तयोश्चैवाविरोधेन बुभुजे विषयानपि ॥

એ અલર્ક રાજાએ ધર્મવડે ધનનું સંપાદન કર્યું, અને પાછું ધનવડે ધર્મનું સંપાદન કર્યું તેમજ ધર્મને તથા ધનને વિઘ્ન ન થાય એ રીતે વિષયોનો ભોગ પણ કર્યો.

एवं बहूनि वर्षाणि तस्य पालयतो महीं ।
धर्मार्थकामसक्तस्य जग्मुरेकमहर्यथा ॥

એ ક્રમે ધર્મ અર્થ અને કામમાં આસક્ત રહીને પૃથ્વીનું પાલન કરતાં તેને ઘણાં વર્ષો પસાર થઈ ગયાં છતાં તે તેને જાણે એક દિવસ પસાર થયો હોય એમ લાગ્યું

वैराग्यं नास्य संजज्ञे भुंजतो विषयान् प्रियान् ।
न चाप्यलमभूत्तस्य धर्मार्थोपार्जनं प्रति ॥

પ્રિય વિષયોનો દીર્ઘકાળ ભોગ કરતાં છતાં તેને વૈરાગ્ય ઉપજ્યો નહિ તેમજ ધર્મ અને ધનનું ઉપાર્જન ઘણું કર્યું એમ માનીને તે તેમાંથી ઉપરામ પામ્યો નહિ.

तं तथा भोगसंसर्गप्रमत्तमजितेन्द्रियं ।
सुबाहुर्नाम शुश्राव भ्राता तस्य वनेचरः ॥

તે અલર્ક એવી રીતે ઇંદ્રિયોને મોકળી મૂકીને ભોગના સંસર્ગમાં પ્રમાદવાળો થઈ રહેલો છે પણ ઇંદ્રિયોનો જય કરીને ભોગના સંસર્ગમાંથી જાગીને ઉપરામ પામતો નથી એવું વનમાં વિચરતા રહેનારા સુબાહુ નામના તેના ભાઈએ સાંભળ્યું

तं बुबोधयिषु सोऽथ चिरं ध्यात्वा महामतिः ।
तद्वैरीसंश्रयं तस्य श्रेयोऽमन्यत भूपते ॥

તે અલર્કને તેના પ્રમાદમાંથી જગાડવાની ઇચ્છાવાળો થઇને તે સુબાહુએ દીર્ઘ સમય વિચાર કર્યો. વિચાર કરતાં અલર્કના શત્રુનો આશ્રય કરવો એ તે અલર્ક રાજાનું શ્રેય કરવામાં ઉપયોગી છે એમ તેણે માન્યું.

ततः स काशीभूपालमुदीर्णवलवाहनं।
स्वराज्यमाप्तुमागच्छद् वहुशः शरणं कृती॥

તેથી પછી પોતે સ્વરૂપના સુખનું સંપાદન કરવાવડે કૃતાર્થ છતાં જાણે પોતાનું રાજ્ય પોતાના ભાઈ પાસેથી મેળવવું છે એવો ભાસ આપીને સહાય માટે તે સુબાહુ બહુ પ્રકારે સેના અને વાહન આદિની વિશાળ સામગ્રીવાળા કાશીના રાજાને શરણે આવ્યો.

सोऽपि चक्रे वलोद्योगमलर्कं प्रति पार्थिवः।
दूतं च प्रेषयामास राज्यमस्मै प्रदीयतां।

તે કાશીના રાજાએ પણ અલર્કની સામે મોટું સૈન્ય તૈયાર કર્યું અને પછી દૂત મોકલીને સુબાહુને તેનું રાજ્ય આપી દેવા કહેવડાવ્યું.

सोऽपि नैच्छत्तदादातुमाज्ञापूर्वं स्वधर्मविद्।
प्रत्युवाच च तं दूतमलर्कः काशीभूभृतः॥

તે અલર્ક પણ પોતાના ધર્મને જાણનારો હતો તેથી પોતાના મોટા ભાઇને રાજ્યની ઇચ્છા હોય તો તેને આપી દેવું જોઇએ એમ માનનારો હતો પણ કાશીનો રાજા આજ્ઞા કરે ને પોતે રાજ્ય આપી દે, એ રીતે રાજ્ય આપી દેવાનું તેને ગમ્યું નહિ. તેથી પછી કાશીના રાજાના તે દૂતને તે અલર્કે ઉત્તર કર્યો કે:—

मामेवाभ्येत्य हार्देन याचतां राज्यमग्रजः।
नाक्रान्त्या संप्रदास्यामि भयेनाल्पामपि क्षितिं॥

સુબાહુ મારા મોટા ભાઈ છે તેમને રાજ્ય જોઇતું હોય તો તેઓ મારી પાસે આવીને પ્રેમથી રાજ્ય માગે તો હું આપી દઉં, પણ આવી રીતે મારી ઉપર આક્રમણ કરવાથી ભય પામીને હું રાજ્ય આપી દઈશ એમ ધાર્યું હોય તો એ રીતે અલ્પ પૃથ્વી પણ હું આપનાર નથી.

सुवाहुरपि नो याच्ञां चकार मतिमान्स्तदा।
न धर्मः क्षत्रियस्येति याञ्चा वीर्यधनो हि सः॥

સુબાહુ પણ મતિમાન્ હતો. યાચના કરવી એ ક્ષત્રિયનો ધર્મ નથી, અને પરાક્રમ એ જ જેનું ધન છે એવો પોતે ક્ષત્રિય છે એમ કહીને યાચના કરવાની તેણે ના પાડી.

ततः समस्तसैन्येन काशीशः परिवारितः।
आक्रान्तुमभ्यगाद्राष्ट्रमलर्कस्य महीपतेः॥

તેથી પછી પોતાના બધા સૈન્યવડે વીંટળાઇને કાશીનો રાજા અલર્ક રાજાના રાષ્ટ્ર ઉપર આક્રમણ કરવા માટે ગયો. (ચાલુ)

(ચાલુ)

# नरपति उत्तम

[ અનુવાદક—શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૬૬થી )

इत्युक्तस्तेन विप्रेण भूपालो विस्मितस्तदा ।
सस्मार तं महावीर्यं सत्यसन्धं निशाचरं ॥

તે બ્રાહ્મણે એમ કહેતાં રાજા ઘણું વિસ્મય પામ્યો અને તે મોટા પરાક્રમવાળા તથા બોલ્યું પાળનારા રાક્ષસને તેણે તે સમયે સંભાર્યો.

स्मृतस्तेन तदा सद्यः समुपेत्य नराधिपं ।
किंकरोमीति सोऽप्याह प्रणिपत्य महामतिं ॥

સંભારતાંજ તે પણ તુરત રાજાની પાસે આવીને મોટી મતિવાળા તેને પ્રણિપાત કરીને પૂછવા લાગ્યો કે હું શું કરું ?

ततस्तेन नरेन्द्रेण विस्तरेण निवेदिते ।
गत्वा पातालमादाय राजपत्नीमुपाययौ ॥

પછી રાજાએ વિસ્તારથી તેને બધી વાત કરી તે પરથી પતાલમા જઈ રાજરાણીને લઈને - તે પાછો આવ્યો

आनीता चातिहार्देन सा ददर्श तदा पतिं ।
उवाच च प्रसीदेति भूयो भूयो मुदान्विता ॥

પોતાને લઈ આવતાંજ તે રાજરાણી પોતાના પતિને અત્યંત પ્રેમવડે જોવા લાગી અને આનંદમાં આવીને પ્રસન્ન થાઓ પ્રસન્ન થાઓ એમ વારંવાર તેને કહેવા લાગી.

ततः स राजा रभसा परिष्वज्याह मानिनीं ।
प्रिये प्रसन्न एवाहं भूयोऽप्येवं ब्रवीपि किं ॥

તે પરથી રાજા તે માનિનીને વેગથી ભેટીને કહેવા લાગ્યો કે હે પ્રિયે ! હું પ્રસન્નજ છું છતાં તું વારંવાર એમ કેમ પૂછ્યા કરે છે ?

पत्न्युवाच ॥ પત્ની કહે છે

यदि प्रसादप्रवणं नरेन्द्र मयि ते मन ।
तदेतदभियाचे त्वां तत्कुरुष्व ममार्हणं ॥

હે રાજન્ ! આપનું મન જો મારી ઉપર કૃપા કરવાને અનુકૂળ થયું હોય તો આપની પાસે હું આ માગું છું તે કરો અને હું તેથી મારું માન કર્યું જાણીશ.

राजोवाच ॥ રાજા કહે છે.

निःशंकं ब्रूहि मत्तो यद्भवत्या किंचिदीप्सितं ।
तदलभ्यं न ते भीरु तवायत्तोस्मि नान्यथा ॥

મારી પાસેથી મેળવવા જેવું જે કાંઇ તારું ઇચ્છેલું હોય તે હે સુરમાળ નારી! તને ન મળે એવું નથી. હુ તારે અધીન છું. હુ તારી પાસે સ્વતંત્ર નથી.

पत्न्युवाच ॥ પત્ની કહે છે.

मदर्थे तेन नागेन सुता शप्ता सखी मम।
मूका भविष्यसीत्याह सा च मूकत्वमागता ॥

તે નાગે તેની દીકરી મારી સખીને મારે માટે કરીને શાપ આપ્યો કે તું મૂંગી થઈશ ને તે મારી સખી મૂકપણાને પામી છે.

तस्याः प्रतिक्रियां प्रीत्या मम शक्नोति चेद्भवान्।
वाग्विघातप्रशान्त्यर्थं ततः किं न कृतं मम ॥

જો આપ મારા ઉપરની પ્રીતિને લીધે તેનો કાંઈ ઉપાય કરી શકો એમ હો તો મારે માટે આપે જે બધું કર્યું તેમાં તેની વાણીના વિઘાતની શાંતિને માટે કેમ કાંઈ કર્યું નથી ?

ततः स राजा तं विप्रमाहास्मिन् कीदृशी क्रिया।
तन्मूकतापनोदाय स च तं प्राह पार्थिवं ॥

તે ઉપરથી તે રાજાએ તેની મૂકતા કાઢવા માટે તે બ્રાહ્મણને પૂછ્યું કે આ કામમાં કઈ ક્રિયા છે ? તે બ્રાહ્મણે પણ તે રાજાને ઉત્તર કર્યું.

ब्राह्मण उवाच ॥ બ્રાહ્મણ કહે છે.

भूप सारस्वतीमिष्टिं करोमि वचनात्तव।
पत्नी तवेयमानृण्यं यातु तद्वाक्प्रवर्तनात् ॥

હે રાજન્! તમારા કહેવાથી હુ સરસ્વતીની ઇષ્ટિ કરું છું. તે વડે તેને વાણીની પ્રવૃત્તિ થશે અને તમારાં આ પત્ની ઉપર તેણે કહેલા ઉપકારના ભારમાંથી તમારાં પત્ની મુક્ત થશે.

इष्टिं सारस्वतीं चक्रे तदर्थं स द्विजोत्तमः।
सारस्वतानि सूक्तानि जजाप च समाहितः ॥

તે બ્રાહ્મણે તે રાજાને માટે સરસ્વતીની ઇષ્ટિ કરી અને એકાગ્ર મનવડે સરસ્વતીનાં સૂક્તો( પ્રશંસાના મંત્રો )નો જપ કર્યો.

ततः प्रवृत्तवाक्यां तां गर्गः प्राह रसातले।
उपकारः सखीभर्त्रा कृतोऽयमतिदुष्करः ॥

તથી પછી રસાતલમાં રાણીની તે સખીને વાણીમાં વાક્યની પ્રવૃત્તિ થઇ ( વાણી ઉઘડી ) અને ગર્ગ( ઋષિ )એ તેને કહ્યું કે આ અત્યંત દુષ્કર ઉપકાર તારી માથે તારી સખીના પતિએ કર્યો છે.

इत्थं ज्ञानं समासाद्य नंदा शीघ्रगति पुरं।
ततो राज्ञीं परिष्वज्य स्वसखीमुरगात्मजा॥

ગર્ગાચાર્ય પાસેથી આ જ્ઞાન પામીને નાગકન્યા નંદા ઉતાવળી ગતિએ રાણીના અંત:પુરમાં આવી. પોતાની સખી( રાજરાણી )ને ભેટી.

तं च संस्तूय भूपालं कल्याणोक्त्या पुनः पुनः।
उवाच मधुरं नागी कृतासनपरिग्रहा॥

કલ્યાણ વચનોવડે તે રાજાની પણ વારંવાર પ્રશંસા કરી અને નાગકન્યાએ આસનનો સ્વીકાર કર્યો અને આ પ્રમાણે મધુર વચનો તે બોલી

उपकारः कृतो वीर भवता यो ममाधुना।
तेनास्म्याकृष्टहृदया यद्ब्रवीमि शृणुष्व तत्॥

હે વીર! હમણાં તમે મારી સાથે જે ઉપકાર કર્યો છે તે વડે મારૂં હૃદય ખુબ ખેંચાયું છે, માટે હું જે કહું છુ તે તમે સાંભળો.

तव पुत्रो महावीर्यो भविष्यति नराधिप।
तस्यामतिहतं चक्रमस्यां भुवि भविष्यति॥

તમારો પુત્ર મોટા પરાક્રમવાળો થશે. હે રાજન્! આ પૃથ્વીઉપર તેના રાજશાસનનો કોઈ પ્રતિઘાત ન કરી શકે એવો તે રાજા થશે.

सर्वार्थशास्त्रतत्त्वज्ञो धर्मानुष्ठानतत्परः।
मन्वन्तरेशो धीमान् भविष्यति स वै मनुः॥

તમારો તે પુત્ર સર્વ રાજ્યનીતિના તત્ત્વને જાણનારો થશે, ધર્મનું અનુષ્ઠાન કરવામાં તત્પર રહેશે, બુદ્ધિમાન્ થશે અને મન્વતરનો અધિપતિ એવો મનુ થશે (ચાલુ)

——[*]——

## જળાશયનું માહાત્મ્ય

[ લેખક—શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]

જયપુર પાસેના ગામમાં એક ધનાઢ્ય શેઠ નામે **લક્ષ્મીદાસ** રહેતા હતા. તેમનાં પત્ની **મનોરમા** સુશીલ, વિદ્વાન, ધર્મપરાયણ અને પતિવ્રતા હતાં. **માધવ** નામનો તેમને એકનો એક પુત્ર હતો. એક વખત શેઠ લક્ષ્મીદાસ પોતાના મુનીમ સાથે પાસેના ગામડામાં અશ્વારૂઢ થઈ વેપારવણજનિમિત્તે માલની આપલે કરવાના સોદા કરવા નીકળ્યા હતા. ગ્રીષ્મઋતુના પ્રખર તાપમાં તેમને નીકળવું પડ્યું હતું ઉતાવળમાં શેઠ જળપાન કર્યા વગરજ નીકળેલ, તેથી રસ્તામાં તેમને અત્યન્ત તૃષા લાગી. મુનીમને કહ્યું કે, "મને બહુ તૃષા લાગી છે, હોઠ સુકાઈ ગયા છે, ગળામાં કાંટા પડ્યા છે, હમણાંજ જાણે પ્રાણ નીકળી જશે એવું જણાય છે, માટે અશ્વોને ઘણીજ ત્વરાથી દોડાવો કે જેથી કોઈ જળાશય પાસે આપણે આવી પહોંચીએ બન્નેએ ઘોડા પૂરપાટ છોડી મૂક્યા. એવામાં એક વાવ દૂરથી જોવામાં આવી બન્ને અશ્વઉપરથી નીચે ઊતર્યા, પણ શેઠને સખત

ગરમી લાગવાથી તમ્મર આવી ગયાં ને નીચે પડી ગયા. મુનીમે શેઠ ઉપર જળ છાંટયું એટલે શેઠ શુદ્ધિમાં આવ્યા અને એક લોટો જળનો ભરીને આપ્યો. તે અત્યન્ત શીતળ જળનું પાન કરવાથી શેઠ સ્વસ્થ થઈ ગયા. બંનેએ અશ્વોને આગળ હાંક્યા. રસ્તામાં શેઠ મનોમય વિચાર કરે છે "अन्नदानात् परान्नास्ति" "અન્નદાનથી બીજું દાન શ્રેષ્ઠ નથી" એમ શાસ્ત્રમાં કહ્યું છે પણ મને આજે પ્રત્યક્ષ અનુભવ થયો કે અન્ન કરતાં જળ એ જીવન નભાવવામાં અતિ આવશ્યક વસ્તુ છે. માણસો પંદર, વીશ ઉપવાસ કરી શકે છે પણ જળ વિના રહી શકાતું નથી. ઘરે આવ્યા પછી તેણે નોકરોને આજ્ઞા કરી કે ચારે દિશામાં દર ચાર માઈલને છેટે એકેક વાવ ખોદાવો, ગામમાં કુવા ખોદાવો અને નદીઓ હોય ત્યાં કુંડ બંધાવી ફરતા ઘાટ બંધાવો. આ પ્રમાણે તેમની આજ્ઞા થવાથી ઠેકઠેકાણે જળાશયો થઇ ગયાં. તેમના પુત્ર માધવની ઉમ્મર લગભગ સોળ વર્ષની થઇ હતી. તેને જળમાં તરવાની તથા સ્નાન કરવાની દૃઢ આસક્તિ બંધાઇ ગઇ હતી. પ્રાત:કાળમાં પાંચ વાગ્યે વહેલો ઊઠી ગામ બહાર તેના પિતાએ વાવ બંધાવી હતી, ત્યાં એકલો હમેશાં સ્નાન કરવા જતો. તે ભયંકર આકૃતિવાળા કેટલાક પુરુષો તથા કેટલાએક દેદીપ્યમાન, સુંદર આકૃતિવાળા પુરુષો અંતરિક્ષમાંથી ઊતરી આવતા અને ચારે દિશામાં વહેંચાઇ જતા હમેશાં જોતો. તેને એક વખત વિચાર આવ્યો કે, આ પુરુષો કોણ હશે? એક વખત એક ભયંકર આકૃતિવાળો પુરુષ અંતરિક્ષમાંથી ઊતરતો તેની પાસે થઇને તેણે જતો જોયો. માધવે તેને અટકાવ્યો અને નમ્રતાથી પૂછ્યું કે આપ કોણ છો? અને આ બીજા દેદીપ્યમાન, તેજસ્વી, સુંદર આકૃતિવાળા પુરુષો કોણ છે? અને તમે બધા ક્યાં જાઓ છો? તે ભયંકર આકૃતિવાળા પુરુષે કહ્યું કે "અમે બધા યમદૂત છીએ. સુંદર તેજસ્વી આકૃતિવાળા પુરુષો દેવદૂત છે. અમે જેમની આયુર્દા પૂરી થવા આવી હોય તેવા જીવાત્માઓને યમપાશથી ખેંચી, યમરાજાપાસે ન્યાય કરાવવા લઈ જઈએ છીએ. દેવદૂતો પુણ્યશાળી જીવોને, પુણ્યના તારતમ્ય પ્રમાણે સ્વર્ગલોક, જનલોક, તપલોક વગેરે ઊર્ધ્વલોકમાં લઇ જાય છે. તું પુણ્યશાળી જીવ છો. ગયા જન્મમાં તપ કર્યું છે, માટે તું અમારાં દર્શન કરી શકે છે. બીજા માણસોને અમારાં દર્શન દુર્લભ છે." માધવે કહ્યું કે "જો તમે યમરાજ પાસેજ રહેતા હો તો, મારું મૃત્યુ કોનાથી છે અને કેવી રીતે છે, તે તેમને પૂછીને મને જણાવશો તો બહુ ઉપકાર થશે." યમદૂતે કહ્યું કે "હું જરૂર કાલે પૂછતો આવીશ અને તને જણાવીશ. બીજે દિવસે યમદૂત માધવ પાસે આવ્યો અને જણાવ્યું કે "તારું લગ્ન થશે અને તું પરણીને ઘરે આવીશ. પહેલી રાત્રિએ તમારા બંનેનું મિલન થશે કે તુરત એક વિષધર મહાભયાનક નાગ આવશે, તને દંશ કરશે અને તારી સ્ત્રીને વૈધવ્ય પ્રાપ્ત થશે અને તારું મૃત્યુ થશે. ક્યારે થશે તે યમરાજાએ જણાવ્યું નથી. આમ થવાનું કારણ, ગયા જન્મમાં તેં સર્પને મારી નાંખ્યો હતો અને તારી પત્નીએ તને તે કાર્યમાં સારી મદદ કરી હતી, એટલે તેને વૈધવ્ય પ્રાપ્ત થશે." આ હકીકત સાંભળી છોકરો ઘણો ભયભીત થઈ ગયો અને ઉદાસીન ચહેરે ઘરે આવ્યો.

તેણે તેનાં માતપિતાને ઉપરની હકીકત નિવેદન કરી. તેના પિતાએ આ હકીકત સાચી માની નહિ. છોકરાને એક જાતનો ભ્રમ થયો છે એમ કહી વાત ઉડાવી દીધી; પણ તેની માતાએ જણાવ્યું કે આ બાબત સાચી હોય કે ભલે ખોટી હોય, પણ આપણે

સાવચેતીનાં પગલાં અવશ્ય લેવાં જોઇએ. આપણે તેને પરણાવીએજ નહિ તો પછી તેની સ્ત્રીને વૈધવ્ય પ્રાપ્ત થશેજ ક્યાંથી ? શેઠે આ વાત કબૂલ રાખી અને જણાવ્યું કે "આપણે શ્રમ કરશું નહિ, પણ જે કાળે જે વાત બનવાની છે તે કદી મિથ્યા થતી નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

"अवश्यं भाविनो भावाः भवन्ति महतामपि।
नग्नत्वं नीलकंठस्य महाहिशयनं हरेः॥

અર્થ —અવશ્ય થનાર બનાવો મહાપુરુષોને પણ થાય છે, જેમકે મહાદેવનું નગ્નપણું અને વિષ્ણુનું મોટા સર્પઉપર સુવાનું ( મિથ્યા થયું નથી ).

यद्भावि न तद्भावि, भावि चेन्न तदन्यथा।
इति चिंताविषघ्नोऽयमगदः किं न पीयते॥

અર્થ —જે નથી બનવાનું તે નથીજ બનવાનું, જે થવાનું છે તે કદી અન્યથા નહિ થાય, એ પ્રમાણે ચિંતારૂપી ઝેરને દૂર કરનાર ઔષધ કેમ ( લોકો ) પીતા નથી ?

अवश्यं भाविनो भावाः प्रतिकारो भवेद्यदि।
न लिप्येरन् महादुःखैः नलरामयुधिष्ठिराः॥

અર્થ:—જે અવશ્ય બનવાનુંજ છે, તેનો જો ઉપાય હોત, તો નળ, રામ, યુધિષ્ઠિર દુ:ખોથી મુક્ત કેમ ન થયા હોત ?

લક્ષ્મીદાસ શેઠે આગળ ચલાવ્યું:—મહાભારતમાં પણ દૃષ્ટાંત છે કે-પાંડવકુલોત્પન્ન પરીક્ષિતપુત્ર જનમેજય રાજાની સભામાં શ્રીવેદવ્યાસ મુનિ પધાર્યા હતા. જનમેજયે દંડવતનમસ્કાર કરી, અર્ઘ્યપાદ્યાદિથી તેમનું પૂજન કરી મસ્તક નમાવીને ઊભો રહ્યો. મહર્ષિએ પ્રજા, સૈન્ય, રાજ્યકારભાર સંબંધે કુશળ સમાચાર પૂછ્યા પ્રસંગવશાત વાતચીતમાં કહ્યું કે "હે રાજન્ ! જે ભવિષ્યે નિર્માણ કર્યું હોય, તે કદી મિથ્યા થતું નથી. ભવિષ્યવેત્તા પુરુષો પણ તેને ટાળી શકતા નથી" જનમેજય રાજા આશ્ચર્ય પામ્યો અને બોલ્યો. "આપ આ શું બોલો છો ? શું ભાવિ ટળી શકે નહિ ? આપનું કહેવું મને તો આળપંપાળ જેવું લાગે છે." વ્યાસ મુનિએ કહ્યું "જો તારા મનમાં એમજ છે, તો સાંભળ, હું તને તારુંજ ભાવિ કહું છું (૧) અશ્વમેધ યજ્ઞનો એક ઘોડો વેચાવા આવશે, તે તારે ખરીદ કરવો નહિ, પણ તે પ્રમાણે તારાથી બની શકશે નહિ, તું અવશ્ય ખરીદ કરીશ (૨) કદાચ અશ્વ ખરીદ કર, તો તારે દક્ષિણ દિશામાં જવું નહિ, પણ તારે જવુંજ પડશે (૩) દક્ષિણ દિશામાં કદાચ જવું પડે તો લાવણ્યવતી સ્ત્રી મળશે, તેને પરણીશ નહિ, પણ તું પરણ્યા વગર રહી શકીશ નહિ (૪) ભલે પરણે પણ તું યજ્ઞ કરીશ નહિ. (૫) કદાચ યજ્ઞ કરવો પડે તો યજ્ઞકાર્યમાં યુવાન બ્રાહ્મણોને વરાવીશ નહિ. આટલું બધુ કહ્યા છતાં આ બધું તારે કરવું પડશે અને અઢાર બ્રાહ્મણોની બ્રહ્મહત્યા તારા કપાળમાં ચોટશે. છેવટે તેજ પ્રમાણે બન્યું હતું.

આ બધું સાંભળી શેઠની સ્ત્રી મનોરમા બોલી. "યોગવાસિષ્ઠમાં લખ્યું છે કે, પ્રારબ્ધ કરતાં પુરુષાર્થ બળવાન છે. પુરુષાર્થવડે ભાવિ પણ મિથ્યા થઇ શકે છે. માર્કંડેય મુનિએ પુરુષાર્થવડે પ્રારબ્ધને ફેરવ્યું હતું. સત્યવાન્ સાવિત્રીના આખ્યાનમાં, સત્યવાને લાંબું આયુષ્ય પુરુષાર્થવડે પ્રાપ્ત કર્યું હતું. આવાં ઘણાં દૃષ્ટાંતો શાસ્ત્રમાં છે.

"अत्युत्कटैः पुण्यपापैरिहैव फलमश्नुते ।
त्रिभिर्वर्षैस्त्रिभिर्मासैस्त्रिभिः पक्षैस्त्रिभिर्दिनैः ॥

**અર્થઃ**—ઘણાંજ તીવ્ર પુણ્યપાપનાં ફળ આજ દુનિયામાં માણસ ત્રણ વર્ષ, ત્રણ માસ, ત્રણ પખવાડિયાં અને ત્રણ દિનમાં ( અવશ્ય ) ભોગવે છે.

ઉપરના શ્લોકમાં કહ્યા પ્રમાણે જો ફળ હમણાંજ ભોગવવું પડે તેમ હોય તો આપણને પુરુષાર્થ કરવા માટે પૂરતો અવકાશ છે, માટે આ ગ્રીષ્મઋતુમાં આપણે ગામડાંના રસ્તામાં ચારે બાજુએ બબ્બે માઇલના અંતરે, વાવ, કુવા, કુંડ ખોદાવ્યાં છે, ત્યાં પાણીની પરબો બેસાડી દેવી જોઇએ કે જેથી પ્રખર તાપથી તપેલાને ઠંડું જલ તુરત મળી શકે. લક્ષ્મીદાસ શેઠે તેમનાં પત્નીના વિચારને અનુમોદન આપ્યું અને માધવે પોતે ચારે દિશામાં પરબો બેસાડવાનું કામ સંપૂર્ણ કર્યું.

વર્ષો ચાલ્યાં જાય છે, માધવની ઉમ્મર લગભગ પચ્ચીશ વર્ષની થઈ. ઘણાં વર્ષો વ્યતીત થયાં એટલે ભાવિએ આગળની વાતની વિસ્મૃતિ કરાવી દીધી. કંદર્પનાં વિષમય બાણો સહન કરવાને કોણ સમર્થ છે? માધવે પાસેના ગામના નગરશેઠની પુત્રી **નલિનીને** જ્યારથી જોઇ, ત્યારથી તેને કામજ્વર લાગુ પડ્યો હતો. આ હકીકત તેનાં માતપિતાના જાણવામાં આવી, તેથી નલિની સાથે સગપણ કરવા પ્રયત્નો શરુ થયા છેવટે **નલિની** માધવ સાથે લગ્નગ્રંથિમાં જોડાઈ. નલિની શ્વશુરગૃહે આવી. પ્રભુની કર્મફળપ્રદાતા સત્તા કેવું અદ્‌ભુત કામ કરી રહી છે! ગયા જન્મમાં જે પતિપત્ની હતાં, તેજ આ જન્મમાં અહીંયાં ભેગાં થયાં; આજે પહેલી રાત્રિ છે, ઘણા પ્રેમના આવેશમાં દંપતી એકબીજાને ભેટવા આતુર બન્યાં છે, બંને પરસ્પર પ્રેમથી ભેટે છે. રાત્રિના બે વાગ્યાનો વખત થયો છે, ત્યાં એક મહાન્ વિષધર ભુજંગ પલંગ ઉપર ચડવાનો પ્રયત્ન કરતો **નલિનીના** જોવામાં આવ્યો. નલિનીએ ચીસ પાડી, અને બંને પલંગ ઉપરથી કુદકો મારી નીચે ઉતરી પડ્યાં. નીચે ઉતરી ઓરડાની બહાર જવાનો પ્રયત્ન કરે છે, ત્યાં સર્પ માધવના પગ ઉપર દંશ કરવા ધસ્યો. મહદ્ આશ્ચર્ય થયું, સર્પે બે વખત દંશ કરવા પ્રયત્ન કર્યો પણ તેનું મુખ ઉઘડી શક્યું નહિ. માધવ તથા નલિનીએ આ મહાન્ ચમત્કાર જોયો. ઓરડાનું બારણું ઉઘડ્યું કે નાગ ક્યાં ચાલ્યો ગયો તેનો પત્તો લાગ્યો નહિ. માધવે તેનાં માતપિતાને જગાડ્યાં અને આ બધી હકીકત કહી સંભળાવી. તેમણે પણ સર્પને શોધવાનો પ્રયત્ન કર્યો પણ સર્પ જોવામાં આવ્યો નહિ. માધવને થોડાં વર્ષ પહેલાં યમદૂતને જે હકીકત કહી હતી, તે આજે સ્મૃતિપટમાં તાદૃશ ખડી થઇ આવી. આ હકીકત માધવે નલિનીને અથથી ઇતિ સુધી કહી સંભળાવી. નલિનીએ માધવને કહ્યું કે ગામની બહાર તે વાવ આવેલી છે અને જ્યાં તમને યમદૂત મળ્યો હતો, ત્યાં આપણે પરોઢિયે પાંચ વાગ્યે સ્નાન કરવા જઇએ, કદાચ તેજ યમદૂતનાં તમને દર્શન થાય તો આપણે ભવિષ્યવાણી કેમ અસત્ય થઈ તે બાબત બધો ખુલાસો

પૂછીએ. સંકેત પ્રમાણે તે દંપતી વહેલા સવારે સ્નાન કરવા વાવ પાસે ગયાં. માધવે કહ્યું કે "જો આ ચારે બાજુએથી યમદૂતો તથા દેવદૂતો અંતરિક્ષમાંથી ચાલ્યા આવે છે." નલિનીએ કહ્યું કે "હું કાંઈ જોઈ શકતી નથી, આનું શું કારણ?" માધવે કહ્યું કે "યમદૂતે મને કહ્યું હતું કે ગયા જન્મના પુણ્યના પ્રતાપે હું તે બધાનાં દર્શન કરી શકું છું, બીજાને તે દર્શન થઈ શકશે નહિ." ચાર પાંચ દિવસો વ્યતીત થયા પણ તે યમદૂત માધવના જોવામાં આવ્યો નહિ છઠ્ઠે દિવસે તે યમદૂત તેમની પાસેથી ચાલ્યો જતો જોવામાં આવ્યો. માધવે પ્રાર્થના કરી તેને બોલાવ્યો, એટલે તે યમદૂત નજીક આવ્યો. માધવે તેને નમન કર્યું ને પૂછ્યું કે "યમરાજાએ અમારું ભવિષ્ય ભાખ્યું હતું તે ખોટું કેમ થયું?" યમદૂતે કહ્યું કે હું પણ સર્પની સાથેજ તારા સૂક્ષ્મદેહને લેવા માટે આવ્યો હતો, પણ સર્પ તને દંશ કરી શકયો નહિ એ આશ્ચર્યજનક ઘટના જોઈ હું યમરાજા પાસે ગયો ને પૂછ્યું કે, તે સ્ત્રીને વૈધવ્ય પ્રાપ્ત થવાનું હતું તે ન થયું ને સર્પ વેર વસુલ કરવા આવેલ હતો, તે નિરાશ થઈને પાછો ગયો તેનું શું કારણ? યમરાજાએ કહ્યું કે "મેં જે સૂક્ષ્મ દેહોને લેવા માટે તને યાદી આપી હતી તે સાચી હતી, પણ તેજ દિવસે બપોરે એક અવધૂત કોટિના એક સંત રસ્તામાં ચાલ્યા આવતા હતા, ગ્રીષ્મઋતુ હતી, તેને તીવ્ર તૃષા તેના કંઠનું શોષણ કરતી હતી. રસ્તામાં કોઈ જગ્યાએથી જળ પીવાનું ન મળ્યું એટલે ગળામાં કાંટા પડ્યા હતા અને બેહોશ સ્થિતિમાં બે ત્રણ માઈલ આગળ ચાલ્યા ત્યાં એક વાવ તથા તેની નજીકમાં પાણીની પરબ તેમના જોવામાં આવી તેઓ ઘણી મહેનતે ત્યાં પહોંચ્યા. પરબમાંથી ઠંડું જળ તેમને પ્રાપ્ત થયું, અને જળનું પાન કર્યા પછી, અંતઃકરણમાં એટલીબધી શીતળતા વ્યાપી કે સ્વાભાવિક રીતે તેમના મુખમાંથી એવા ઉદ્‌ગાર સરી પડ્યા કે "આ પરબ બાંધનાર ચિરકાળ જીવો" આ સંત સત્યસંકલ્પ હતા અને તેમની અમોઘ વાણીથી તે માધવની પચાસ વર્ષની આયુર્દા વધી ગઈ એટલે સર્પનું મુખ બંધ થઈ ગયું પ્રભુની કર્મફળપ્રદાતા સત્તા પાસે અમારું કાંઈ ચાલી શકતું નથી અમે તો તે સત્તાને અધીન વર્તીએ છીએ, એમ યમરાજાએ મને કહ્યું" આટલું કહી યમદૂતે જે જીવાત્માઓની આયુર્દા પૂરી થઈ આવી હતી તેના સૂક્ષ્મ દેહોને લેવામાટે સપાટાબંધ ઉડવા માંડયું

માધવ તથા નલિની યમદૂતના શબ્દો સાંભળી સ્તબ્ધ થઈ ગયાં. ઘરે આવી માધવે તેનાં માતપિતાને આ હકીકત કહી સંભળાવી. આ સાંભળી મનોરમાએ કહ્યું કે "પ્રારબ્ધ કરતાં પુરુષાર્થ બળવાન છે એ મારું કથન સત્ય ઠર્યું છે. ઘણા મહાત્માઓ આવી ચડે તેમાં કાંઈક નારાયણસ્વરૂપ સંત પણ મળી આવે કબીરજીએ કહ્યું છે કે "ન જાને કિસ ભેખમેં (વેષમેં) નારાયણ મીલ જાય." હકીકત એવી છે કે પુરુષાર્થ કરવા માટે અવકાશ રહે તો કાર્ય સિદ્ધ થઈ જાય. ઘણી વખત "શૂળીનું વિઘ્ન કાંટે જાય." એવું પણ પુરુષાર્થનું ફળ મળે છે.

(પૂર્ણ)

———

# " परमज्योति दर्शन "

[ લેખકઃ—શ્રી. કાનજી પુરુષોત્તમ દવે-વંથલી સોરઠ ]

ઓધવજી સંદેશો કે'જો શ્યામને—એ રાગ

પરમજ્યોતિનાં દરશન સહુ સંતો કરો,
પ્રગટ્યા છે જ્યાં ઝળહળ જ્યોતિ તેજ જો;
વિશ્વે આકાશે પાતાળે મેરુએ,
એ જ્યોતિનાં વહેતાં પૂર હંમેશ જો.—પરમ૦

બ્રહ્મજ્યોતિનાં દિવ્ય રશ્મિ પ્રસરી રહ્યાં,
રેલાયાં બાહ્યાભ્યંતર ચોપાસ જો;
જળમાં, સ્થળમાં, અણુમાં વનનાં વૃક્ષમાં,
રત્નાગરસાગરનાં રત્નો માંહિ જો.—પરમ૦

ચંદ્ર સૂર્ય તારાને ઝગમગતા જુઓ,
જડમાં પણ એ તેજ ભર્યાં ભરપૂર જો;
સકલવિષે ચૈતન્ય તત્ત્વજ વ્યાપી રહ્યું,
બહિર્ અંતર ભર્યાં ચૈતન્ય અંબાર જો.—પરમ૦

વૃક્ષ પર્ણ લતાઓ, પુષ્પોથી ભર્યાં,
કેવાં સુંદર વિધવિધ જેના રંગ જો;
જ્યોતિના ચમકારા કેવા ઊઠતા,
પ્રગટાવે કેવો અંતર આનંદ જો.—પરમ૦

અણુમાં, લઘુમાં કે હિમગિરિનાં શૃંગમાં,
જ્યાં જ્યાં દષ્ટિ કરો ત્યાં પરમ પ્રકાશ જો;
આકાશે કે વિશ્વવિષે ભૂગર્ભમાં,
અંતર ઊંડાણે પણ પૂર્ણ પ્રકાશ જો.—પરમ૦

જ્ઞાનવિજ્ઞાનતણી પણ સરવે સિદ્ધિઓ,
યોગી જન જે પામે દિવ્ય પ્રકાશ જો;
બ્રહ્મજ્યોતિનો એ પરમાનંદ પામવા,
મુમુક્ષુ સાધન સાધો વિવેક વિચાર જો.—પરમ૦

પરમાત્મ પ્રભુનું જ્યોતિર્ધામ પણ એજ છે,
પરમધામ એ વિરલા પામે કોક જો;
અધિકાર સહુ સાધન સિદ્ધિથી મળે,
પામો નાથકૃપાથી જ્યોતિર્ધામ જો—પરમ૦

———[ * ]———

## જ્ઞાન દીવો

[ લેખક—શ્રી. જેઠાલાલ કાનજી જોશી-પોરબંદર ]

( – રાગ – આશા – )

જ્ઞાન દીવો પ્રકટાવ્યો ગુરુજી મારા જ્ઞાન દીવો પ્રકટાવ્યો. ટેક.
અમ અંતરનાં ઘોર અંધારાં, ટાળી ઉજાસ કરાવ્યો. ગુરુજી-જ્ઞાન૦
અજ્ઞાની ને અબુધ હૃદયમાં, જ્ઞાન પ્રકાશ કરાવ્યો ગુરુજી-જ્ઞાન૦
આદિ અનાદિ ઋષિ ધર્મનો, અનુપમ પંથ બતાવ્યો. ગુરુજી-જ્ઞાન૦
તત્ત્વજ્ઞાનનું ભાન કરાવી, તપનો સૂરજ તપાવ્યો. ગુરુજી-જ્ઞાન૦
ત્રિવિધ તાપરૂપ સંકટ કાપી, ભયનો ત્રાસ મિટાવ્યો. ગુરુજી-જ્ઞાન૦
પાપ અનીતિથી દૂર રહેવા, નીતિ ધર્મ સમજાવ્યો ગુરુજી-જ્ઞાન૦
બ્રહ્મચર્ય માહાત્મ્ય સમજાવી, બ્રહ્મ અગ્નિ ચેતાવ્યો ગુરુજી-જ્ઞાન૦
કામ ક્ષુધા તૃષ્ણાદિ હણીને, યોગ યજ્ઞ સુધાર્યો. ગુરુજી-જ્ઞાન૦
ધર્માંકુરને નવજલ સીંચી, નવપલ્લવ વિકસાવ્યો ગુરુજી-જ્ઞાન૦
સંધ્યા પાઠ પૂજા ભક્તિનો, સાચો ભેદ શીખાવ્યો ગુરુજી-જ્ઞાન૦
વર્ણાશ્રમ ધર્મે વિચરવા, વિવેકવિચાર બતાવ્યો ગુરુજી-જ્ઞાન૦
ધર્મ-તણું સાહિત્ય વધારી, ગુર્જર દેશ દીપાવ્યો ગુરુજી-જ્ઞાન૦
ધન્ય ભાગ્ય અમ શિષ્ય જનોનાં, સત્ય મર્મ સમજાવ્યો. ગુરુજી-જ્ઞાન૦
શરણાગતવત્સલ સેવકનો, માનવજન્મ સુધાર્યો. ગુરુજી-જ્ઞાન૦
ગુરુજી મારા જ્ઞાન દીવો પ્રકટાવ્યો, જ્ઞાન દીવો પ્રકટાવ્યો. ગુરુજી-જ્ઞાન૦

———

# શ્રીમન્નાથસુબોધમાલા

( પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ )

[ આષાઢીપૂર્ણિમાના મહાપૂજન પ્રસંગે ]

જે નિર્મલ મનમાં સદા, વિવેક જાગ્રત્ હોય;
કામ ક્રોધ ભય શોક ત્યાં, રહી શકે નહિ કોય. ૧

પાંચ ભૂતને પરિહરી, કરી માયાનો ત્યાગ;
અખંડ એક બ્રહ્મ દેખવું, રાખી વિમલ વિરાગ. ૨

સ્તુતિર્નિંદા સ્પર્શે નહિ, બ્રહ્મને કદી તલભાર;
માનાપમાનનો બ્રહ્મને, કદી ન સ્પર્શ લગાર. ૩

સર્વ દૃશ્યની પાર જે, શીતલ બ્રહ્મસ્વરૂપ;
તેમાં મન સુસ્થિર કરે, થાય શત્રુ સૌ ચૂપ. ૪

આધાર એક પ્રભુતણો, પ્રભુતણો વિશ્વાસ;
એક આશા જો પ્રભુતણી, તો છૂટે સૌ ત્રાસ. ૫

અંતર્યામીની કૃપા, સિદ્ધ કરે સૌ કાજ;
અનિષ્ટ સઘળું દૂર થઈ, મળે સકલ શુભ સાજ. ૬

સઘળે ચેતન દેખવું, કરી દૃશ્યનો બાધ;
બ્રહ્મદર્શન કરવું સહજ, રાખી પ્રેમ અગાધ. ૭

વિષસમ વિષયો જાણીને, કરવો તેનો ત્યાગ;
બ્રહ્મને અમૃતરૂપ ગણી, કરવો ત્યાં અનુરાગ. ૮

નેત્ર જુએ જેમ રૂપને, શબ્દ સુણે જેમ કાન;
તેમ જુએ મન બ્રહ્મને, એ જાણો દૃઢ જ્ઞાન. ૯

અદ્વય એક બ્રહ્મ જે જુએ, તે મન રે' અવિકાર;
કામ ક્રોધ મદ લોભનો, સંભવ ત્યાં ન લગાર. ૧૦

દુર્જન દોષોથી ભર્યા, તેનું સમરણ ત્યાગ;
શુભ ગુણના ભંડારરૂપ, બ્રહ્મમાં કર અનુરાગ. ૧૧

મહાદેવરૂપ બ્રહ્મમાં, જો મન રહે સદાય;
તો તે શીતલ રે' સદા, લેશ અશાંત ન થાય. ૧૨

મનને અંતર્મુખ કરે, બ્રહ્મરૂપ દરશાય;
બ્રહ્મનું દૃઢ દર્શન થયે, શાંતિસુખ પમાય. ૧૩

બ્રહ્મવડે જગ ઢાંકવું, ધારી ધૈર્ય અપાર;
અખંડ એક બ્રહ્મ દેખવું, ભૂલી દૃશ્ય અસાર. ૧૪

નયનવડે જો બ્રહ્મનું, પ્રેમે દરશન થાય;
મન નિરખે જો બ્રહ્મને, તો સૌ દ્વૈત વિલાય. ૧૫

ધ્યેય બ્રહ્મને નયનથી, કરો ન કદીએ દૂર,
ધ્યેય બ્રહ્મના ધ્યાનને, મનથી ચૂકો ન શૂર! ૧૬

જોવા નહિ ગુણદોષને, જોવું બ્રહ્મસ્વરૂપ.
બ્રહ્મસ્વરૂપને ભાળતાં, ઉપજે શાંતિ અનુપ. ૧૭

સંતદ્રોહીને કોઈ સ્થલ, મળે ન સુખદાગાર;
પાપકર્મથી દુર્જનો, પામે દુઃખ અપાર. ૧૮

કોઈ દૃશ્યમાં રાગનો, લેશ ઉદય નવ થાય,
મન જો સમભાવે રહે, તો શાંતિ જળવાય. ૧૯

મન બ્રહ્મમાં લીન કર, નયન બ્રહ્મમાં રાખ;
વાણી બ્રહ્મમાં સ્થિર કર, એમ બ્રહ્મરસ ચાખ. ૨૦

સદૈવ અંતર્યામીમાં, મનને સ્થિર રખાય;
ઈશધર્મે વર્તાય તો, મનમાં તાપ ન થાય. ૨૧

મન પ્રાણ ને શુક્રને, રાખી ત્રિકુટીમાંય;
નિર્વિકાર રે'વું સદા, નિરખી બ્રહ્મ જ્યાં ત્યાંય. ૨૨

અસત્ય તુચ્છ ને દુઃખદનો, કરવો સુદૃઢ ત્યાગ;
સચ્ચિત્સુખઘન બ્રહ્મમાં, કરવો દૃઢ અનુરાગ. ૨૩

શુભ નિશ્ચયથી કોઈ દિ, ડગવું નહિ લગાર;
સદૈવ તેને પાળવો, ધારી ધૈર્ય અપાર. ૨૪

અંતર્દૃષ્ટિથી બધે, જોવું બ્રહ્મસ્વરૂપ;
બાહ્યદૃષ્ટિથી દેખવાં, પાંચ ભૂતનાં રૂપ. ૨૫

આ દૃષ્ટિ સુદૃઢ રહે, મનનો દાહ શમાય;
ચિત્તની સુસ્થિરતાવડે, શીતલતા દરશાય. ૨૬

હૃદયતણા ઊંડાણમાં, જે શુચિ પરમપ્રકાશ;
તે પરપ્રકાશે રહી, કાપો સઘળા પાશ. ૨૭

બ્રહ્મનો બ્રહ્મમાં લેશ પણ, સંભવે કદી ન રાગ,
ભૌતિકનો ભૌતિકવિષે, કેમ ઘટે અનુરાગ. ૨૮

વિષયોને વિષસમ ગણી, કર મન! તેનો ત્યાગ;
સત્યસુધાસમ બ્રહ્મ ગણી, કર તેમાં અનુરાગ. ૨૯

સહજ સચ્ચિત્સુખવિષે, મન! રત રહે સદાય;
તેથી કૃતાર્થ થયો હું, તેમાં ન ફેર કદાય. ૩૦

ચેતન કે પંચભૂતમાં, ભોક્તા ભોગ્ય ન ભોગ;
એ અનુભવથી જ્ઞાનીઓ, મનને કરે નીરોગ. ૩૧

જે બોલ્યાથી લાભ નહિ, હાનિ પ્રત્યક્ષ થાય;
તેવું કદી ન બોલવું, સાવધ રહી સદાય. ૩૨

રાગ ત્યાગવા ત્યાગવું, અનુકૂલતાનું જ્ઞાન;
તેહ જ્ઞાનને ત્યાગવા, ત્યજવું ભેદનું ભાન. ૩૩

બ્રહ્મરૂપે રહીને સદા, જોવું બ્રહ્મસ્વરૂપ;
નામરૂપને ભૂલવાં, ગણી અસત્ જડરૂપ. ૩૪

મન ઈંદ્રિય વશ રાખતાં, ઉપજે સિદ્ધિ અનેક;
તેને છૂટાં મૂકતાં, સિદ્ધિ રહે ન એક. ૩૫

મિથ્યા કુત્સિત દૃશ્યમાં, લેશ ન કરવો રાગ;
દુઃખદ દૃશ્યને ભૂલવું, રાખી વિમલ વિરાગ. ૩૬

( ચાલુ )

———[ * ]———

## શ્રીઆષાઢી ગુરુપૂર્ણિમા મહાપૂજનમહોત્સવ

( સ્થળઃ—શ્રીઆનંદાશ્રમ-નવાગામ પો. બીલખા. )

આવતી શ્રીઆષાઢી ગુરુપૂર્ણિમાનો મહાપૂજનમહોત્સવ આ વેળા આષાઢ સુદિ ૧૫ મંગળવાર સંવત્ ૨૦૦૪ તા. ૨૦-૭-૪૮ ના રોજ થશે.

( આ વખતે આ એકજ દિવસનો મહોત્સવ રહેશે. )

આષાઢ સુદિ ૧૫ મંગળવારનું સમયપત્રક

| | | | |
|---|---|---|---|
| સવારના ૫ | ઉત્થાન-ઊઠવું. | | માલાનું વાચન, ને શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં વંદન. |
| ૫ થી ૫ા | મુખશુદ્ધિ. | ૧૨ાા થી ૫ | માધ્યાહ્ન સ્નાનસંધ્યા, ભોજન, વિશ્રાંતિ ને પરસ્પર સત્સંગ. |
| ૫ા થી ૬ | પ્રાતઃસ્મરણ સ્તોત્રો-સમૂહ-પ્રાર્થના-આદિ. | | સાંજના. |
| ૬ થી ૯ | પ્રાતઃસંધ્યાદિ નિત્યકર્મ. | ૫ થી ૭ | વ્યાખ્યાન, ને ઉપરના અંક આદિનું વાચન. |
| ૯ થી ૯ાા | મહાપૂજન તૈયારી. | ૭ થી ૧૦ | ગીતાપાઠ, આરતી, સાયંસંધ્યાદિ નિત્યકર્મ, ભજન-ધૂન. |
| ૯ાા થી ૧૨ાા | શ્રીસદ્ગુરુમહાપૂજન, શ્રીઉપદેશ-ગ્રંથાવલિના ૧૧૩ મા અંકનું તથા શ્રીમન્નાથ સુબોધ- | | |

**નોંધઃ**—આ મહોત્સવનો લાભ લેવા આવનારાં બંધુ-બ્હેનોએ પોતાના આગમનના સમાચાર આષાઢ સુદિ ૧૨ સુધીમાં શ્રી વ્યવસ્થાપકને લખી જણાવવા જોઈએ.

———[ * ]———

# શ્રીઆનંદાશ્રમ-સમાચાર

જૂનાગઢ રાજ્યના પ્રજામંડળના વડા પ્રધાન શ્રીમાન્ શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી (કુટુંબીજનો સાથે) તથા બીજા બે પ્રધાનો શ્રીમાન્ દયાશંકર ત્રિકમજી બી. એ., એલ્.એલ્. બી. વકીલ અને શ્રીમતી પુષ્પાબેન મહેતા એમ. એ વગેરે સજ્જનો વૈશાખ વદિ ૧૪ રવિવારે સાયંકાળે નામદાર દરબાર સાહેબ શ્રી અમરાવાળા સાહેબની સાથે શ્રીઆનંદાશ્રમમા દર્શનાર્થે આવ્યા હતા. તેમણે શ્રીદક્ષિણામૂર્તિ-નાથમંદિરમાં દર્શન કરી, કૃપાનાથનું શ્રવણમંદિર, નિજમંદિર, સયમમંદિર ને પુસ્તકાલય આદિ સ્થાનોનું નિરીક્ષણ કર્યું હતું. શામળદાસભાઈના પિતા લક્ષ્મીદાસભાઈ (કાળિદાસભાઈ) તથા માતુશ્રી વગેરે લગભગ આખું કુટુંબ પૂજ્યપાદશ્રીનું દીક્ષિત હોવાથી પોતાના વડીલોની સાથે શામળદાસભાઈ પ્રભુશ્રીનાં દર્શનમાટે વખતોવખત આવતા. તેનું તેમને સ્મરણ થઈ આવતાં તેમના હૃદયનો પ્રેમપ્રવાહ વાણીદ્વારા જોરભેર વહેવા લાગ્યો હતો. પોતાની બાલ્યાવસ્થાનાં સંસ્મરણો-અહીં કૃપાનાથ બિરાજતા, અહીં અમે બેસતા ને રામજીભાઈ (નોકર) કીર્તન બોલતા. આ ભોજનશાળા, આ દિવાનખાનું (અહીં અમે ઉત્સવવેળા જમવા બેસતા) વગેરે વગેરે પ્રેમતરંગે ચડેલા બાળકની પેઠે તેઓ બોલવા લાગ્યા, તેમજ પૂજ્યપાદશ્રીના ગ્રંથો ને તેઓશ્રીની અદ્ભુત વ્યાખ્યાનકલાની તેમણે વિવિધ પ્રકારે સ્તુતિ કરી શ્રોતાઓને આશ્ચર્યચકિત કરી મૂક્યા. તેમનો આનંદ હૃદયમાં સમાતો નહોતો. તેમના હૃદયોદ્ગારોએ આનંદાશ્રમવાસીઓને પણ નવીન આનંદમાં તરબોળ કર્યા હતા તેમણે જણાવ્યું કે મારે ત્યાં કૃપાનાથના ૧૦૧ જેટલા પુસ્તકો છે સમાધિ-મંદિર પરના દોહરા વાંચી તેમણે તથા અન્ય સજ્જનોએ પોતાનો અપૂર્વ આનંદ વ્યક્ત કર્યો હતો.

અહીં જણાવવું જોઈએ કે સં ૧૯૫૬નું ચાતુર્માસ પૂજ્યપાદશ્રીએ શામળદાસભાઈના પિતા શ્રીમાન્ લક્ષ્મીદાસભાઇના આગ્રહથી રાજકોટમાં તેમને ઘેર કરેલું, એટલે ચાર માસ ઉપરાંત ત્યાં સ્થિતિ થઈ હતી, અને સં ૧૯૫૬ની આષાઢી પૂર્ણિમાનો તથા સં. ૧૯૫૭ની કાર્તિકી પૂર્ણિમાનો મહોત્સવ ત્યાં થયો હતો, જેનો ઘણા સજ્જનોએ લાભ લીધો હતો.

——[ * ]——

## પૂજ્ય ગુરુબંધુ બ્રહ્મચારી શ્રીગહનસ્વરૂપજીનું-શ્રીગંભીરશર્માનું સ્વરૂપાવસ્થાન

ભાવનગર મુકામે તેમના નિવાસસ્થાન શ્રીગહનભવનમાં વૈશાખ સુદિ ૮ રવિવારે થયું છે. તેઓ ભાવનગરના વતની હોઈ કાઠિયાવાડના રેલ્વે ખાતામાં નોકર હતા ત્યારથીજ તેમનું અંતઃકરણ સનાતન ધર્મના પાલનમા ઉચ્ચ પ્રકારે લાગેલું. પૂજ્યચરણ કૃપાસિંધુ સદ્ગુરુ પ્રભુશ્રીની કૃપાથી તેમનો ગૃહસ્થાશ્રમ પવિત્ર ભાવના જેવો ચાલતો હતો. તેઓ વિશેષ વૈરાગ્ય ઉપજવાથી નોકરી છોડીને કેટલોક સમય કૃપાનાથની પાવન સેવામાં રહ્યા હતા. વિધુર થયા પછી તેઓ બ્રહ્મચર્ય ધર્મનું શાસ્ત્રીય રીતે પાલન કરતા હતા, અને કૃપાનાથે તેમને **ગહનસ્વરૂપ** એવું બ્રહ્મચારી તરીકેનું નામ આપેલું. પાછળથી તેમણે

[ અનુસંધાન ટાઈટલ પેજ ચોથા ઉપર ]

Reg. No. B. 3087.

સને ૧૯૪૮ તા. ૨૫ જુન

# વિજ્ઞપ્તિ

## માધવબાગમાં સત્સંગ

દર રવિવારે સવારના ૧૦ાા થી ૧૧ાા પૂ. ગુરુદેવના ઉપદેશામૃતનું શ્રવણ થશે. પુસ્તકો બીલખાના ભાવથી મળશે. સંધ્યાદિ નિત્યકર્મ વિનામૂલ્યથી ને પુસ્તકો ઘેર વાંચનમાટે ફ્રી મળશે.

[illegible] સત્સંગમંડળ

[illegible] સ્ટ્રીટ, વડગાદી—મુંબઈ-૩

—[ * ]—

શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા—(કાઠિયાવાડ)

તરફથી

P. O. Bilkha (Kathiawar—India)

આનંદાશ્રમ

[ ટાઇટલ પેજ ત્રીજાથી ચાલુ ]

ર, મહુવા ને વઢવાણ શહેરમાં નિવાસ કરેલો. તે દરમ્યાન ઘણા શ્રદ્ધાળુ જનોને તન. ધર્મનો ઉપદેશ કરીને તેમણે સન્માર્ગે ચડાવ્યા હતા. કેટલાંક વર્ષોથી તેઓ ભાવનગરમાં નિવાસ કરીને રહેતા હતા, અને સ્વધર્મપરાયણ રહી જિજ્ઞાસુઓને ઉપદેશ આપવાનું પવિત્ર કાર્ય કરતા હતા. તેઓ શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિના ઋષિરત્ન હતા. પૂજ્યપાદ પ્રભુશ્રીનાં ચરણારવિંદમાં તેમની ઊંચી શ્રદ્ધાભક્તિ હતી. વઢવાણના શ્રીઆનંદાશ્રમમાં તથા ભાવનગરના શ્રીગહનભવનમાં તેમણે કૃપાનાથને બહુ પ્રેમભક્તિથી પધરાવેલા. ભાવનગરમાં શ્રીસનાતનધર્મપ્રવર્તક મંડળ તથા શ્રી હિંદુ સનાતન ધર્મ સભાના તેઓ કાયમી પ્રમુખ હતા. સનાતનધર્મ પ્રચાર માટે તેમણે ઘણો પ્રયત્ન કર્યો છે. આ સમયમાં સનાતનધર્મના ઉપદેશ માટે તેમના જેવા પુરુષનું જીવન ઘણું ઉપયોગી થાત, પણ પરમાત્માની નિયતિ પ્રમાણે પ્રારબ્ધાનુસાર સર્વ થયા કરે છે, એટલે ખેદ ન કરતાં શાસ્ત્રીય વિચારોવડે શાંતિ લીધા વિના અન્ય માર્ગ નથી.

—[ * ]—

( પરચુરણ ભેટ વગેરે આવતા અંકમાં છપાશે. )